# વસંતસેના.

કવિવર વિશાખદત્ત વિરચિત સંસ્કૃત
મૃચ્છકટિક નાટક ઉપરથી લખેલી
વાર્તા.

લેખક

એચ. જી. સરચંદ;
"મહાકાળિની મૂર્તિ," તથા સંસ્કૃત ગૂજરાતી અને
ગૂજરાતી અંગ્રેજી ડિક્ષનરી વગેરેના કર્તા.

પ્રકાશક
સુવિચાર દર્શક મંડળી.
વિઠ્ઠલવાડી, મુંબાઈ.

૯-૯-૨૧

"પારસી પ્રિંટિંગ" પ્રેસ.
સંવત્ ૧૯૫૫. સને ૧૮૯૯.

કીમત ૧ રૂપીઓ.

# પ્રસ્તાવના.

આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખવામાં પાત્રોના ગુણ દોષ તથા તેમના થોડા વર્ણન સિવાયના કાંઈ લખવાની ઈચ્છા નથી. આ પુસ્તક મૃચ્છકટિકનું સંસ્કૃત નાટકના સારની વાર્તા રૂપે છે. એ નાટકનો કર્તા મહારાજા શુદ્રક મોટો કવિ હતો. તે પરાક્રમી રાજા હતો. નાટક રચવામાં તેનો કાંઈક જુદોજ હેતુ હતો.

ઉજ્જયની નગરીમાં રહેનાર ચારૂદત્ત નામનો બ્રાહ્મણ સાહુકાર આ વાર્તાનો નાયક છે. તે પ્રથમ પૈસાદાર હતો, પણ પાછળથી ગરીબ થઈ ગયો હતો. તેની ગરીબ સ્થિતિમાં વસંતસેના નામની ગુણિકા તેની ઉપર મોહિત થઇ હતી તેનું એમાં વર્ણન છે. વસંતસેના આ વાર્તાની નાયકા છે. વેશ્યા છતાં પણ તેણે ચારૂદત્ત ઉપર પોતાનો કેવો પ્રેમ બતાવ્યો છે તેનું એમાં બરાબર વર્ણન કરવામાં આવેલ છે. વળી રાજદરબારમાં અંધેર હોવાથી અને ન્યાયાધીશ પાસે ખોટા પુરાવા આપવાથી કેવો અન્યાય થાય છે તે પણ ચારૂદત્ત ઉપર આવેલા ખુનના અપરાધથી બતાવેલ છે.

વળી શકાર નામનો આગલા રાજાનો સાળો એવો તો દુષ્ટ પાપી છે કે, આખી જગત્‌માં દુષ્ટપણું હશે તે બધાનો ચિતાર તેમાંજ છે. વળી બનવાના બનાવો મિથ્યા થતા નથી. આપણા મનમાં કે ચિત્તમાં હોતા નથી એવા બનાવો પણ આપોઆપ બની જાય છે. જેમકે:—બે ગાડીઓ બદલાઇ જવી; ચારૂદત્તની ગાડીમાં આર્યકનું જવું અને શકારની ગાડીમાં વસંતસેનાનું જવું; તેમજ વળી ન્યાયાધીશ આગળ ચારૂદત્તનો ન્યાય થતો હતો તે વખતે વીરક કોટવાલનું ત્યાં આવી પહોંચવું; વળી જાણે ઓછું હોય તેમ વસંતસેનાને દાગીના આપવા જતો મૈત્રેય પોતાના મિત્ર ચારૂદત્તના કેદ પકડાવાની વાત જાણી તેને મળવા ન્યાય મંદિરમાં આવ્યો તે વખતે તેની બગલમાંથી દાગીનાની પોટલીનું પડી જવું; અને સૌથી છેલ્લું ચારૂદત્તને ફાંસીએ ચઢાવતી વખતે વસંતસેનાનું એકદમ આવી પહોંચવું.

વળી જે વખતની આ વાત છે તે વખતે ગુલામો રાખ-

વામાં આવતા હતા તે પણ આ વાર્તા ઉપરથી સમજાય છે. વસંતસેનાની દાસી મદનિકા અને શકારનો ચેટ સ્થાવરક એ બેઉ ગુલામો હતા. મદનિકા જો ગુલામ ન હોય તો પૈસા લઇને તેને છૂટી ન કરે. અને તેને છોડવવા માટે પૈસા લાવવા ચોરી કરવા જેવું સહાસ શર્વિલક ન કરે. તેમજ સ્થાવરક પણ ગુલામ હતો અને તેની ઉપર પડેલા મારના ડાઘ શકારે બધાને બતાવી પોતાના ગુલામ તરીકે તેને જાહેરમાં પુરવાર કર્યો હતો. વળી એક બીજું પણ આ વાર્તામાં છે. શર્વિલક બ્રાહ્મણ હતો. તે વસંતસેનાની દાસી મદનિકા ઉપર મોહિત થયો હતો અને તેની સાથે પરણ્યો હતો. મદનિકા દાસી પુત્રી હતી તેને પણ બ્રાહ્મણે પરણી પોતાની પત્ની કીધી હતી. તેથી તે વખતે ઉંચ કુળવાળાએ નીચા કુળની કન્યા લેવામાં હરકત ન હતી. તેમજ ચારૂદત્તનું પણ થયું હતું. ચારૂદત્ત પણ જાતનો બ્રાહ્મણ હતો અને તેણે વસંતસેના જેવી ગુણિકા સાથે લગ્ન કરી તેને પોતાની પત્ની બનાવી હતી.

વળી તે વખતના બ્રાહ્મણો વેપાર ધંધો અને રાજકારભાર પણ કરતા હતા. તેમના દાખલા પણ આ વાર્તામાંથી મળી આવે છે. ચારૂદત્ત વેપારી હતો અને શર્વિલક રાજકારભારી હતો. વળી કળાકૌશલ્ય અને સંગીતશાસ્ત્રમાં પણ તે વખતના લોકો હુશિયાર હતા. શર્વિલક ચોરી કરવા ગયો તે વખતે તેણે બતાવેલી ચતુરાઈ એ કલાકૌશલ્યનો દાખલો છે. અને રેભિલ નામનો ગવૈયો સાહુકાર ચારૂદત્તનો મિત્ર હતો અને તેને ત્યાં ચારૂદત્ત ગાયન સાંભળવા જતો હતો તે પણ આપણે જોયું છે. હવે માત્ર એક મૈત્રેય રહ્યો છે. નાનપણથી ચારૂદત્ત સાથે મિત્રતા રાખનાર આ બ્રાહ્મણ તેને ત્યાંજ રહેતો હતો. ચારૂદત્તની સારી હાલતમાં તેણે તેને ત્યાં મોજ ભોગવી હતી પણ જ્યારે ચારૂદત્તની પડતી હાલત–ગરીબી–આવી ત્યારે તેણે તેને તજી જવાને બદલે જે કાંઈ મળ્યું તે ઉપર પોતાનું ગુજરાન કર્યું. આ તેની સાચી મિત્રતા બતાવી આપવાને બસ છે.

મૃચ્છકટિક નાટકનું આ શબ્દશઃ ભાષાંતર નથી, પણ સરલ વાર્તા રૂપે છે અને તેમાં કાંઈ ભૂલચૂક રહી ગઈ હોય તે વાંચનાર ક્ષમા કરશે આટલી વિનંતિ કરી આ વિષય બંધ કરૂં છું.

# અનુક્રમણિકા.

---

# વસંતસેના.

## પ્રકરણ ૧ લું.

### ઓળખાણ.

ઉજજયની નગરીમાં વિનયદત્ત નામનો એક બ્રાહ્મણ સાહુકાર હતો. તેનું કુટુંબ બ્રાહ્મણનું છતાં વંશપરંપરાથી વેપાર રોજગારમાં પડયું હતુ. તેને સાગરદત્ત નામનો પુત્ર હતો. તે જુવાન થતાં વેપાર ધંધામાં કુશળ થયો એટલે તેના પિતાએ પોતાનો બધો પૈસો તેને સોંપી પોતે ઈશ્વર ભક્તિમાં લીન થયો. સાગરદત્ત ઘણા વર્ષ સુધી પુત્ર વગરનો હતો પણ સાધુસંતના આશીર્વાદથી કદી પણ ન જન્મેલો એવો ચારૂદત્ત નામનો ગુણવાન પુત્ર જન્મ્યો. દિવસે દિવસે મોટો થતાં તે વિદ્યા કળા અને વેપાર ધંધામાં કુશળ થયો; એટલે સાગરદત્તે ધીમે ધીમે બધો કારભાર તેને હવાલે કર્યો, અને પોતાની વૃદ્ધાવસ્થા થઇ હતી તેથી ઈશ્વર સેવામાં પોતે ચિત્ત રાખવા લાગ્યો. ચારૂદત્તે પણ વંશપરંપરા ચાલતો પોતાનો ધંધો ચાલુ રાખ્યો અને પોતાના ધનમાં તેથી વધારો કર્યો. ચારૂદત્ત બધા ગુણોથી ભરપુર હતો, પણ તેનામાં ઉદારતાનો ગુણ વધારે દેખાતો હતો. બાપદાદાએ પૈસો તો મેળવ્યો, પણ લક્ષ્મી ચંચળ છે તેને સાચવવા માટે આખો જન્મારો કાળજી કીધી, પણ આણે તો તે ચંચલ લક્ષ્મીને સ્થિર કરવા માટે યાચકોને આપી દેવા માંડી. ચારૂદત્તનો પૈસો વધારે હતો પણ તેની ઉદારતા આગળ ઘણા દિવસ ચાલ્યો નહિ. તે અતિશય દયાળુ અને ઉદાર હતો તેથી

યાચકોની ઇચ્છા પુરી કરતાં તેનું ધન જલદીથીજ ખુટી ગયું.

આખરે તે ગરીબ થઇ ગયો, છતાં તેણે કરેલા ધર્મનો તેને પશ્ચાતાપ ન થયો, પણ ઉલટું પોતાને હાથે હવે યાચકો સંતોષાતા નથી જાણી તે દલગીર થયો. અર્થીજન તો—આ ચારૂદત્તનું ઘર, પણ અંદર જવામાં ઉપયોગ શો? એ બીચારો તદન ગરીબ થયો છે. ચાલો એને મોઢું ન દેખાડતાં બીજે ઠેકાણે જઇએ—એમ કહી ત્યાંથી ચાલ્યા જતા. તેના ઘર પાસેથી જતાં તેના નોકરો વગેરેને જોઇને તેઓ બોલતા કે, 'આ દરિદ્રી ચારૂદત્તના નોકરો અને આશ્રિતો.' આ વાક્ય સાંભળતાં ચારૂદત્તને માથાનો ઘા લાગતો.

મૈત્રેય નામનો બ્રાહ્મણ તેનો અતિ પ્રિય મિત્ર હતો. ચારૂદત્ત અને મૈત્રેયને એટલી તો મિત્રાચારી હતી કે, એક બીજાને જોયા વગર તેમને ચેન પડતું નહિ. મૈત્રેયનો સ્વભાવ આનંદી હતો તેથી વાતચીતમાં હમેશ મશ્કરી વધતી હતી. તેને વિદુષક કહીએ તો ચાલે. એક દિવસ તે કયાંક બહાર ગયો હતો તે વખતે ચૂર્ણવૃદ્ધ નામનો ચારૂદત્તનો એક જુનો મિત્ર મળ્યો. તેણે જાઇના ફૂલથી સુવાસિત કરેલું એક શેલું ચારૂદત્તને આપવા માટે તેને આપ્યું. તે ઉતાવળથી હાથમાં શેલું લઇને ચારૂદત્ત પાસે જવા લાગ્યો, એટલામાં એક ગરીબ ગૃહસ્થ જેની સ્ત્રીએ વ્રત કર્યું હતું તેને જમાડવા માટે પોતાના જેવાજ કોઇ ગરીબ બ્રાહ્મણની જરૂર હતી, તેથી તે પોતાના દરવાજામાં ઉભો રહી કોઇ તેવા બ્રાહ્મણની રાહ જોતો હતો. તે મૈત્રેયને જોતાંજ બોલી ઉઠયો, "અરે મહારાજ! મહારાજ! અહીં આવો. આજ ઘરવાળીએ વ્રત કર્યું છે માટે એક બ્રાહ્મણ જમાડવો છે; માટે કૃપા કરીને જ-

મવા આવશો કે? કોઇ પણ વાતની જમવામાં ખામી પડનાર નથી." આ સાંભળી મૈત્રેયે જવાબ દીધો, "ભાઇરે, બીજા કોઇને શોધી કાઢો. હું તો હમણા અગત્યના કામમાં રોકાણો છું." આ સાંભળી પોતે ગરીબ છે તેથી શું મળશે એમ જાણી એ બ્રાહ્મણ નથી આવતો જાણી તે ગૃહસ્થ ફરીથી બોલ્યો, "મહારાજ, ભોજનની સંપૂર્ણ તૈયારી થઈ ચૂકી છે. જમવામાં માત્ર તમે એકલાજ છો. તેમ વળી દક્ષણા પણ સારી મળશે. માટે જવું હોય ત્યાં જઇ આવો." પોતે ના પાડી છતાં આ બીજી વખત બોલ્યો તેથી થોડો ગુસ્સે થઇને ચારૂદત્તનો મિત્ર બોલ્યો, "અરે! એક વખત મેં તમને ના પાડી છતાં વારંવાર કહીને મારૂં મન ડગાવવાનું કારણ શું? બીજો કોઇ જોઇ લ્યો." આમ બોલતો બોલતો મૈત્રેય આગળ ગયો અને અને તે ગૃહસ્થ બીજો બ્રાહ્મણ શોધતો ત્યાંજ ઉભો રહ્યો.

ચારૂદત્ત ગરીબ થઇ ગયો તેથી મૈત્રેયને જમવા માટે કોઈ કોઇ વખત બીજાંને ત્યાં જવું પડતું એ તેને બહુજ માઠું લાગતું. પણ કરે શું? હમણા પણ આ ગૃહસ્થને ના પાડી પોતે આગળ ચાલ્યો ત્યારે તેને વિચાર થયો કે, હું ચારૂદત્તનો મિત્ર છતાં લોકો મને પોતાને ઘેર જમવા બોલાવે છે એ મારી કેટલી હલકાઇ. આમ તેને ખેદ થતો. તે કપાળે હાથ મારીને બોલ્યો, "હાય, કાળચક્ર, તારો પ્રતાપ વિચિત્ર છે! હું મૈત્રેય તે બીજાને ત્યાં જમું! હું ચારૂદત્તના પૈસા ઉપર મોજ મારતો હતો, કેશર, કસ્તુરી વગેરે સુગંધી ચીજોથી સુવાસિત પકવાનો ઉપર હાથ મારતો હતો, સારી પેઠે ખાઇને પેટ ઉપર હાથ ફેરવતો ચારૂદત્તના બગીચામાં ફરતો હતો, તે હવે તેની ગરીબાઇને વખતે ગામમાં કોઇ પણ ઠેકાણે જે મળે તે જમી આવી, પાળેલા કબુતરો જેમ આખો દિવસ જ્યાં ત્યાં

ફરી ચારો કરી સાંજના ઘેર આવે છે તેમ, હું પણ જેમ તેમ દિવસ ગુજારી રાતના ચારૂદત્તના ઘરમાં આવીને સૂઇ જાઉંછું. આથી વધારે બીજી તે શોચનીય સ્થિતિ કયી? હશે, જેવી ઇશ્વિરેચ્છા!" એટલામાં ચૂર્ણવૃધ્ધે આપેલા શેલા ઉપર તેની નજર પડી, તેથી તે તેને ઉતાવળથી આપવાનું છે એમ યાદ આવતાં તે જલદીથી ઘર તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨ જું.

### ગરીબાઈ.

આ તરફ ચારૂદત્ત દેવપૂજા વગેરે નિત્ય કર્મ આટોપીને ગૃહ દેવતાને બલિદાન આપવા માટે દરવાજા આગળ આવ્યો. ગરીબાઇને લીધે તેની વાડી હાલહવાલ થઇ ગઇ હતી. તે વાડીની હાલહવાલી જોઇ નિઃશ્વાસ નાખીને બોલ્યો, "હાય, હાય! મારા ઘરના જે આંગણામાં હું બલિ નાખું તે વખતે હંસ, સારસ વગેરે પક્ષીઓ દોડાદોડી કરી તે ખાઇ જતા હતા તે ઠેકાણે હાલ ઘાસ ઉગી ગયું છે, અને કાગડા, સમલી ઇત્યાદિક પક્ષીઓની ચાંચમાંથી જ્યાં ત્યાં કણો પડી, જેવા તેવા સૂકાયલા રોપાઓ થઇ રહ્યા છે! શું આવો હાલહવાલી જોવા જેવો મારે વખત આવ્યો!" આમ બોલી તે થોડીવાર ત્યાંજ બેસી ગયો; એટલામાં મૈત્રેય ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને ચારૂદત્તને અતિ આનંદ થયો. મૈત્રેયને પણ ત્યાં બેસવાનું કહ્યું. નીચે બેસીને મૈત્રેય બોલ્યો, 'મિત્ર, તમારા મિત્ર ચૂર્ણવૃધ્ધે જાઇના ફૂલથી સુવાસિત કરેલું આ શેલું તમારે માટે મોકલ્યું છે તે લ્યો." ચારૂદત્ત તે શેલું હાથમાં લઇ નિઃશ્વાસ નાખી, ચિંતાતુર થઇ રહ્યો. કારણ

કે ચૂર્ણવૃદ્ધ જેવાએ પોતાને ઉપયોગી થઇ પડે તેટલામાટે તેને શેલું મોકલ્યું હતું, તે તેના મનને ખેદકારક લાગ્યું. તેને ચિંતાતુર જોઇને મૈત્રેયે પૂછ્યું, "કાં ભાઇ, શાના વિચારમાં છો?"

ચારૂદત્તે જવાબ આપ્યો, "મિત્ર, મને આ શું ચૂર્ણવૃદ્ધનાં શેલા ઉપર નિર્વાહ કરવા વખત આવશે? ખરેખર, આ તો બહુજ ખરાબ! તદન અંધકારમાં જેમ દીવાનો પ્રકાશ જોઇ આનંદ થાય છે, તેમ થોડું સુખ મળતાં પણ આનંદ થાય છે. પ્રથમ ધનનો ઉપભોગ લઇ સુખમાં દિવસ કાઢી પછી ગરીબાઇ ભોગવવી પડે તેની સ્થિતિ અતિ ખરાબ હોય છે. તેને જીવતો હોય તો મૂવેલો સમજવો જોઇએ, અને જો મૂવો તો તે જીવતો છે એમ સમજવું જોઇએ. કારણ કે દરિદ્રીને મરણથીજ સુખ છે."

આ સાંભળીને મૈત્રેયને અતિ દુઃખ થયું પણ થોડુ હસાવી ચારૂદત્તના મનને આનંદ પમાડવાના હેતુથી તે બોલ્યો, "પણ ત્યારે દરિદ્રતા અને મરણ એ બેમાંથી તમને શું પસંદ છે?"

ચારૂદત્તે જવાબ આપ્યો, "ભાઇ, તેં સારૂં પૂછ્યું. દરિદ્રતા અને મરણમાંથી મને મરણ વધારે પસંદ પડે છે, પણ દરિદ્રતા અસહ્ય છે; કારણ કે મરણથી ક્લેશ નાશ પામે છે, પણ દરિદ્રતામાં અનંત દુઃખ છે." આ સાંભળી મૈત્રેયની આંખમાંથી ટપોટપ આંસુ પડવા લાગ્યા, તે લુંછીને તે બોલ્યો; "મિત્ર, અતિ સંતાપ ન કરશો. તમને દરિદ્રતા આવી છે છતાં એક પ્રકારની તે શોભાજ આવી છે. કારણ કે તમે તમારી સંપત્તિનો દુરોપયોગ ન કરતાં દાન, ધર્મ, પરોપકાર વગેરે સદુપયોગજ કર્યો છે, એટલુંજ નહિ પણ સગા સંબંધી અને મિત્રોને પણ

વારંવાર ઉપયોગી થઇ પડયા છો. શુદ બીજનો ચંદ્ર નાનો છે છતાં બધા તેના દર્શન લેવાને આતુર હોય છે તેમ તમને પણ લોકો માન આપે છે. ત્યારે દુઃખી શા માટે થાઓ છો?" આ સાંભળી ચારૂદત્તે કહ્યું, "મિત્ર, હું પૈસા ગયા તેને લીધે દુઃખી નથી, તેમ તે માટે ચિંતા પણ કરતો નથી. તું ઉંધુંજ સમજ્યો છે. અહીં જો. અતિથિઓ, મારૂં અસલી નામ સાંભળી મારા દરવાજા સુધી આવે છે, પણ હું ગરીબ થઇ ગયો છું એમ સમજીને—જેમ હાથીના ગંડસ્થળ ઉપર વહેતો મદ સુકાઇ જાય છે ત્યારે મધના લોભને માટે નિરંતર ફરતો ભમર, તે ગંડસ્થળને છોડી જાય છે તેમ—અતિથિઓ મારે ત્યાંથી જતા રહે છે એ મને અતિ દુઃખકર થાય છે."

આ સાંભળી મૈત્રેય બોલ્યો, "એ તો એમજ ચાલે છે. આ કટકો રોટલો મેળવનાર ભીખારીઓ—જેમ ગોવાળ જ્યાં લીલો ચારો મળે છે ત્યાં પોતાના ઢોરો લઈ જાય છે તેમ—જ્યાં તેમને સારૂં સારૂં ખાવાનું મળતું હોય ત્યાં દોડતા જાય છે. એવા લોકો તમારે ત્યાં ન આવે તે માટે સંતાપ ન કરવો."

ચારૂદત્ત બોલ્યો, "મિત્ર, તે ગમે તેમ હો. ખરૂં કહું તો પૈસા ગયા તેની મને દરકાર નથી ભાગ્યાનુસાર દ્રવ્ય તો આવે છે અને જાય છે. પણ મારૂં દ્રવ્ય ગયું એટલે મારા સગા સંબંધી, મિત્રો વગેરેએ મારી સાથેનો વ્યવહાર બંધ કર્યો એ મને વધારે લાગે છે." આ સાંભળીને મૈત્રેય બોલ્યો, "જવા દો હવે એ વાતને. આખો દિવસ દરિદ્રતાની વાત કરી જીવને સંતાપ શા માટે આ-આપોછો! બીજી કોઇ બાબત ઉપર ધ્યાન આપો."

ચારૂદત્તે આટલી ના પાડી છતાં ચારૂદત્તના વિચારો ફર્યા નહિ. તે ફરીથી બોલ્યો, "દરિદ્રતાથી પુરૂષોને

કેટલું બધું દુઃખ ભોગવવું પડે છે દરિદ્રતાથી રાત દિવસ ચિંતા કરવી પડે છે. જ્યાં ત્યાંથી અપમાન સહન કરવું પડે છે. દરિદ્રી થયો એટલે તે પૈસાદારનો શત્રુ થયો સમજવો. એ તો થયું, પણ પોતાના મિત્રાદિકને મોઢે પણ નિંદા સાંભળવી પડે છે. સગા સંબંધી દ્વેષ કરે છે. સ્ત્રી વારંવાર છણકા કરે છે અને છેવટે આ દુઃખે કંટાળીને તેને વનમાં જવું સારૂં એમ લાગે છે. પણ ત્યાં જવાથી પણ શું ફળ? હૃદયના શોકનો અગ્નિ ત્યાં પણ શાંત થતો નથી. ગરીબાઇનું દુઃખ ગમે એટલું ગાઇશું પણ તે પુરૂં થનાર નથી. માટે એ તો હવે રહ્યું, પણ મેં ગૃહ દેવતાને તો બલિદાન આપ્યું છે, હવે તું ચોટા ઉપર જઇ માતૃ દેવતાને બલિદાન આપી આવ. એટલે આપણે ઘરમાં જઇએ."

મૈત્રેય બોલ્યો, "હું તો કાંઈ જતો નથી."

ચારૂદત્તે પૂછ્યું, "શા માટે જતો નથી?"

મૈત્રેય બોલ્યો, "શા માટે એટલે? મારી મરજીથી નથી જતો. આટલા દિવસ થયા તમે આ દેવતાઓની શ્રદ્ધાપૂર્વક સેવા કરો છો છતાં તેઓ હજી સૂધી પ્રસન્ન થયા નથી. ત્યારે એવાઓની ફોકટમાં પૂજા કરવામાં ફળ શો?"

ચારૂદત્ત બોલ્યો, "નહિ, નહિ, એમ બોલતો ના. ગૃહસ્થોના આ તો નિત્ય કર્મનો વિધિ છે. એમાં ફેર પડવો ન જોઇએ. જપ તપ, શુદ્ધ મન, સ્તોત્ર પાઠ અને પૂજાથી દેવતાઓ સંતુષ્ટ થાય છે, તેથી ગૃહસ્થોનું કલ્યાણ થાય છે. માટે એ વિષે વધારે વિચાર કરવાની જરૂર નથી. ઉઠ, જઇને આ બલિ માતૃ દેવતાને આપી આવ."

ચારૂદત્તે આટલું બધું આગ્રહપૂર્વક કહ્યું છતાં મૈત્રેય

ઉઠયો નહિ. તે બોલ્યો, "હું તો કાંઈ જતો નથી. બીજા કોઇને જોઇએ તો મોકલો. એક તો હું ગરીબ બ્રાહ્મણ; તેમાં વળી મારો સમય હાલે વિપરીત છે. આરીસામાં જેમ જમણાનું ડાબું અને ડાબાનું જમણું જણાય છે તેમ મારૂં પણ થાય છે વળી સાંજ પડવા આવી છે, તેથી આ મોટા રસ્તા ઉપર વેશ્યાઓ અને તેની પાછળ ફરનાર વિટ તેમજ ચેટ, અને બીજા રાજાના ખુશામતીઆ તેમજ છેલબટાઉઓ ફરવા નીકળશે. આવે વખતે જેમ દેડકાની શોધમાં નીકળેલો સર્પ રસ્તામાં એકાદ ઉંદર મળી જાય તેને પકડીને પોતાનું ગુજરાન કરી લે છે તેમજ આ વેશ્યા પુત્ર વિટ, ચેટ રસ્તામાં ફરે છે: તે મને જો પોતાની માશુક ન મળી તો પછી પકડી લેશે. હું ગરીબ બ્રાહ્મણ તેથી ફોકટમાં માર્યો જાઉં પછી તમે અહીં બેસીને શું કરશો?" આ સાંભળીને તે ખરેખર બીહે છે એમ જાણી ચારૂદત્ત બોલ્યો; "ભલે ત્યારે, પહેલાં હું જપ કરી લઉં છું, ત્યાં સૂધી બેસ." ચારૂદત્ત જપ કરવા બેઠો અને મૈત્રેય તેની પાસે બેઠો.

---

## પ્રકરણ ૩ જું.

### વસંતસેના.

ઉજજયની શહેરમાં જેમ ચારૂદત્ત પ્રસિદ્ધ હતો તેમજ પોતાની જ્ઞાતિમાં વસંતસેના નામની એક વેશ્યા પ્રસિદ્ધ હતી. તે પૈસાદાર હતી: તે જુવાનીમાં આવી હતી. તેનું રૂપ અને ગુણ સર્વોપરી હતા તેથી મોટા મોટા લોકો તેને વશ કરવા માટે તરફડીઆ મારતા હતા. વેશ્યા જાતિ તો તુરત પૈસાથી વશ થાય એવી હોય છે, પણ આ તેવી ન હતી: ગમે તેવો પુરુષ હોય તોપણ વે-

શ્યા તેને પૈસા લઇને વશ થાય છે, અને કોઇને તેથી તરફડીઆ મારવા પડતા નથી. પણ આ વસંતસેના તો વેસ્યાના કુળમાં જન્મીજ માત્ર હતી, બાકી તેનું વર્તન તો ગૃહસ્થ સ્ત્રીઓ કરતાં પણ વધારે શુદ્ધ હતું. તે ઘણી પૈસાદાર હતી તેથી તેને વધારે પૈસો મેળવવાનો લોભ ન હતો. તેથી ગમે તેવો પૈસાદાર હોય અને ગમે તેટલું ધન આપવા કબૂલ થાય તોપણ તેને તે વશ થાય એવી ન હતી. કેટલાક તો—વેસ્યા હોઇને પૈસા લઇ વશ થતી નથી—આમ કહી તેનો ખાર કરતા હતા. પણ તે તેમની કાંઇ દરકાર કરતી ન હતી.

આ વખતે ઉજ્જયની શહેરના દરબારની સ્થિતિ ચમત્કારિક થઇ હતી. પાલક નામનો રાજા ત્યાં રાજ કરતો હતો. તે પોતે તો દુરાચારી ન હતો, પણ તેની પાસેના લોકો અંધાધુંધી ચાલવા દેતા હતા. તેણે એક રાખ રાખી હતી. તેની ઉપર તેની અથાગ પ્રીતિ હતી તેથી મુખ્ય પટરાણીને બાજુ મૂકીને બધું માનપાન તેનેજ મળતું હતું, અને લોકો તેનેજ પટરાણી કહેતા હતા. આ કહેવાતી પટરાણીનો સંસ્થાનક નામનો એક ભાઇ હતો. એલી રાજાની માનીતી અને આ તેનો ભાઇ, પછી તેનું ચલણ કેટલું હોય તે વિષે તો પૂછવુંજ શું? તેમાં પણ વળી તે સારો હોત તો જુદીજ વાત હતી. પણ આ માણસ કાંઇક એવો વિચિત્ર હતો કે, સંસારમાં જેટલા દુર્ગુણ હતા અને હવે પછી ભવિષ્યમાં થનાર હતા તે બધા એમાંજ ભરેલા હતા. આ રાજાનો સાળો સંસ્થાનક પોતાના બનેવી પાલક રાજાના જોર ઉપર પોતાથી બને એટલો ત્રાસ રૈયતને આપતો હતો. રૈયત આ સંસ્થાનકનું મોઢું જોવું પણ ભયંકર અને અપવિત્ર સમજતી હતી, તો પછી તેની સાથે સંબંધ રાખવા તે કોણ મા-

જે! તોપણ તે રાજાનો માનીતો હતો તેથી કોઇનું કાંઇ ચાલતું ન હતું.

વસંતસેના ઉપર જેમ બીજા લોકોનો પ્રેમ ચોંટયો હતો તેમ આ સંસ્થાનકનો પણ પ્રેમ ચોંટયો હતો. તે વશ થતી નથી જોઇને તો બીજા લોકો તો ચૂપ રહ્યા પણ આ તો રાજાનો શાળો પડયો. તેમ વળી પાછો દુ-રાચારી! તે તે વળી વેશ્યાથી હારી ખાય! કામી પુરુષે કોઇ પણ સ્ત્રીની વિનંતિ કીધી હોય અને તે જો નાકબૂલ કરે તો તેને દ્વેષ ઉત્પન્ન થાય છે, તો પછી સંસ્થાનક સ-રખા દુષ્ટ પુરુષને કેવું થાય તે વિષે વિચાર શા મા-ટે કરવો!

વસંતસેના વયમાં આવી તે વખતથી પોતાને યોગ્ય એવા કોઇ પુરુષ સાથે સંબંધ કરી આખો જન્મારો તે-ની સાથે ગુજારવો એમ વિચાર કરતી હતી. ચારૂદત્તની પ્રસિદ્ધિ તેણે સાંભળી હતી અને તેથી તેની તરફ તેણે ધ્યાન સુદ્ધાં પહોંચાડયું હતું. પણ એક બીજાને એકઠા થવા વારો કદી પણ આવ્યો ન હતો. પણ તેવો યોગ એક વખત બની ગયો. ઉજ્જયની પાસે કામદેવનું એક મોટું મંદિર હતું. ત્યાં વસંત ઋતુમાં મોટો ઉત્સવ થતો હતો તે જોવાને વસંતસેના મોટા ભપકાથી ત્યાં ગઇ.

પોતાની પડતી હાલત થયા પછી ચારૂદત્ત આવા ઉત્સવ કે મેળામાં ઘણું કરીને ભાગ લેવા જતો ન હતો, પણ આજ તો તે મૈત્રેયના આગ્રહથી તે ઉત્સવમાં ભાગ લેવા ચાલ્યો. મૈત્રેય સાથે તે અહીં તહીં ફરતો હતો એ-ટલામાં તેની અને વસંતસેનાની દૃષ્ટોદૃષ્ટ મળી. વસંત-સેના જેવી તરૂણ, રૂપવતી અને સકલગુણ સંપન્ન અને તેમાં પણ વળી વેશ્યા, તેને જોઇને કયા પુરૂષનું મન મો-હિત ન થાય? પણ ચારૂદત્તે પોતાની નજર તુરત પાછી

ફેરવી લીધી. પોતે ગરીબ થઇ ગયો હતો તેથી આવી બાબત તરફ જોવું પોતાને છાજે નહિ એમ તેણે ધાર્યું. પણ વસંતસેનાની હાલત તો એના કરતાં જુદીજ હતી. તેણે ચિંતા, દુઃખ કે ગરીબાઇ શું છે તે કદી જાણીજ ન હતી. પોતાને યોગ્ય પુરુષ કયાંથી મળશે તેજ ચિંતન તે કરતી હતી. ચારૂદત્તના ઉત્તમ સદ્ગુણોથી તેનું મન તો પ્રથમથી વીંધાયલું હતું, એટલે અરધી તૈયારી તો પ્રથમથીજ થયલી હતી, આ વેળાએ તો માત્ર તરુણ, સુંદર અને તેજસ્વી એવા ચારૂદત્તની મૂર્તિ નજરે પડતાંજ તે મોહિત થઇ. પ્રથમ તો 'આ પુરુષ કોણ છે' એમ તેણે પોતાની પાસેની દાસીને પૂછ્યું. દાસીએ કહ્યું, "સાગરદત્તનો પુત્ર આર્ય ચારૂદત્ત કહેવાય છે તે એજ." આ સાંભળતાંજ તે બેબાકળી જેવી બની ગઇ. ઘણા દિવસથી જેનું ચિંતન કરતી હતી તેને નજરે જોતાંજ તેણે મનમાં ગાંઠ વાળી કે, આજ પુરુષ સાથે સંબંધ બાંધી જન્મનું સાર્થક કરવું.

રાજાના શાળા સંસ્થાનકને લોકો શકારના નામથી બોલાવતા હતા. વસંતસેના ઉપર તેણે પ્રેમ બાંધ્યો હતો, અને તેને વશ કરવા માટે તેની માને ઘણું દ્રવ્ય આપવા કહ્યું હતું, તેમજ પોતાના એક મિત્રદ્વારા વસંતસેનાને પણ કહેવરાવી મોકલ્યું હતું, પણ તેણે તેને તુચ્છકારી કાઢ્યો હતો, એટલે તેને ગુસ્સો ચઢ્યો હતો. કોઇ પણ યુક્તિથી પોતાના મનની ઇચ્છા પૂર્ણ કરવા તેણે ઠરાવ કર્યો હતો. તેને અચાનક લાગ મળ્યો.

ઉપર કહ્યા પ્રમાણે મૈત્રેય અને ચારૂદત્ત ઘરમાં બેસી વાતો કરતા હતા તે વખત તેના દરવાજા ઉપર તો જુદાજ પ્રકારનો રંગ જામ્યો હતો. તે દિવસે સાંજના વસંતસેના ઉત્તમ પોશાક પહેરી દેવદર્શન કરવા ગઇ હતી.

ત્યાંથી તે પાછી ફરતી હતી, એટલામાં રાજાનો શાળો શકાર, પોતાના મિત્ર ભુજંગમિત્ર નામના વિટ,* અને સ્થાવરક નામના ચેટ† સાથે જતો તેને રસ્તામાં સામો મળ્યો. શકાર સાથે તે મોઢેમોઢ કદી મળી ન હતી, પણ મોઢે દીઠે તે તેને ઓળખતી હતી. અને આ દુષ્ટનો ડોળો પોતાની ઉપર છે એમ પણ તે જાણતી હતી, તેથી તેને જોતાંજ તે ગભરાઇ. સાંજ પડી ગઇ હતી અને રાત અંધારી હતી તેથી પોતાની ઉપર કાંઈ સંકટ આવશે એવી તેને ધાસ્તી લાગવા માંડી. પોતાની સાથે બે ત્રણ દાસીઓ હજુરીઓ હતા તેમને પણ ઉતાવળથી ચાલવા કહી પોતે પણ તેવી રીતેજ ચાલી.

તેને આગળ જતી જોઇને વિટ બોલ્યો, "અલી વસંતસેના, ઉભી રહે, ઉભી રહે. તાલસુર ઉપર નાચતા તારા કોમળ પગને દોડાવીને તસ્દી શા માટે આપે છે? હરિણીની પાછળ શિકારી લાગ્યો હોય એટલે તે ભયથી દોડી જાય તેમ શા માટે દોડે છે?"

શકાર બોલ્યો, "અલી વસંતસેનિકા! તું અહીં તહીં ક્યાં જાય છે? તું દોડીને કાં ચાલે છે? તું કાંઈ મરવાની નથી. થોડીવાર ઉભી તો રહે. આ મારૂં બીચારૂં હૃદય તવા ઉપર શેકવા નાખેલી રોટલી પેઠે બળે છે." શકારના બોલવાનો કાંઈ ઢંગઢડો ન હતો. તે પોતાના મનમાં આવે તે બકી જતો હતો.

સ્થાવરે કહ્યું, "અરે બાઇ, ઉભી રહે. ગરમીની ઋ-

---

* વિટનો અર્થ લુચ્ચાના અથવા વેશ્યાના સોબતીનો થાય છે. તેમનો ધંધો નાચ, ગાયન, વાજીંત્ર વગેરેમાં ચતુર હોવાનો હોય છે. પૈસાદાર લોકો અથવા વેશ્યાઓની સાથે રહી તેઓ આનંદમાં દિવસો ગુજારે છે.

† ચેટનો અર્થ ગુલામ થાય છે.

તુમાં પીછાં ઉભાં કરેલી ઢેલ (મોરની માદા) જેમ નાશવા માંડે તેમ તું નાશે છે શા માટે? અમારા આ શેઠ (શકાર) જંગલમાં ગયલી કુકડીના બચ્ચા પેઠે તારી પાછળ ચીંચીં કરતા આવે છે તેમની તરફ તો જો!"

આ પ્રમાણે તે ત્રણે જણા બોલ્યા પણ વસંતસેના તેમની તરફ જોવા વગર આગળ ચાલતીજ હતી. પોતાની તરફ તે ધ્યાન આપતી નથી જાણીને શકાર બોલ્યો, "અરે વસંતસેના, વસંતસેના! જરા ઉભી તો રહે? આ મારા શરીરમાં મદન, અનંગ અને મન્મથને વધારીને રાતની વખતે મારા બીછાના ઉપર નિર્દયપણે મને ફેંકી શા માટે દે છે? અને જેમ કુંતી રાવણને વશ થઇ હતી તેમ મને વશ થઇ હવે ધીમે પગલે નાશે છે શા માટે?" પછી ભુજંગમિત્ર વિટ બોલ્યો, "અરે વસંતસેના, તું મારાથી પણ ઉતાવળે પગલે જેમ ગરૂડના ભયથી નાગણી નાશે છે તેમ શા માટે નાશે છે? હું કાંઇ તારાથી ધીમી ચાલનો નથી. મારો વેગ એટલો તો વધારે છે કે, પવનને પણ એક બાજુ મૂકી દે. પવનને પણ અટકાવવાની મારી શક્તિ છે પણ તને હું અટકાવી શકતો નથી."

શકારે પોતાની જીભ ચલાવી, "અરે વિટ! આ રત્ન ચોરનાર ચોરને ભુલવનારી, માછલા ખાનારી, નાચનારી, નાશ કરનારી, કોઇને પણ વશ ન હોનારી, લોકોના વંશનો નાશ કરનારી, કામદેવની કેવળ પેટી, સુંદર વેશ્યા, વેશ વાટિકામાં રહેનારી વેશાંગના, અને વેશિકા, આવા આવા નામ મેં હમણાજ નવા ઉપજાવીને એને આપ્યા છે છતાં એ મને ઇચ્છતી નથી એનું કારણ શું?"

વિટ બોલ્યો, "અરે વસંતસેના, ઉતાવળી ચાલે છે તેથી તારા કાનના કુંડલો ગાલ ઉપર ઘસાય છે. વિટ લો-

કોના આંગળાથી ઘસાઇને સારંગીના તાર બોલે છે તેવો અવાજ થાય છે."

પછી શકાર બોલ્યો, "દાગીનાનો ઝણઝણાટ કરતી રામના ભયથી જેમ દ્રોપદી નાશે તેમ તું શા માટે નાશે છે? પણ અહીં જો-વિશ્વાવસુની બહેન સુભદ્રાનું જેમ હનુમાને હરણ કર્યું હતું તેમ હું તારૂં હરણ કરીશ." આ બધા રામ, દ્રોપદી, વિશ્વાવસુ, સુભદ્રા, હનુમાન વગેરે નામોને સંબંધ ન છતાં તેણે જેમ આવ્યું તેમ બોલવા માંડયું હતું.

આ પ્રમાણે બોલતાં બોલતાં તે ત્રણે જણાએ દોડીને તેને પકડી પાડી. વિટે કહ્યું, "ભયથી ગાભરી બનેલી, નગર દેવતા પ્રમાણે શોભતી તું કયાં નાશે છે?" શકાર બોલ્યો, "શિયાળના ભયથી જેમ કુતરો ભાગે તેમ તું મારૂં મન ચોરીને કયાં ભાગે છે?"

શકાર વગેરે પોતાની પાસે આવી પહોંચ્યા જાણીને વસંતસેના ઘણીજ ગભરાઇ ગઇ. તે પોતાના નોકરોને 'અરે પલ્લવકા, પલ્લવકા! પરભૂતિકા, પરભૂતિકા' કરીને બોલાવવા લાગી. પણ અંધારાને લીધે તેઓ તેનાથી છૂટા પડી ગયા હતા, તેથી તેણે હાંક મારી છતાં કોઇએ જવાબ ન આપ્યો. તેનું બોલવું સાંભળીને તેના માણસો આવી પોતાને મારશે એવી શકારને બીક લાગી. તે વિટને બાઝી પડીને બોલ્યો, "અરે ભાઇ, ભાઇ! માણસ આવ્યારે માણસ આવ્યા!" વિટે કહ્યું કે, ડરશો નહિ.

પોતે હાંક મારવા છતાં કોઇ ન આવ્યું એટલે વધારે ગભરાઇને ફરીથી તેણે બૂમ પાડી, 'અરે માધવિકા, માધવિકા! અહીં આવ.' તેનો પણ કોઇએ જવાબ ન આપ્યો. વિટ હસીને શકારને કહેવા લાગ્યો, "મૂર્ખા, ડરે છે શા માટે? એ તો પોતાની સાથેના માણસોને બોલાવે

છે." આ સાંભળી શકારને હીમત આવી. તે બોલ્યો, "પોતાની દાસીઓને બોલાવે છે નહિ! પછી તો કાંઈ અડચણ નથી. એવી એકસો સ્ત્રીઓ આવે તેને કાપી નાખું એટલી મારી શક્તિ છે!"

પોતાને કોઇ ઉત્તર આપતું નથી જાણીને વસંતસેના મનમાં બોલી, "મારા ચાકરો પણ ભૂલ્યા. ખેર. કાંઇ અડચણ નહિ. મારૂં રક્ષણ હું પોતેજ કરીશ." આમ કહી તે આગળ જવા લાગી એટલે વિટ બોલ્યો, "તારા નોકરોનો તું શોધ કર." શકારે કહ્યું, "બોલાવ, બોલાવ, પરભૂતિકા; અથવા પલ્લવક અથવા તો આખા વસંત માસનેજ બોલાવ. મેં તને પકડી છે તે વખતે તારૂં રક્ષણ કરવા કોણ આવે છે તે તો જોઉં! હવે જમદગ્નિનો પુત્ર ભીમસેન, કે કુંતીપુત્ર રાવણ કોણ તારૂં રક્ષણ કરવા આવે છે તે તો જોવા દે! હવે તારી વેણી પકડીને દુઃશાસન જેવી હાલત કરૂં છું તે જોજે. જરા મારી તરફ જો તો ખરી. મારા હાથમાં ખુલ્લી તરવાર છે. તું માથું તો નીચું નમાવીને ઉભી છે. હવે તારૂં માથું ફોડું કે તને મારી નાખું? હવે તું નાશી જઇશ તો કાંઈ ટળવાતું નથી. મોત પાસે આવે છે તે ઘણા દિવસ જીવતો નથી."

શકાર ખરેખર મારવાને તૈયાર થયો છે એમ જાણી ગભરાઇને વસંતસેના બોલી, "મહારાજ, હું અબળા છું. અબળા ઉપર શસ્ત્ર ઉપાડવા યોગ્ય નથી." આ સાંભળી વિટ બોલ્યો, "તું અબળા છે માટેજ રખેને તું પડી જાય તેથી તને પકડી છે." શકાર બોલ્યો, "અબળા છે તેથીજ તને હજી સૂધી મારી નથી." શકારનો વિચાર કાંઈ ખરેખર તેને મારી નાખવાનો ન હતો. તેનો વિચાર તો તેને રાજી કરવાનો હતો. પણ મૂર્ખની પ્રકૃતિ જાદી-

જ હોય છે. વસંતસેના હાવભાવ ઉપરથી સમજી ગઇ કે, તે તેને ખુશી કરવા માગે છે. તેથી આશ્ચર્ય પામીને મનમાં બોલી, "આ તે કેવો વિચિત્ર માણસ છે! એનું હસવાનું બોલવું પણ ભય ભરેલું જણાય છે. ઠીક, પણ એનો હેતુ શો છે તે તો જોઉં." આવો વિચાર કરી તે બોલી, "અરે શ્રેષ્ઠ પુરુષ, તમારો શો વિચાર છે? મેં ઘરેણા પહેર્યા છે તેજ તમારે લેવા છે? એમ હોય તો કહો એટલે તુરત ઉતારી આપું."

આ સાંભળી વિટ બોલ્યો, "નહિ, નહિ, એવું ભલતું તે શું બોલે છે? બાગમાંની ફૂલની વેલના ફૂલ ઉતારી લેવા કોણ વિચારશે? તારા દાગીના બાગીના અમને જોઇતા નથી." એટલે વસંતસેના બોલી, "તો પછી તમે શું માગોછો?" શકાર તેની સામે આવીને બોલ્યો, "જો હું દેવપુરુષ, વાસુદેવ, મનુષ્યશ્રેષ્ઠ અને પુરુષ છું. તો તું મને પરણ એટલુંજ મારૂં કહેવું છે." આ સાંભળી વસંતસેના બોલી, "જાઓ, જાઓ, એવું તે શું બોલો છો? ખસો મને જવા દો."

"જાઓ જાઓ" નો અર્થ શકારે જુદોજ કીધો. તેણે હસીને વિટને કહ્યું, "ભાઇ, ભાઇ, જો તો ખરો! આ વેશ્યાપુત્રી મનમાં મારા ઉપર આસક્ત થઇ છે." પછી વસંતસેના તરફ જોઇને બોલ્યો, "બાઇ, તમારા પગથી આ ભાઇની આંખોના સમ ખાઇને હું ખરૂંજ કહું છું કે, તારી પાછળ દોડી દોડીને હું થાકી ગયો છું. હવે તે ક્યાં જાઉં!" વિટ મનમાં બોલ્યો, "અરે, આ તે કેવો મૂર્ખ છે! વસંતસેના એનો આટલો તિરસ્કાર કરે છે છતાં તે એમજ સમજે છે કે, એ પોતાની ઉપર આસક્ત છે! પણ કાંઈ નહિ, હાલ તો એની તરફથીજ બોલવું ઠીક પડશે." આમ વિચાર કરી તે બોલ્યો, "વસંતસેના

બાઇ; વેશ્યાપણુથી વિરૂદ્ધનું આ તારૂં બોલવું છે. નવા નવા તરૂણ પુરુષોની મિત્રાચારી કર. તારૂં આ શરીર દ્રવ્યથી વેચવું યોગ્ય છે. ગમતો કે અણગમતો જે તને પૈસા આપે તેને વશ થવાનો તારો ધર્મ છે. એક તળાવમાં મોટો વિદ્વાન પવિત્ર બ્રાહ્મણ પણ નહાય છે અને અપવિત્ર ચંડાળ પણ નહાય છે. જે વેલ ઉપર મોર બેસે છે તેની ઉપર કાગડો પણ બેસે છે. જે મછવામાં બ્રાહ્મણ બેસે છે, તેમાં ક્ષત્રી, વૈશ્યઅથવા શુદ્ર પણ બેસે છે. માટે તું વેશ્યા છે તેથી તલાવ, વેલ, અથવા મછવા જેવી સર્વે સાધારણ છે માટે બેધાને ભજ."

પ્રથમના બોલવાનો વસંતસેનાએ કાંઈ પણ જવાબ આપ્યો ન હતો. પણ વિટનું હમણાનું બોલવું યુક્તિપૂર્વકનું હતું તેથી વસંતસેનાથી જવાબ આપ્યા વગર રહેવાયું નહિ. તે બોલી, "તમારૂં કહેવું ખરૂં છે. પણ પ્રેમ વગર સમાગમ થવાનો સંભવ નથી. અને પ્રેમ ગુણથી ઉત્પન્ન થાય છે; બલાત્કારથી થતો નથી." આ સાંભળીને શકારથી બોલ્યા વગર ન રહેવાયું. તે બોલી ઉઠયો, "ભાઇ, તને એની ખબર નથી. આ વેશ્યા પુત્રી તો કામદેવના ઉત્સવમાં પેલા ભીખારી ચારૂદત્તને મળી છે ત્યારથી તેની ઉપર મોહિત થઇ છે, તેથી એ મને નથી ચહાતી. અહીં પાસેજ ડાબી બાજુએ ચારૂદત્તનું ઘર છે તો તારા અને મારા હાથમાંથી છટકીને ત્યાં ન જાય તે માટે બંદોબસ્ત કર." તેનું આ વખતનું બોલવું તેને પોતાનેજ નડયું. વિટ મનમાં બોલ્યો, "જે વાત આને ન જણાવવા જેવી હતી તેજ આ મૂર્ખે જણાવી દીધી. જો આ ચારૂદત્ત ઉપર મોહિત હશે તો બહુજ સારૂં થશે. 'રત્ન રત્નનેજ મળે છે' એ વાત ખોટી નથી. હશે. આ મૂર્ખાથી આપણે શું કરવું છે? આનું મન તેની તરફ વળાવવામાં શો ફા-

યદો મળશે?” શકારની મા કાણી હતી તેથી વિટ તેને **કાણેલીપુત્ર**ના નામે વારંવાર બોલાવતો હતો તેથી હમણા પણ તેવીજ રીતે સંબોધીને તે બોલ્યો, “**કાણેલી પુત્ર!** તે **ચારૂદત્ત** સાવકારનું ઘર અહીં ડાબી બાજુએજ છે કે શું? મને તો એ વિષે મુદલ ખબર ન હતી.” શકારે જવાબ આપ્યો, “આ રહ્યો, જોને, અહીં પાસેજ છે. આ તેનો દરવાજો દેખાય છે.”

શકાર અને વિટની વાત સાંભળીને **વસંતસેના**ને આનંદ થયો. તે પોતાના મનમાં બોલી, “આ તો મોટા આશ્ચર્યનીજ વાત કહેવી! આ તો શિયાળના હાથમાં સપડાયલી હરિણીના જેવી હું થઇ છું. પ્રિય **ચારૂદત્ત**નું ઘર પાસેજ છે એમ આ લોકો કહે છે. એ જો ખરૂં હોય તો મારો બચાવ કરવા માટે ઈશ્વરે મને સારૂં સાધન આપ્યું. આ દુષ્ટ (શકાર) મારો અપકાર કરવા તૈયાર થયો છે પણ તેણે તો ઉપકારજ કીધો. કારણ કે એ નિમિત્તે મને **ચારૂદત્ત**ના મેલાપનો લાભ મળશે.” આમ વિચાર કરી વસંતસેના **ચારૂદત્ત**ની વાડીમાં દાખલ થવા યત્ન કરવા લાગી. શકાર એક તો પ્રથમથીજ કેફથી મસ્ત થયલો હતો, તેમાં વળી કામરૂપી દૈત્ય તેને વળગ્યો હતો તેથી તેની વર્તણુક કાંઈક ચમત્કારીક થઇ હતી. વસંતસેના પોતાના હાથમાંથી છટકી ન જાય તે માટે તે પ્રયત્ન તો કરતો હતો, પણ **વસંતસેના** જો એક બાજુએ હોય તો તે બીજીજ બાજુએ તેને શોધતો હતો. અંધારાને લીધે તેને કાંઇ દેખાતું નથી. અહીં તહીં ફરતાં ફરતાં તેણે વિટને કહ્યું, “ભાઇ, અરે ભાઇ, વસંતસેના તો કયાંય પણ જણાતી નથી. એને કયાં શોધવી?”

વિટે જવાબ આપ્યો, “અરે! અંધારૂં બહુ છે એ વાત ખરી છે! ગમે તેવું અંધારૂં હોય છતાં મારી આં-

ખો તેમાંની બારીકમાં બારીક જોઇ શકે એવી છે. પણ આ તો જાણે કાજળનો વરસાદ વરસતો હોય એવું થયું છે. અસત્ પુરુષની સેવા કરી હોય તે નિષ્ફળ જાય છે તેમજ મારી આંખો પણ આ વખત કાંઈ કામ કરી શકતી નથી."

આ સાંભળી આનંદ પામીને શકાર બોલ્યો, "ભાઇરે, કાંઈ ફીકર ન કરતો. ગમે તેવું અંધારૂં હશે તોપણ હું તે વેશ્યા પુત્રીને શોધી કાઢીશ."

વિટ બોલ્યો, "તું તેવો હુશિયાર તો છે, પણ તેના તને કાંઈ ચિહ્ન જણાય છે કે?"

શકારે પૂછ્યું, "કેવા ચિહ્ન?"

વિટે કહ્યું, "તેના પગના ઝાંઝરનો અવાજ સંભળાય છે કે? તેના શરીર ઉપરના ફૂલનો વાસ આવેછે કે?"

શકાર બોલ્યો, "ભાઇ, ફૂલનો વાસ તો મને સંભળાય છે પણ મારા નાકમાં અંધારૂં ભરાઇ ગયું છે તેથી માત્ર ઝાંઝરનો અવાજ હું સ્પષ્ટ સાંભળી શકતો નથી."

વિટે આ વાત જુદીજ મતલબથી પૂછી હતી. તેના પગના ઝાંઝર વાગ્યા અથવા તેની વેણીના ફૂલની સુવાસ આવી હતી તેથી શકાર કદાચ તેને પકડી પાડશે એમ તેને લાગ્યું. તેથી વસંતસેનાને સૂચના કરવાનોજ તેનો હેતુ હતો. પણ વસંતસેના સમજી ગઇ કે નહિ તે વિષે તેને શક હતો તેથી ધીમે સાદે તે બોલ્યો, "વસંતસેના! આ અંધકારમાં, મેઘના પેટમાં જેમ વિજળી જણાતી નથી તેમ, તું દેખાતી નથી એટલું સારૂં છે. પણ તારી ફૂલની વેણી અને ઝાંઝરનો ઝમકાર તને જાહેર કરી દે છે તેનોજ માત્ર વિચાર કર. સમજી ના, વસંતસેના?"

વસંતસેના તેનો હેતુ સમજી ગઇ. તેણે વેણી કાઢી નાખી અને ઝાંઝર ઉતારીને હાથમાં લીધા. અને જેમ

યદો મળશે?" શકારની આ કાણી હતી તેથી વિટ તેને કાણેલી પુત્રના નામે વારંવાર બોલાવતો હતો તેથી હમણા પણ તેવીજ રીતે સંબોધીને તે બોલ્યો, "કાણેલી પુત્ર! તે ચારૂદત્ત સાવકારનું ઘર અહીં ડાબી બાજુએજ છે કે શું? મને તો એ વિષે મુદ્દલ ખબર ન હતી.” શકારે જવાબ આપ્યો, "આ રહ્યા, જોને, અહીં પાસેજ છે. આ તેનો દરવાજો દેખાય છે."

શકાર અને વિટની વાત સાંભળીને વસંતસેનાને આનંદ થયો. તે પોતાના મનમાં બોલી, "આ તો મોટા આશ્ચર્યનીજ વાત કહેવી! આ તો શિયાળના હાથમાં સપડાયલી હરિણીના જેવી હું થઇ છું. પ્રિય ચારૂદત્તનું ઘર પાસેજ છે એમ આ લોકો કહે છે. એ જો ખરૂં હોય તો મારો બચાવ કરવા માટે ઈશ્વરે મને સારૂં સાધન આપ્યું. આ દુષ્ટ (શકાર) મારો અપકાર કરવા તૈયાર થયો છે પણ તેણે તો ઉપકારજ કીધો. કારણ કે એ નિમિત્તે મને ચારૂદત્તના મેલાપનો લાભ મળશે." આમ વિચાર કરી વસંતસેના ચારૂદત્તની વાડીમાં દાખલ થવા યત્ન કરવા લાગી. શકાર એક તો પ્રથમથીજ કેફથી મસ્ત થયલો હતો, તેમાં વળી કામરૂપી દૈત્ય તેને વળગ્યો હતો તેથી તેની વર્તણુક કાંઈક ચમત્કારીક થઇ હતી. વસંતસેના પોતાના હાથમાંથી છટકી ન જાય તે માટે તે પ્રયત્ન તો કરતો હતો, પણ વસંતસેના જો એક બાજુએ હોય તો તે બીજીજ બાજુએ તેને શોધતો હતો. અંધારાને લીધે તેને કાંઈ દેખાતું નથી. અહીં તહીં ફરતાં ફરતાં તેણે વિટને કહ્યું, "ભાઇ, અરે ભાઇ, વસંતસેના તો કયાંય પણ જણાતી નથી. એને કયાં શોધવી?"

વિટે જવાબ આપ્યો, "અરે! અંધારૂં બહુ છે એ વાત ખરી છે! ગમે તેવું અંધારૂં હોય છતાં મારી આં-

ખો તેમાંની બારીકમાં બારીક જોઇ શકે એવી છે. પણ આ તો જાણે કાજળનો વરસાદ વરસતો હોય એવું થયું છે. અસત્ પુરુષની સેવા કરી હોય તે નિષ્ફળ જાય છે તેમજ મારી આંખો પણ આ વખત કાંઈ કામ કરી શકતી નથી."

આ સાંભળી આનંદ પામીને શકાર બોલ્યો, "ભાઇરે, કાંઈ ફીકર ન કરતો. ગમે તેવું અંધારૂં હશે તોપણ હું તે વેશ્યા પુત્રીને શોધી કાઢીશ."

વિટ બોલ્યો, "તું તેવો હુશિયાર તો છે, પણ તેના તને કાંઈ ચિહ્ન જણાય છે કે?"

શકારે પૂછ્યું, "કેના ચિહ્ન?"

વિટે કહ્યું, "તેના પગના ઝાંઝરનો અવાજ સંભળાય છે કે? તેના શરીર ઉપરના ફૂલનો વાસ આવેછે કે?"

શકાર બોલ્યો, "ભાઇ, ફૂલનો વાસ તો મને સંભળાય છે પણ મારા નાકમાં અંધારૂં ભરાઇ ગયું છે તેથી માત્ર ઝાંઝરનો અવાજ હું સ્પષ્ટ સાંભળી શકતો નથી."

વિટે આ વાત જુદીજ મતલબથી પૂછી હતી. તેના પગના ઝાંઝર વાગ્યા અથવા તેની વેણીના ફૂલની સુવાસ આવી હતી તેથી શકાર કદાચ તેને પકડી પાડશે એમ તેને લાગ્યું. તેથી વસંતસેનાને સૂચના કરવાનોજ તેનો હેતુ હતો. પણ વસંતસેના સમજી ગઇ કે નહિ તે વિષે તેને શક હતો તેથી ધીમે સાદે તે બોલ્યો, "વસંતસેના! આ અંધકારમાં, મેઘના પેટમાં જેમ વિજળી જણાતી નથી તેમ, તું દેખાતી નથી એટલું સારૂં છે. પણ તારી ફૂલની વેણી અને ઝાંઝરનો ઝમકાર તને જાહેર કરી દે છે તેનોજ માત્ર વિચાર કર. સમજી ના, વસંતસેના?"

વસંતસેના તેનો હેતુ સમજી ગઇ. તેણે વેણી કાઢી નાખી અને ઝાંઝર ઉતારીને હાથમાં લીધા. અને જેમ

તેમ કરીને ચારૂદત્તના ઘરના દરવાજા સુધી જઇ પહોંચી. પણ તેના દરવાજા બંધ જોઇ તે ખિન્ન થઇ.

---

## પ્રકરણ ૪ થું.

### પ્રેમ પાત્રને ત્યાં.

વખતની અનુકુળતા વગર કોઈ પણ કાર્ય થતું નથી. જો વખત અનુકુળ હોય છે તો તે પાર પડે છે. વસંતસેના મોટા સંકટમાં પડી હતી, અને તેથી ચારૂદત્તના ઘરમાં જવા વગર બચાવનો બીજો ઉપાય તેને માટે ન હતો. પણ દરવાજો બંધ હતો તેથી તે અંદર જઇ શકતી ન હતી, તેમજ જો થોડીવાર દરવાજો ઉઘડયો ન હોત તો તે આ દુષ્ટના હાથમાં સપડાત. પણ કુદરતની કૃતિ ન્યારીજ હતી. અકસ્માતથી દરવાજો ઉઘાડવાનો પ્રસંગ આવ્યો.

ચારૂદત્ત જપ કરવાને બેઠો હતો તે તો આપણે ઉપર જાણી ગયા. તેનો જપ આ વખતે પૂર્ણ થયો તેથી તેણે મૈત્રેયને કહ્યું, "ભાઇ, જપ તો પૂર્ણ થયો છે. હવે બહાર જઇ માતૃ દેવતાને બલિ આપી આવ." પણ તેણે તો પહેલાંની પેઠે નાજ પાડી.

ચારૂદત્ત સમજ્યો કે, તે ગરીબ થયો છે તેથી તેનું શા માટે સાંભળવું એમ ધારીને મૈત્રેય ના પાડે છે. જો તેના કોઇ પણ કામ વિષે કોઇ ના પાડે તો પોતાની દરિદ્રતાને તેના કારણ તરીકે તે માનતો હતો. તે બોલી ઉઠયો, "હાય! હાય! દરિદ્રતા કેવી ધિક્કાર પાત્ર છે! એનાથી બીજું વધારે કષ્ટ તે કયું? દરિદ્રીના સગાસંબંધીઓ તેનું કહેવું સાંભળતા નથી, તેના મિત્રો તેને જોઈ મોઢું મરડે છે. કોઈ ખરાબ વાત બીજાએ કીધી હોય

તો તે તેણે કીધી એમ કહેવાય છે. આથી પણ વધારે દુઃખ તેને સહન કરવું પડે છે. દરિદ્રીનો સંગ પણ લોક કરતા અચકાય છે. તેની સાથે વાત કરવા પણ કોઇ મન કરતું નથી. જો કોઇ બોલે છે તો તે માનપૂર્વક ખરા મનથી બોલતો નથી. કોઇ કામને પ્રસંગે પૈસાદારને ત્યાં ગરીબ જાય છે તો ત્યાં પણ માનપૂર્વક તેની સાથે વર્તતા નથી. તે પોતે પણ પોતાના કપડા લતા સારા ન હોવાથી પૈસાદારથી દૂરજ રહે છે. ખરેખર મને તો એમજ જણાય છે કે, પાંચ મહાપાતક શાસ્ત્રમાં ગણેલા છે તેઓનુંજ આ દરિદ્રતા છઠું મહાપાતક છે." પછી દરિદ્રતાને ઉદ્દેશીને બોલ્યો, "અરે દરિદ્રતા! મારે ત્યાં આટલા દિવસ રહી છે તેથી મને તો અત્યંત દુઃખ થાય છે. પણ કમબખત, કદાચ મારૂં મરણ થશે તો તું કયાં જઇશ? એ મને મોટી ચિંતા થાય છે!"

ચારૂદત્તના આવા દુઃખના ઉદ્દગારો સાંભળી મૈત્રેયને અતિ દુઃખ થયું. તે પોતાના મનમાં બોલ્યો, "અરેરે! મેં એને ના પાડીને બહુ ખોટું કર્યું. મારો હેતુ જાણ્યા વગર એણે માઠું લગાડયું. હવે એ વાત એને કહી સંભળાવવામાં શો ફાયદો?" આમ વિચાર કરી તે બોલ્યો, "મિત્ર! જો મારે જવુંજ પડતુ હોય તો રદનિકાને મારી સાથે મોકલ" ચારૂદત્તે રદનિકાને તેની સાથે જવાનું કહ્યું. મૈત્રેયે તેને કહ્યું, "જો બહાર અંધારૂં ઘણું છે. તું એક હાથમાં બલિ અને બીજામાં દીવો લે. હું દરવાજો ઉઘાડીશ." મૈત્રેયે આગળ જઇ દરવાજો ઉઘાડયો, અને રદનિકા હાથમાં બલિ અને દીવો લઇને તેની પાછળ આવી.

આ તરફ વસંતસેના તો દરવાજો ઉઘડવાનીજ વાટ જોતી હતી. હમણા દરવાજો ઉઘડશે એવી તો તેણે ર-

ને પણ આશા રાખી ન હતી. મૈત્રેયે દરવાજો ઉઘાડયો તેથી તેને અત્યાનંદ થયો. તે મનમાં બોલી, "ઇશ્વરેજ કૃપા કીધી કે શું? આ દરવાજો તો ઉઘડયો. હવે એકદમ અંદર જવું સારૂં છે. પણ અરે! અહીં તો દીવો છે!" આમ કહી સાડીના છેડાથી દીવો ઓળવીને તે અંદર ઘુસી ગઇ. ચારૂદત્ત દરવાજા તરફજ જોતો બેઠો હતો. દીવો ઓળવાઇ ગયો તે તેણે જોયો, પણ વસંતસેનાને અંદર આવતી તેણે ન દીઠી. "આમ કેમ" આવો સવાલ તેણે મૈત્રેયને કીધો. મૈત્રેયે ત્યાંથીજ જવાબ વાળ્યો કે, એ તો દરવાજો ઉઘાડતાં પવનનો સપાટો લાગ્યો તેથી થયું. પછી તેણે રદનિકાને કહ્યું, "રદનિકા બાઇ, તું બલિ લઇ દરવાજા બહાર જા. હું ચોસરીમાંથી દીવો બાળી લાવું છું." આમ કહી મૈત્રેય દીવો લઇ ચોસરીમાં ગયો.

આ તરફ શકાર, વિટ અને ચેટ વસંતસેનાને શોધતાજ હતા. વસંતસેના ચારૂદત્તની વાડીમાં દાખલ થઇ તે વિટ જાણતો હતો છતાં જાણી જોઇને તેણે શકારને એ વાત ન જણાવી. શકાર તો, 'હું વસંતસેનાને શોધી કાઢુંછું' એમ બોલતો અને તેને વિટ ચઢાવતો. એટલામાં વિટનો હાથ પકડીને શકાર બોલ્યો, "અરે ભાઇ! મળી રે મળી! વસતસેના પકડાઇ!" પોતાનેજ વસંતસેના ધારે છે જાણીને વિટ હસીને બોલ્યો, "અરે મૂર્ખ! એ તો હું છું હું! વસંતસેના કોણ જાણે કયાં ગઇ?" પોતાની ભૂલ થયલી જોઇને શકાર બોલ્યો, "તું છે કે? ત્યારે તો એક બાજુ ઉભો રહે. હું તે વેશ્યા પુત્રીને હમણાજ શોધી કાઢુંછું."

આમ કહી તેણે વિટનો હાથ મૂકી દીધો, અને અંધારામાં શોધતાં શોધતાં ચેટનો હાથ મજબૂતાઇથી પકડીને તે બોલ્યો, "અરે ભાઇ! પકડી, પકડી! હવે તો

એ નિશ્ચય વસંતસેનાજ છે.” ચેટે ગભરાઇને કહ્યું, “શેઠજી, એ તો હું ચેટ છું. વસંતસેના નથી.” આ સાંભળી હસીને શકાર બોલ્યો, “અરે, રાં—ના એ તું કે ? અરે, આ શો ચમત્કાર? આ તરફ ચેટ તો પેલી તરફ ભાઇ! આ તરફ ભાઇ તો પેલી તરફ ચેટ! ઠીક, હવે તમે બેઉ જણા એક બાજુએ ઉભા રહો. હું વસંતસેનાને શોધી કાઢું છું.” આમ કહી તે અહીં તહીં શોધવા લાગ્યો. એટલામાં રદનિકા જે દરવાજા બહાર ઉભી હતી, તે તેના હાથમાં આવી ગઇ. તેની વેણી હાથમાં પકડીને બોલ્યો, “ભાઇરે ભાઇ! પકડીરે પકડી! હવે તો ખચીત પકડી. એ તો મારા હાથમાંથી નાશી જતી હતી પણ ફૂલના વાસની તેં સૂચના કીધી હતી તે ઉપરથી ચાણાક્યે જેમ દ્રોપદીને પકડી હતી તેમ મેં એને પકડી છે.” આ ઠેકાણે ચાણાક્ય અને દ્રોપદીનો મુદ્દલ સંબંધ ન હતો છતાં તેણે ગોઠવી દીધો.

શકારનું બોલવું સાંભળી વિટે ધ્યાનપૂર્વક જોયું ત્યારે આ કોઇ સ્ત્રી છે એમ તેને જણાયું. વસંતસેના વાડીમાં ગઇ એમ તેને લાગ્યું તો હતું. પણ કદાચ તે અંદર ગઇ ન હોય અને શકારને વશ થવા બહારજ ઉભી હોય તો કોણ જાણે. આવો તેને વિચાર આવ્યો. રદનિકાને તેણે દીઠી ન હતી, પણ વસંતસેના ચારૂદત્તને મૂકીને શકારને અનુસરે તે વિટને ન ગમ્યું. તે બોલ્યો, “અરે! જુવાનીના તોરમાં તું કોઇ જુવાન પુરુષને ત્યાં જતી હતી પણ અહીં તારી વેણીના ફૂલોના વાસથી તને કેવી પકડી છે તે જો.”

શકાર ગર્વથી બોલ્યો, “મેં તને પકડી છે, કેસથી પકડી છે, બાલથી પકડી છે, માથાથી પકડી છે, ગરદનથી પકડી છે. હવે તો શિવને, શંભુને કે શંકરને ગમે તે ઇશ્વરને બોલાવ. હું તને છોડનાર નથી.”

ને પણ આશા રાખી ન હતી. મૈત્રેયે દરવાજો ઉઘાડયો તેથી તેને અત્યાનંદ થયો. તે મનમાં બોલી, "ઇશ્વરેજ કૃપા કીધી કે શું? આ દરવાજો તો ઉઘડયો. હવે એકદમ અંદર જવું સારૂં છે. પણ અરે! અહીં તો દીવો છે!" આમ કહી સાડીના છેડાથી દીવો ઓળવીને તે અંદર ઘુસી ગઇ. ચારૂદત્ત દરવાજા તરફજ જોતો બેઠો હતો. દીવો ઓળવાઇ ગયો તે તેણે જોયો, પણ વસંતસેનાને અંદર આવતી તેણે ન દીઠી. "આમ કેમ" આવો સવાલ તેણે મૈત્રેયને કીધો. મૈત્રેયે ત્યાંથીજ જવાબ વાળ્યો કે, એ તો દરવાજો ઉઘાડતાં પવનનો સપાટો લાગ્યો તેથી થયું. પછી તેણે રદનિકાને કહ્યું, "રદનિકા બાઇ, તું બલિ લઇ દરવાજા બહાર જા. હું ચોસરીમાંથી દીવો બાળી લાવું છું." આમ કહી મૈત્રેય દીવો લઇ ચોસરીમાં ગયો.

આ તરફ શકાર, વિટ અને ચેટ વસંતસેનાને શોધતાજ હતા. વસંતસેના ચારૂદત્તની વાડીમાં દાખલ થઇ તે વિટ જાણતો હતો છતાં જાણી જોઇને તેણે શકારને એ વાત ન જણાવી. શકાર તો, 'હું વસંતસેનાને શોધી કાઢું છું" એમ બોલતો અને તેને વિટ ચઢાવતો. એટલામાં વિટનો હાથ પકડીને શકાર બોલ્યો, "અરે ભાઇ! મળી રે મળી! વસતસેના પકડાઇ!" પોતાનેજ વસંતસેના ધારે છે જાણીને વિટ હસીને બોલ્યો, "અરે મૂર્ખ! એ તો હું છું હું! વસંતસેના કોણ જાણે કયાં ગઇ?" પોતાની ભૂલ થયલી જોઇને શકાર બોલ્યો, "તું છે કે? ત્યારે તો એક બાજુ ઉભો રહે. હું તે વેશ્યા પુત્રીને હમણાજ શોધી કાઢું છું."

આમ કહી તેણે વિટનો હાથ મૂકી દીધો, અને અંધારામાં શોધતાં શોધતાં ચેટનો હાથ મજબૂતાઇથી પકડીને તે બોલ્યો, "અરે ભાઇ! પકડી, પકડી! હવે તો

એ નિશ્ચય વસંતસેનાજ છે." ચેટે ગભરાઇને કહ્યું, "શેઠજી, એ તો હું ચેટ છું. વસંતસેના નથી." આ સાંભળી હસીને શકાર બોલ્યો, "અરે, રાં—ના એ તું કે? અરે, આ શો ચમત્કાર? આ તરફ ચેટ તો પેલી તરફ ભાઇ! આ તરફ ભાઇ તો પેલી તરફ ચેટ! ઠીક, હવે તમે બેઉ જણા એક બાજુએ ઉભા રહો. હું વસંતસેનાને શોધી કાઢું છું." આમ કહી તે અહીં તહીં શોધવા લાગ્યો. એટલામાં રદનિકા જે દરવાજા બહાર ઉભી હતી, તે તેના હાથમાં આવી ગઇ. તેની વેણી હાથમાં પકડીને બોલ્યો, "ભાઇરે ભાઇ! પકડીરે પકડી! હવે તો ખચીત પકડી. એ તો મારા હાથમાંથી નાશી જતી હતી પણ ફૂલના વાસની તેં સૂચના કીધી હતી તે ઉપરથી ચાણાક્યે જેમ દ્રોપદીને પકડી હતી તેમ મેં એને પકડી છે." આ ઠેકાણે ચાણાક્ય અને દ્રોપદીનો સુદલ સંબંધ ન હતો છતાં તેણે ગોઠવી દીધો.

શકારનું બોલવું સાંભળી વિટે ધ્યાનપૂર્વક જોયું ત્યારે આ કોઇ સ્ત્રી છે એમ તેને જણાયું. વસંતસેના વાડીમાં ગઇ એમ તેને લાગ્યું તો હતું. પણ કદાચ તે અંદર ગઇ ન હોય અને શકારને વશ થવા બહારજ ઉભી હોય તો કોણ જાણે. આવો તેને વિચાર આવ્યો. રદનિકાને તેણે દીઠી ન હતી, પણ વસંતસેના ચારૂદત્તને મૂકીને શકારને અનુસરે તે વિટને ન ગમ્યું. તે બોલ્યો, "અરે! જુવાનીના તોરમાં તું કોઇ જુવાન પુરુષને ત્યાં જતી હતી પણ અહીં તારી વેણીના ફૂલોના વાસથી તને કેવી પકડી છે તે જો."

શકાર ગર્વથી બોલ્યો, "મેં તને પકડી છે, કેસથી પકડી છે, બાલથી પકડી છે, માથાથી પકડી છે, ગરદનથી પકડી છે. હવે તો શિવને, શંભુને કે શંકરને ગમે તે ઇશ્વરને બોલાવ. હું તને છોડનાર નથી."

શકારે એકદમ તેની વેણી પકડી તેથી ભયભીત થઇને રદનિકા બોલી, "મહારાજ, આ તમે શું ધાર્યું છે? તમે શું કરોછો?" તેના શબ્દ સાંભળી વિટ બોલ્યો, "કાણેલી પુત્ર, આ વસંતસેના નથી. બીજી કોઇ જણાય છે." શકાર બોલ્યો, 'ચલ, ચલ! તને ખબર નથી. માખણ ખાવા તલપેલી બીલાડી જેમ પોતાનો સ્વર બદલે છે તેમ આણે પણ પોતાનો સ્વર બદલ્યો છે. આ તેજ છે. બીજી કોઇ નથી."

આ સાંભળી વિટ આશ્ચર્ય પામીને બોલ્યો, "શું! તેણે સ્વર પણ બદલ્યો! એમ હોય તો આશ્ચર્ય! પણ એમાં આશ્ચર્ય શાનું? આ ચોસઠ કળા શીખીને ચતુર થઇ છે, અને લોકોને કેમ ફસાવવા તેમાં ચતુર છે, તેણે પોતાનો સ્વર બદલવામાં પણ ચતુરાઇ રાખીજ હશે. તારૂં કહેવું ખરૂં જણાય છે."

ઉપર પ્રમાણે ત્યાં ગડબડ ચાલી રહી હતી એટલામાં મૈત્રેય હાથમાં દીવો લઇને ત્યાં આવી પહોંચ્યો. પવનથી તેના હાથમાંનો દીવો હાલતો હતો તેથી તેને સંભાળતો સંભાળતો તે જ્યાં રદનિકા ઉભી હતી ત્યાં આવી પહોંચ્યો. રદનિકાને ઘેરીને આ લોકો ઉભા હતા તેમને જોઇ તેના મનમાં બીજીજ કલ્પના આવી. તે ગુસ્સે થઇને બોલ્યો, "રદનિકા, આ કાંઈ ઠીક થતુ નથી! ચારૂદત્તની પડતીના સમયમાં તારે તારા યારોને ઘરમાં લાવવા ન જોઇએ."

શકારે તેના માથાની વેણી પકડી હતી તેથી આવી કલ્પના કોઇના પણ મનમાં સહજ ઉત્પન્ન થાય એવું હતું. પણ તે કેમ બન્યું તે તો આપણે ઉપર જોઇ ગયા. તે શરમ અને ભયથી તદન ગભરાઇજ ગઇ હતી. મૈત્રેયે શું કહ્યું તે તેના સાંભળવામાં પણ આવ્યું ન હતું. તે

કાલાવાલા કરતી બોલી, "આર્ય મૈત્રેય, મારૂં રક્ષણ કરો. આ મારી ઉપર શો જુલમ થાય છે!" મૈત્રેયે કહ્યું, "આ શું, તારી ઉપર જુલમ થાય છે? કે અમારી ઉપર?" રદનિકાએ જવાબ આપ્યો, "આર્ય, આ તો મારી ઉપર જુલમ થાય છે." મૈત્રેયે કહ્યું, "રદનિકા, શું ખરેખર તારી ઉપર જુલમ થાય છે?" રદનિકાએ પોતાની ઉપર આ જુલમજ થાય છે એવી તેની ખાત્રી કરી આપી. મૈત્રેય એકદમ ગુસ્સે થઇ પોતાની દાંગ હાથમાં ઉંચકીને બોલ્યો, "દુષ્ટો, દૂર થાઓ, દૂર થાઓ! નહિ તો હું શું કરીશ તે જોજો. કુતરો પણ પોતાના ઘરમાં જોરાવર હોય છે, તો હું તો મોટો વિદ્વાન બ્રાહ્મણ છું. (શકાર તરફ જોઇને) ચાલ, દૂર થા. નહિ તો આ લાકડીથી તારૂં માથું ભાંગી નાખીશ."

મૈત્રેય ગુસ્સે થઇ ગયો છે એમ જાણી તેને શાંત પાડતો વિટ બોલ્યો, "અરે પૂજ્ય બ્રહ્મદેવ, ક્ષમા કરો. અજાણતાં અમારાથી અપરાધ થયો છે." તેને જોઇ મૈત્રેય બોલ્યો, "આનો કાંઈ અપરાધ નથી. જે છે તે આ (શકાર) દુષ્ટનો અપરાધ છે." શકારને ઉદ્દેશીને, "અરે, રાજાના શાળા! સંસ્થાનક! દુર્જન! દુષ્ટ મનુષ્ય! તું આ સારૂં નથી કરતો. અમારો ચારૂદત્ત પૈસે ટકે ગરીબ થયો છે, છતાં તેના ગુણોથી આખી ઉજ્જયની શોભે છે. તેના ઘરમાં દાખલ થઇ તેના નોકર વર્ગને દુઃખ દેવાનું તું કરે છે એટલે તે હલકો પડયો છે એમ તું સમજે છે? ગરીબ થયો એટલે તેની યોગ્યતા શું ઓછી થઇ? કાળ તો ગરીબ અને પૈસાદાર બેઉને એકસરખાજ ગણે છે. જેની ચાલચલણ સારી હોય છે તે ગરીબ છતાં પણ પૈસાદાર છે, અને જેની ચાલચલણ ખરાબ હોય છે તે પૈસાદાર છતાં ભીખારી છે."

પોતાને હાથે ચારૂદત્તનો અપરાધ થયો તેથી વિટના મનને ખોટું લાગ્યું. તે ખિન્ન થઇને બોલ્યો, "બ્રહ્મદેવ, ક્ષમા કરો. આ વાત વગર સમજે થઇ છે. આર્ય ચારૂદત્તનું અપમાન કરવું એમ અમે સ્વપ્ને પણ વિચાર કર્યો નથી. અમે બીજા કોઇ (વસંતસેના)ને શોધતા હતા તેજ આ (રદનિકા) છે જાણીને આમ થયું છે. અમે કોઇ સ્ત્રીને શોધતા હતા." મૈત્રેયે રદનિકા તરફ આંગળી કરીને કહ્યું, 'તે સ્ત્રી આ કે ?" વિટે જવાબ આપ્યો, "શિવ ! શિવ ! નહિ, નહિ, આ નહિ ! પોતાની તરૂણાવસ્થાનો ગમે તેવો ઉપયોગ કરનારી તે બીજીજ છે. તે હમણા સૂધી તો અહીં જણાતી હતી, પણ હાલ કયાંક ગુમ થઇ ગઇ છે. તે આ હશે એમ અંધારામાં જાણીને આ અપરાધ થયો. આ બધી વાત ધ્યાનમાં લઇને ક્ષમા કરશો એવી આશા છે." આમ કહી હાથમાંની તરવાર નીચે મૂકી મૈત્રેયના પગ ઉપર માથું મૂક્યું.

તેના માથાને હાથ લગાડી મૈત્રેય બોલ્યો, "ઉઠ, ઉઠ, તું આવા કામમાં પડયો છે છતાં દુષ્ટ નથી એવી સારી ખાત્રી થાય છે. મેં તારૂં ભલાપણું ન જાણતાં તને દોષ દીધો પણ હવે હું તને પ્રસન્ન કરવા ઇચ્છુંછું." વિટે કહ્યું, "મહારાજ, તમને પ્રસન્ન કરવા તો હું માગું છું. પણ આ વાત જો આર્ય ચારૂદત્તને ન કહેશો તો હું ઉઠીશ." મૈત્રેય બોલ્યો, "તારૂં ભલાપણું જોઇ તે વાત હું સ્વીકારૂંછું. બાકી કોઇ પણ વાત એવી નથી જે હું ચારૂદત્તને ન જણાવું." વિટે આનંદ પામીને કહ્યું, "બ્રહ્મદેવ, અમે હથિયારવાળાને તમે આર્ય ચારૂદત્તના ગુણરૂપી શસ્ત્રથી જીત્યા છે."

આટલી વાર સૂધી શકાર ચુપચૂપ આ બધું સાંભળતો હતો. ચારૂદત્ત વિષે પ્રથમથીજ તેના મનમાં ધિક્કાર-

તો હતો તેમાં વળી વિટે મૈત્રેયની ક્ષમા માગી તેથી વધારો થયો. તેણે મૈત્રેય તરફ તિરસ્કારથી જોઇને વિટને કહ્યું, "ભાઇ, તું આ બામણીઆની ક્ષમા માગી, આજીજી કરી પગે લાગે છે તેનું શું કારણ?" વિટે જવાબ આપ્યો, "બીજું તે શું હોય? ડરી ગયો તેથી પગે લાગ્યો." શકારે પૂછ્યું, "કોનાથી ડર્યો?" વિટે તુરત ઉત્તર આપ્યો, "આર્ય ચારૂદત્તના ગુણોથી ડર્યો. બીજા કોનાથી ડરૂં?" શકાર તિરસ્કાર કરીને બોલ્યો, "છીત! એવા ભીખારીઓને તે વળી ગુણ હોય? જેના ઘરમાં જતાં મુઠી અન્ન ન મળે તેમાં તે ગુણ કેવો હોય?" વિટ તેનો તિરસ્કાર કરીને બોલ્યો, "નહિ, નહિ, એમ બોલતોના. તે અમારા જેવા યાચકોની ઇચ્છા પૂર્ણ કરતાં ખાલી થઇ ગયો છે. પૈસો હતો તે વખતે પણ તેણે કોઇનો અનાદર કર્યો નથી. ઉનાળામાં લોકોની તરસ મટાડીને જેમ તળાવ સૂકાઇ જાય છે, તેમ યાચકોને દ્રવ્ય આપી તે ગરીબ થઇ ગયો છે."

આ સાંભળતાં વેંતજ શકારને ગુસ્સો ચઢ્યો. તે કહ્યો, "શું તે મોટો શૂરો છે? કે વીર છે? તે પાંડુપુત્ર અર્જુન, કે રાધાનો પુત્ર કર્ણ, કે રાવણ, કે ઇંદ્રનો પુત્ર વાલી, કે કુંતિને રામથી ઉત્પન્ન થયલો અશ્વત્થામા, અથવા ધર્મરાજાનો પુત્ર જટાયુ છે?" વિટે જવાબ આપ્યો, "મૂર્ખા! તે તો આર્ય ચારૂદત્ત છે. તેના ગુણના કેટલા વખાણ કરૂં? તે દીન જનોની ઇચ્છા પુરનાર કલ્પવૃક્ષ છે. સત્પુરુષનો કુટુંબી છે. ઉત્તમ શિક્ષણનો આરીસો છે. સદ્વર્તનની કસોટીરૂપ છે. લોકોનું સત્કાર કરનાર, કોઇનું અપમાન ન કરનાર, ગુણસાગર, વગેરે સદ્ગુણોથી ભરેલો તે માત્ર એકલોજ જીવતો છે, બાકી બીજા બધા જીવતા મૂવા તુલ્ય છે. હશે. ચાલો આપણે અહીંથી જતા રહીએ."

વિટે ચારૂદત્તના આટલા વખાણ કર્યા છતાં શકાર-

ના મનમાં તેમાંનું કાંઈ પણ ઉતર્યું નહિ તે બોલ્યો, "જઈએ, વસંતસેનાને લીધા વગર જઈએ?" વિટે કહ્યું, "તે તો હવે નષ્ટ થઈ, તેની આશા ન કરતો." શકારે પૂછ્યું, "હેં! નષ્ટ શાથી થઈ? ગમે તેમ હો, પણ હું તો તેને લીધા વગર જનાર નથી." વિટે કહ્યું, "અરે ભલા માણસ, હાથીને પકડવો હોય તો તે સાંકળ બાંધવાને ઠેકાણેથી પકડાય છે, ઘોડો લગામને ઠેકાણેથી પકડાય છે, તેમ સ્ત્રી હૃદયથી પકડાય છે, અર્થાત્ પ્રીતિથી તે વશ થાય છે. તે તને ચહાતી નથી તો અહીં રહેવામાં શો લાભ!" શકારે કહ્યું, "તારે જવું હોય તો જા. હું તો માત્ર તેમ જનાર નથી."

શકારનો આગ્રહ જોઇ વિટ ત્યાંથી જતો રહ્યો. તેને જતો જોઇ શકાર મોટેથી હસીને બોલ્યો, "ચાલો, ભાઇ તો ગયો. હવે આપણે જે કરવું છે તે કરીએ." મૈત્રેય રામાનુંજ પંથી હતો તેથી કપાળ ઉપર ત્રણ લીટીનું ટીલું કર્યું હતું તેથી શકારે તેને કાગડાના પગની ઉપમા આપીને કહ્યું, "અરે, કાગડાના પગ સરખાં ત્રણ લીટા કપાળ ઉપર ધારણ કરનાર નીચ ભટા, નીચે બેસ." મૈત્રેયે જવાબ આપ્યો, "અરે, અમને નીચે બેસવા શા માટે કહે છે? અમે તો બેઠાજ છીએ." શકારે પૂછ્યું, "નીચે શાથી બેઠા છો?" મૈત્રેય આગળ જવાબ તૈયારજ હતો, "અમારા વાંકા નસીબે અમને બેસાડયા છે." શકાર બોલ્યો, "એમ હોય તો ઉઠ." તે બ્રાહ્મણ બોલ્યો, "ઉઠીશું પણ ખરા." શકારે પૂછ્યું, "ક્યારે ઉઠશો?" મૈત્રેયે જવાબ દીધો, "જ્યારે દૈવ અનુકુળ થશે ત્યારે." શકાર બોલ્યો, "ત્યારે હવે રડો, રડો, હવે રડો." મૈત્રેય પાસે જવાબ તૈયાર હતો, "અમે રડીએજ છીએ." શકારે પૂછ્યું, "તમને કોણે રડાવ્યા?" મૈત્રેય બોલ્યો, "નસીબ

વગર બીજું કોણ રડાવશે!" શકારે કહ્યું, "એવું હોય તો હસ." મૈત્રેય બોલ્યો, "હસીસું પણ ખરા." શકારે પૂછ્યું, "ક્યારે?" મૈત્રેયે ઉત્તર આપ્યો, "આર્ય ચારુદત્તને ફરીથી સંપત્તિ પ્રાપ્ત થશે તે વખતે."

આ પ્રમાણે આ બે જણની ઘણીવાર સૂધી માથાફોડ ચાલી; આખરે મૈત્રેય હારી ખાતો નથી એમ જોઇ શકાર બોલ્યો, "અરે ભટડા! મારા કહેવા પ્રમાણે પેલા ભીખારી ચારુદત્તને કહીશ કે? કે, 'સોનાના ઘરેણા પહેરનારી વસંતસેના નામની વેશ્યાપુત્રી મારી પ્રીતિપાત્ર છે. મને તે મનથી ગમે છે એમ છતાં પણ કામદેવના મંદિર આગળ ઉત્સવના દિવસથી બાગમાં તારી ઉપર તેનું મન ચોંટયું છે એમ હું સાંભળું છું. એ જો ખરૂં હોય તો બહુજ ખોટું. હમણા પણ અમે બલાત્કારથી ઘેરીને તેને અહીં સૂધી લાવ્યા હતા, તે તારા ઘરમાં દાખલ થઈ ગઇ અને હજી સૂધી બહાર આવી નથી તેથી અમારી સાથે તારે શત્રુતા થઇ. પણ જો તું ભલાઇ કરી તેને અમારા હાથમાં સોંપીશ તો તારે અમારે રાજ દરબારમાં ફરિયાદ ગયા વગર શત્રુતા જતી રહેશે અને હમેશ સૂધી મિત્રતા રહેશે. માટે એ વાતનો પૂર્ણ વિચાર રાખજે. વસંતસેના અમને આપી જો શત્રુતા ઓછી ન કરે તો, સુકેલી ભાજી, તળેલું માંસ અને થંડીના દિવસના તાઢા ભાત જેમ બગડતા નથી તેમ મારા મનમાંથી તારે વિષેની શત્રુતા નાશ પામનાર નથી.' હે ભટડા! આવો સંદેશો તેને ધીમેથી કહેજે. પણ એટલો તો ધીમેથી કહેજે કે, હું મારા ઘરમાં બેસીને પણ સાંભળું. તેમ જો ન કરીશ તો તારી ડોકી મરડી નાખતાં મને વાર લાગવાની નથી."

મૈત્રેયને તો પ્રથમથીજ કંટાળો આવતો હતો, તેથી તેણે કહેલી બધી વાત ચારુદત્તને કહેવા કબૂલાત આ-

પી. વિટ ગયો તેનું તેને હવેજ ભાન આવ્યું. તેણે ધીમેથી ચેટને કહ્યું, "શું અમારો ભાઇ ખરેખરજ ગયો?" વિટના જવાથી તેને ભય ઉત્પન્ન થયો તેથી પોતાની તરવાર ખભા ઉપર મૂકી ઉતાવળમાં તે જતો રહ્યો.

તેના ગયા પછી મૈત્રેયે રદનિકાને કહ્યું, "રદનિકા, તારૂં અહીં જે અપમાન થયું છે તે આર્ય ચારૂદત્તને ન જણાવીશ હો. હમણાજ તેને પોતાની દરિદ્રતાનું દુઃખ લાગ્યું છે તે આ વાત સાંભળતાં બમણું વધશે." રદનિકાએ ઉત્તર આપ્યો, "પૂજ્ય મૈત્રેય, આવી બાબતમાં હું મોઢું ઉઘાડું તેવી નથી! તે વિષેની તમે ખાત્રી રાખજો."

આ તરફ વસંતસેના સ્વસ્થ અંતઃકરણથી ધીમે ધીમે ચાલીને ચારૂદત્ત જ્યાં બેઠો હતો ત્યાં જઇ પહોંચી, એક બાજુ ઉભી રહી. ત્યાં દીવો ન હતો તેથી તેને ચારૂદત્ત જોઇ ન શકયો, પણ માત્ર કોઇ ત્યાં ઉભું હતું એટલુંજ તેને દેખાયું. તે રદનિકા હશે એમ સમજી ચારૂદત્ત બોલ્યો, "રદનિકા, રોહસેન (ચારૂદત્તનો પુત્ર) અગાસીમાં પવનમાં રમતો હતો તે ઉંઘી ગયો હોય એમ જણાય છે. તેને થંડી પડતી હશે માટે ઘરમાં લઇ જઇને આ મારૂં શેલું ઓઢાડ." આમ કહી ચારૂદત્તે પોતાના શરીરનું શેલું જે ચૂર્ણવૃધ્ધે જાઇના ફૂલોથી સુવાસિત કરીને તેને ભેટ મોકલ્યું હતું તે તેણે વસંતસેના તરફ ફેંકયું.

પણ વસંતસેના કાંઇ બોલી નહિ. શેલું ઝીલી લઇ તેની વાસ લઇને તે બોલી, "ઠીક, આ શેલું જાઇના ફૂલોથી સુવાસિક કરેલ છે, માટે એ દરિદ્રી છતાં હજી પણ સુખ ભોગને ચહાય છે એમાં કાંઇ શક નથી." આવો વિચાર મનમાં આવતાં તે આનંદ પામી અને ચારૂદત્ત ન જાણે તેમ તેણે તે શેલું ઓઢી લીધું.

પોતાને કાંઈ જવાબ ન મળ્યો તેથી ફરીથી ચારુદત્તે કહ્યું, "રદનિકા, મેં કહ્યું તે સાંભળ્યું કે નહિ?. રો હસેનને જલદી અંદર લઈ જા. તે બીચારો ક્યારનો ઘંડીમાં પડયો છે." આ સાંભળી ધીમેથી નિઃશ્વાસ નાખી વસંતસેના મનમાં બોલી, "તમારા ઘરમાં દાખલ થવાનું મારા જેવીના નસીબમાં ક્યાંથી હોય?" ચારુદત્તે બે વખત બોલાવી પણ કાંઈ જવાબ ન આપ્યો. પોતાની આજ્ઞા દાસી માનતી નથી એમ વિચારી ચારુદત્ત નિરાશ થઇને બોલ્યો, "રદનિકા, મેં આટલી વાર તને કહ્યું તોપણ તું સાંભળતી કેમ નથી? શું તું પણ તેવી થઇ? પણ મારે તને કાંઈ શા માટે કહેવું જોઇએ? ભાગ્ય નાશ પામતાં માણસનું નસીબ ફરી જાય છે ત્યારે તેના મિત્રો પણ શત્રુ થઇ જાય છે. જુના નોકરો પણ આવે વખતે ફરી જાય છે. આ મારા પ્રારબ્ધની એક દશાજ તો!"

આ પ્રમાણે તે બોલતો હતો એટલામાં મૈત્રેય રદનિકાને લઇને ઘરમાં આવ્યો. ચારુદત્ત રદનિકાને બોલાવે છે જાણી મૈત્રેય બોલ્યો, "મિત્ર, આ રહી રદનિકા." ખરી રદનિકાને જોઇ ચારુદત્ત બોલ્યો, "આ રદનિકા, ત્યારે અહીં બીજી ઉભી છે તે કોણ છે? અજાણપણે એની ઉપર શેલું નાખ્યું તેથી તે દૂષિત તો નહિ થઇ હોય?" વસંતસેના મનમાં બોલી, "દૂષિત તો નહિ પણ ભૂષિત તો થઇ છું."

ચારુદત્ત ફરીથી બોલ્યો, "શરદ ઋતુના મેઘથી ઢંકાયલી ચંદ્રિકા જેવી દેખાતી આ કોણ છે? હશે. પરસ્ત્રી હશે. પરસ્ત્રીને ન્યાળીને જોવી યોગ્ય નથી." આમ કહી તે વિચાર કરતો બેઠો.

વસંતસેના વાડીમાં દાખલ થઇ છે એમ મૈત્રેય જાણતો હતો તેથી હસીને બોલ્યો, "મિત્ર, તું પરસ્ત્રી નહિ,

જોતોજ ના. તે પરસ્ત્રી નહિ હોય તો તેની તરફ જોઇશ! એ વસંતસેના છે. કામદેવના ઉત્સવમાં તારૂં પ્રથમ દર્શન થતાં તે તારી ઉપર અનુરક્ત થઇ છે." આ સાંભળી ચારૂદત્તને આનંદ થયો. તે મનમાં બોલ્યો, "આહા! શું દ્રવ્ય ન છતાં પણ એ વસંતસેના પોતેજ મારે ત્યાં આવી? જો એમજ હોય તો સુભાગ્યની નિશાની સમજવી. (પછી મૈત્રેય તરફ જોઇને) પણ તને એ વાત કેમ માલમ પડી?" મૈત્રેયે જવાબ આપ્યો, "રાજાના શાળા સંસ્થાનકે મને કહ્યું કે," આમ કહી શકારે કહેલી બધી વાત તેની પાસે કહી સંભળાવી.

પોતે ત્યાં કેવી રીતે આવી ચઢી તેનો ઇતિહાસ ચારૂદત્તે જાણ્યો તેથી વસંતસેના પણ આનંદ પામી. ચારૂદત્તે વિચાર કર્યો કે, વેશ્યા પુત્રી છતાં એ પુરુષો દેખતાં બડબડાટ કરતી નથી એ સારી વાત છે. પછી વસંતસેના તરફ જોઇને તે બોલ્યો, "વસંતસેના, તને ન ઓળખતાં નોકરને કરવાનું કામ કરવા મેં તને આજ્ઞા કીધી તેથી મારો થયલો અપરાધ ક્ષમા કર."

આ સાંભળી શરમાઇને વસંતસેના બોલી, "મને લાયક નથી એટલી યોગ્યતા ઉપર તમે મને ચઢાવો તેથી હું તમારી મોટી અપરાધી થઇ છું, તેથી પ્રણામ કરીને કહુંછું કે, મને ક્ષમા કરો." આમ કહી ચારૂદત્તને પગે લાગી. બેઉ એક બીજા તરફ માથું નમાવી બેઠાં રહ્યાં એટલે મૈત્રેયે કહ્યું, "અરે, તમે બેઉ જણા એક બીજાની સામે માથું નમાવી બેઠા છો પણ કાંઈ બોલતા નથી તેથી હું પણ મારૂં માથું નમાવુંછું."

તુરત બેઉએ તેની તરફ જોયું. પછી ચારૂદત્ત બોલ્યો, 'મિત્ર, રહેવા દે. એ વાત પછી થઇ રહેશે."

વસંતસેનાએ મનમાં વિચાર કર્યો કે, આજ તો મુ-

સંગ ઠીક થયો. એનાથી પ્રિયકર સાથે બોલવાનો સંબંધ બંધાયો. હવે આજને આજ વધારે સંબંધ બંધાય તે ઠીક નહિ. કોઇ યુક્તિ કરી અહીંથી ઘેર જવું અને બીજી વખત મળવાની સંધિ રાખવી. આમ કહી ચારૂદત્ત તરફ જોઇને બોલી, "મહારાજ, મારી ઉપર એક કૃપા કરો. મેં આજ કિમતી દાગીના પહેર્યા છે અને તેથીજ તે દુષ્ટો મારી પાછળ પડયા હતા, માટે આટલા દાગીના તમારી પાસે રાખો એટલે હું વગર ધાસ્તીએ ઘેર ચાલી જાઉં."

આ સાંભળી ચારૂદત્તે કહ્યું, "નહિ, નહિ, હાલ મારૂં ઘર કોઇની અનામત રાખવા લાયક નથી."

વસંતસેના બોલી, "મહારાજ, આ કાંઈ ખરૂં બોલતા નથી. અનામત કાંઈ ઘર આગળ નથી, પુરુષ આગળ રાખે છે. એટલે પછી ઘર યોગ્ય [અયોગ્ય હોય તેની દરકાર કોણ કરે છે." આમ કહી વસંતસેનાએ દાગીના ઉતારવા માંડયા. ચારૂદત્તથી ના ન પડાઇ. મૈત્રેયને તે રાખી લેવા કહ્યું. વસંતસેનાએ દાગીનાની પોટલી બાંધી તેને આપી.

મૈત્રેયને એમ ભાસ્યું કે, અમારી અડચણ જોઇને વસંતસેનાએ આ દાગીના આપી દીધા હશે! તેથી પોટલી હાથમાં લેતાં તે બોલ્યો, "વસંતસેના, તારૂં કલ્યાણ થાઓ. આજ તો પ્રત્યક્ષ લક્ષ્મી બાઇજ અમારે ત્યાં પધાર્યાં."

આ સાંભળી ચારૂદત્ત બોલ્યો, "તું તે કોઇ મૂર્ખ છે? આ તો આપણે ત્યાં અનામત રાખે છે." તેનું બોલવું સાંભળી મોઢું વાકું કરીને મૈત્રેયે ધીમેથી કહ્યું, "એમ છે તો ચોર ભસે ને ચોરી જાય."

ચારૂદત્તે જવાબ આપ્યો, "તેમ પણ થશે." મૈત્રેય બોલ્યો, "શું! એની અનામત ચોરી જશે" ચારૂદત્તે જ-

વાબ આપ્યો, "એમ થશે તો આપણે તેની કોઇ પણ રીતે તોડ ઉતારીશું."

આ બેઉ જણા ધીમે ધીમે વાતો કરતા હતા એટલામાં વસંતસેના બોલી ઉઠી, "આવે વખતે એકલું જવું ઠીક નથી તેથી આ મૈત્રેયને મારી સાથે મોકલો." ચારૂદત્તે મૈત્રેયને વસંતસેના સાથે જવા કહ્યું. મૈત્રેય બોલ્યો, "મિત્ર, તારી આજ્ઞા તો હું માન્ય કરૂં છું. પણ આ હંસગામિની સાથે તો રાજહંસ જેવો તુંજ શોભશે. મારા જેવો ગરીબ બ્રાહ્મણ તો લુચ્ચા લફંગા લોકોના હાથમાં સપડાઇ જશે."

આ સાંભળી ચારૂદત્ત બોલ્યો, "એમ હશે તો હુંજ એની સાથે જઇશ. માટે રસ્તા ઉપર અજવાળું પડે એવો દીવો સળગાવ." મૈત્રેયે વર્ધમાનક નામના નોકરને દીવો સળગાવવા કહ્યું. તે નોકરે ધીમેથી જવાબ આપ્યો, "ઘરમાં તેલ નથી તે દીવો શા વડે સળગાવું?" મૈત્રેયે તે તે વાત ચારૂદત્તને ધીમેથી જણાવી તેથી તે બોલ્યો, "દીવાની કાંઇ જરૂર નથી. ચંદ્રનો પ્રકાશ પડેથી રાજમાર્ગ ઉપર અજવાળું છે." આમ કહી વસંતસેનાને સાથે લઇ તે બહાર નીકળ્યો અને તેના ઘર આગળ લઇ જઇ બોલ્યો, "વસંતસેના, આ તારૂં ઘર." આમ કહી તે તેની તરફ સ્નેહપૂર્વક જોવા લાગ્યો. વસંતસેના પણ તેવીજ રીતે જોતી પોતાના ઘરમાં ગઇ.

ચારૂદત્ત પોતાને ઘેર પાછો ફર્યો. તેણે મૈત્રેયને કહ્યું, "વસંતસેના એને ઘેર ગઇ, પણ પોતાની પાછળ આ ઘરેણાં મૂકી ગઇ છે તેની સંભાળ રાખવી જોઇએ. રાતની વખત એ તું સાચવજે અને દિવસના વર્ધમાનક સાચવશે. ચાલો, હવે રાત ઘણી ગઇ છે, લોકો રસ્તામાં

ફરતા જણાતા નથી, ચોકીદારો ફરવા નીકળ્યા છે માટે દરવાજા બંધ કરી લઇએ."

આમ કહી બધા ઘરમાં ગયા અને નોકરે દરવાજા બંધ કર્યા.

---

## પ્રકરણ ૫ મું.

### વસંતસેના અને મદનિકા.

**વસંતસેના** પોતાના ઘરમાં તો ગઇ પણ તેનું મન તો ચારૂદત્તની પાછળ ગયું. ચારૂદત્તની ઉપર તેનો પ્રેમ તો હતો પણ આજના બનાવથી તેમાં વધારો થયો. ચારૂદત્તે અજાણતાં તેની ઉપર પોતાનું શેલું નાખ્યું, અને પોતાને કાંઇ ઉત્તર ન મળ્યો તેથી પોતાની ગરીબ હાલત વિષે નિઃશ્વાસ પૂર્વક તેના મોઢામાંથી ઉદ્ગારો નીકળ્યા, તેમજ પોતે પોતાના દાગીના તેને રાખવા કહ્યા તે વખતે ના પાડી, તથા તેને છોડવા જવા માટે તેણે દીવો સળગાવવા કહ્યું, એ તેની ગર્ભ શ્રીમંતાઇ તથા તેલ ન હોવાથી ચાંદરણીમાં જવાની યુક્તિ કાઢી એ તેની કુલીનતા, આ બધાથી વસંતસેનાનું મન તેની તરફ વધારે ગયું. દીવા માટે તેલ જેટલા પણ પૈસા પાસે નથી આવી ગરીબાઇ ગૃહસ્થની પુત્રીને પણ પસંદ ન પડે તો વેશ્યા પુત્રી તો તેવાની પાસેજ શાની જાય? પણ અહીં તો ઉલટુંજ હતું. વસંતસેના તેના પૈસા પર નહિ પણ ગુણ ઉપરજ આસક્ત થઇ હતી.

વસંતસેના નિદ્રા લેવા માટે બીછાનામાં પડી પણ તેને આખી રાત ઉંઘ ન આવી. આખી રાત તરફડીઆ મારીને તેણે પુરી કીધી.

દિવસ ઉગ્યો પણ વસંતસેના ન ઉઠી તેથી તેની માતાએ તેની ખબર પૂછી તો, તેને શરીરે સારૂં નથી એમ જણાયું. તેથી એક દાસી સાથે તેની માએ કહેવરાવી મોકલ્યું કે, હવે ઘણો વખત ગયો છે તેથી નાહી લઇ, દેવપૂજા કરી કાંઇ જમી લે તો શરીરે સારૂં થઈ જશે. દાસીએ માતાનો સંદેશો તેને કહ્યો. આ વખતે તે પોતાની માનીતી દાસી મદનિકા સાથે વાતો કરતી હતી. પોતે આજ નહાવાની તેમ જમવાની પણ નથી એવો જવાબ વસંતસેનાએ દાસીને આપ્યો. તે દાસીના ગયા પછી મદનિકાએ પૂછ્યું, "બાઇ, આજ તમને શું થયું છે? શરીર શાથી બગડ્યું?"

વસંતસેનાએ કહ્યું, "તને હું બધી વાત જણાવીશ. પણ આજ હું કેવી લાગું છું તે પહેલાં મને કહે."

દાસીએ જવાબ આપ્યો, "બાઇ, આપનું મન વ્યગ્ર થયું હોય એમ જણાય છે. આપનું ચિત્ત કોઇ પુરુષે ચોર્યું હોય એમ મને લાગે છે."

વસંતસેના આ સાંભળીને આનંદ પામીને બોલી, "મદનિકા, તું બીજાના મનની વાત જાણી જવામાં ચતુર છે."

મદનિકા વસંતસેનાના મનનો ભેદ પ્રથમથીજ જાણતી હતી, પણ પોતે તે વિષે ન જણાવતાં તેને મોઢેજ કબૂલ કરાવવા માગતી હતી. તેથી ધીમે ધીમે એક એક વાત કાઢીને તેણે ચારૂદત્તનું નામ દીધું. તે સાંભળી વસંતસેના બોલી, "શાબાશ, મદનિકા, શાબાશ! તેં ખરૂં જાણ્યું!"

મદનિકાએ કહ્યું, "પણ બાઇ સાહેબ, લોકો કહે છે કે, તે સૂકાઇ ગયલી નદીના જેવા છે."

વસંતસેના બોલી, "તેથીજ મારો તેમની ઉપર વધારે પ્રેમ ચોંટ્યો છે. જો કોઇ શ્રીમંત ઉપર પ્રેમ કરૂં

તો લોકો કહેશે કે, એ તો તેના દ્રવ્યનુ હરણ કરવા માટે ઉપર ઉપરથીજ બધું દેખાડે છે. પણ આની ઉપર પ્રેમ કરતાં લોકોથી કાંઈ બોલાવાતું નથી."

ચારૂદત્તને શહેરના બધા લોકો ચહાતા હતા. માત્ર એક શકારજ તેની તરફ શત્રુતા રાખતો હતો. વસંતસેનાનો પ્રેમ તેની ઉપર ઉતર્યો જોઇ મદનિકા ખુશી થઈ; પણ હજી વધારે તેના પ્રેમની પરીક્ષા કરવાની મતલબથી તેણે પૂછયું, "બાઇ, ફૂલ વગરના થયલા આંબાના ઝાડની પાસે કદી મધમાખો જાય છે કે?"

વસંતસેનાએ કહ્યું, "તેથીજ તેમને મધમાખો કહે છે. ફૂલમાં મધ હોય ત્યાં સુધીજ રહેનારી તે મધમાખ."

મદનિકા બોલી, "જો એમ છે તો તેની સાથે જઇને રહેતા કેમ નથી?"

વસંતસેનાએ જવાબ આપ્યો, "મદનિકા! તું ચતુર છતાં આમ કેમ બોલે છે? જો હું એકદમજ તેને ત્યાં જાઉં તો તેને ઉપકાર જણાય. અને હાલ તે ગરીબ છે તેથી પ્રતિ ઉપકાર કરી શકનાર નથી તેથી શરમાય, તેથીજ—પણ તેનું દર્શન મને દુર્લભ થશે."

મદનિકા બોલી, "શું ત્યારે એમજ સમજીને તમે દાગીના આપી આવ્યા છો?"

વસંતસેનાએ કહ્યું, "શાબાશ! તારા જેવી મનની વાત પામી જનાર બીજી કોણ છે?"

આટલી વાત થયા પછી તેમની વાત બંધ પડી. વસંતસેનાએ મદનિકાને બીજા કામ ઉપર મોકલી.



# પ્રકરણ ૬ ઠું.

## જુગારીઓ.

હવે આપણે બીજી તરફ નજર ફેરવીએ. ચારૂદત્ત જે વખતે પૈસાદાર હતો તે વખતે તેને ત્યાં ઘણા નોકરો હતા. તેમાં સંવાહક નામનો શરીરની ચંપી કરનાર નોકર હતો. ચારૂદત્તની પડતી આવતાં એક એક કરીને નોકરો તેને છોડી ગયા તેમજ આ સંવાહક પણ જતો રહ્યો. બીજા નોકરો જેમ બીજા શેઠીઆઓને ત્યાં નોકરીએ લાગી ગયા તેમ આ સંવાહકને પણ સહજમાં નોકરી મળી હોત. પણ તેણે ચારૂદત્તને ત્યાં નોકરી કરી જેવી મોજમજાહ ભોગવી હતી તેવી બીજે ઠેકાણે તે ન ભોગવી શકત તેથી બીજે ઠેકાણે નોકરી કરવાનો તેણે વિચાર ન કર્યો, પણ આળશાઈમાં પોતાનો વખત ગુજારવા લાગ્યો. તેમ કરતાં તેને જુગારનું મહા બુરૂં વ્યસન લાગ્યું. જુગારમાં તેણે પોતે એકઠા કીધેલા પૈસા તથ બીજો સરસામાન એ બધુંએ ખોયું, છતાં તે વ્યસન છૂટયું નહિ. એક દિવસ જુગાર રમતાં તે દશ મોહોર હારી ગયો, પણ તે કરજ આપવાને તેની પાસે કાંઈ ન હતું. તેથી જુગારખાનાના માથુર નામના માલીકે તેને ત્યાં રોકી રાખ્યો. દશ મોહોર આપ્યા વગર પોતાનો છૂટકો થનાર નથી એમ જાણી સંવાહક ત્યાંથી ચુપચૂપ છટકી ગયો.

સંવાહકને નાશી જતો જોઇ તેની ઉપર ચોકી રાખનારે બુમ પાડી, "શેઠ સાહેબ, ચાલો, ચાલો! પેલો જુગારી નાશી જાય છે. અરે, એ જુગારી! કયાં ચાલ્યો? ઉભો રહે! અરે, એ તો નાઠો! અરે, પણ એ કયાં જશે? જરૂર હમણાજ પકડાઇ જશે?"

જુગારખાનાનો ઉપરી માથુર અને જે ધણી સંવા-

હક આગળ માગતો હતો તે બેઉ જણા સંવાહકને પકડવા દોડયા. સંવાહક ભરાતો સંતાતો એક ઘરના ખુણામાં ઉભો રહ્યો. તેને પોતાના વ્યસનનો હવે પશ્ચાતાપ થતો હતો. જુગારીઓએ મારેલા મારથી તેનું શરીર કળતું હતું. તે વધારે લાંબે જઇ શકે એવું ન હતું. તેથી સાંજ કોઇ ઠેકાણે સંતાઇ બેસવા તેણે વિચાર કર્યો. ત્યાં પાસે એક ઉજડ પડેલું દેવલ હતું. તેમાં મૂર્તિ ન હતી, તેથી દેવીનું રૂપ ધારણ કરી સંવાહક બેઠો. જુગારીઓ યુક્તિ કરવામાં હુશિયાર હોય છે, તેથીજ તેને આવી યુક્તિ આવડી હતી, પણ તેથી તે બચી ન શકયો, કારણ કે માથુર અને તેનો માગનાર જુગારી બેઉ જણા તેના કરતાં વધારે યુક્તિવાન હતા.

સંવાહક નજરે ન પડયો તેથી માથુરે તેનો શોધ મેળવવા માટે લોકોને પુછવા માંડયું. પણ તેથીએ કાંઈ ન વળ્યું ત્યારે તેના પગલાની નિશાની શોધવા લાગ્યા. પગલાની નિશાનીથી તેઓ થોડે સૂધી તો શોધતા શોધતા આવી પહોંચ્યા પણ પછી કાંઈ નિશાની ન જણાઇ. પેલો જુગારી બોલ્યો, "અહીં સૂધી તો તે તેના પગલાથી આવ્યો જણાય છે, પણ હવે બીજા નથી જણાતા તે એટલામાંજ કયાંક હશે."

માથુર બોલ્યો, "આ પગલાની નિશાની છે, પણ તે ઉંધી પડેલી છે તે એનીજ છે. તે આપણને ફસાવવા માટે આ ખાલી દેવલમાં કયાંક જઇને સંતાયો હશે."

બેઉ જણા તે દેવલમાં ગયા. ત્યાં સંવાહક દેવી સ્વરૂપે થઇને બેઠો હતો તેને બેઉએ ઓળખ્યો, તેથી પોતપોતામાં ઈસારતથી વાતો કરવા લાગ્યા. જુગારી બોલ્યો, "અરે, આ દેવી તો લાકડાની છે!" માથુરે જવાબ આપ્યો, 'લાકડાની નથી, પથ્થરની છે!" આમ કહી તેણે

સંવાહકને જોરથી હલાવવા માંડયો. પણ તે તો ચું કે ચાં કર્યા વગર પોતાની જગાએ સ્થિર બેઠોજ રહ્યો. તે જરા પણ હાલચાલ કરતો નથી જાણીને માથુરે મનમાં વિચાર કર્યો કે, બોલીચાલીને પણ એ તો જુગારી છે, એની સાથે વધારે તોડફોડ કરવામાં સાર નથી. જો અહીં જુગાર રમવો શરૂ કરીશું તો એ લીધેલો વેશ મૂકી દઇને રમવા આવશે. તેણે જુગારીને કહ્યું, "હશે. પેલા જુગારીને મરવા દો. આપણે જરા વાર અહીં રમીએ. પછી તેને શોધવા નીકળીશું."

આમ કહી તે બેઉ જુગારીઓ ત્યાંજ રમવા બેઠા. પાસા અને **સોલા રાજા** તથા **અકરા તીન**ના શબ્દ સાંભળી સંવાહકનું મન લલચાવા લાગ્યું. થોડીવાર સુધી તે તો કાંઈ ન બોલ્યો, પણ આખરે જ્યારે માથુરે કહ્યું કે, મારો દાવ છે અને પેલો જુગારી બોલ્યો કે, ના, ના, મારો દાવ છે. ત્યારે તે રહી ન શકયો. તે કુદીને તેઓ જ્યાં રમતા હતા ત્યાં આવીને બોલ્યો, "અરે, હવે તો મારો દાવ છે."

તેને બોલતો જોઇ જુગારી અને માથુર બોલી ઉઠયા, "પકડાયો! પકડાયો! દેવાળીઆ, લાવ દશ મોહોર."

સંવાહકે કહ્યું, "આજ તમને આપીશ."

જુગારીઓ બોલ્યા, "હમણાને હમણા આપી દે."

સંવાહકે કહ્યું, "મને તો ચકરી આવે છે." આમ કહી તે નીચે પડી ગયો. બેઉ જણાએ તેને સારી પેઠે માર માર્યો. પછી બાંધી લઇને માથુરે કહ્યું, "જુગારી મંડળીએ તને બાંધી લીધો છે."

આ સાંભળી સંવાહક ઉભો થઇ ખેદ પામીને બોલ્યો, "હેં! જુગારી મંડળે મને બાંધી લીધો? જુગા-

રમાં ઉધાર રહે નહિ એ કાયદો તો હું જાણુંછું; પણ આપું ક્યાંથી ?"

જુગારીઓ બોલ્યા, "ગમે તેમ કર. અમને અમારૂં ચુકાવી દે."

આ સાંભળી સંવાહકને જરા ધીરજ આવી તેણે મનમાં યુક્તિ કરીને પહેલાં જુગારીને એક બાજુ લઇ જઇને કહ્યું, "તું મને અડધી મોહોરો છૂટી મૂકશે ?" તેણે હા પાડી.

પછી માથુરને એકાંતમાં કહ્યું, "તમે પણ મને અડધી મોહોરો છોડી દેશો ?" તેણે પણ હા પાડી.

પછી બેઉની વચ્ચે ઉભા રહી બેઉ સાંભળે તેમ સંવાહકે કહ્યું. "માથુરજી, તમે અડધી મોહોરો છોડશો ?" તેણે હા પાડી. પછી જુગારીની તરફ જોઇને, "તમે પણ અડધી મોહોરો જતી મેળશો ?" તેણે પણ હા પાડી. એટલે સંવાહક બોલ્યો "ઠીક, ત્યારે તો હવે રામરામ છે."

માથુરે તેને પકડીને કહ્યું, "જાય છે ક્યાં ? પહેલાં અમને ચુકાવી આપ."

સંવાહક બોલ્યો, "કેમ ? હમણાજ તમે અડધી મોહોરો એટલે પાંચ મોહોરની છૂટ મૂકી અને પાંચની આ જુગારીએ છૂટ મૂકી. હવે મને નાહકનો શા માટે સંતાપો છો."

માથુર બોલ્યો, "એમ તું મને ઠગી જનાર નથી. ચાલ, આપે છે કે નહિ ?"

સંવાહકે કહ્યું, "પણ નથી તે ક્યાંથી આપું."

માથુર બોલ્યો, "તારા બાપને વેચાવ."

સંવાહકે જવાબ આપ્યો, "બાપ નથી."

માથુરે કહ્યું, "તારી મા વેચો."

સંવાહક બોલ્યો, "આ પણ નથી."
માથુર બોલ્યો, "તું પોતે વેચો."
સંવાહકે જવાબ આપ્યો, "ભલે, મને વેચાવ."
તેને લઇને માથુર અને જુગારી મોટા રસ્તા ઉપર આવ્યા. લોકોની તરફ જોતો સંવાહક બોલ્યો, "ભાઇઓ, આ જુગારીઓના સરદારના હાથમાંથી દશ મોહોરો આપીને મને છોડવો. હું તમારી નોકરી કરીશ. ગયા. સાંભળતાએ નથી. અરેરે! આર્ય ચારૂદત્તની સંપતિ જતાંજ મારી આવી અવસ્થા થઇના!"
માથુર તો તેને આંચકા મારી મારીને 'લાવ લાવ' કહ્યા કરતો હતો અને સંવાહક 'કયાંથી આપું' એવો જવાબ આપતો હતો. આખરે સંવાહક નીચે પડી ગયો, અને "બચાવ કરો! બચાવ કરો!" એમ મોટેથી બુમ પાડવા લાગ્યો.
એટલામાં દર્દુરક નામનો એક બીજો જુગારી ત્યાં આવી ચઢયો. તે બીજા જુગારખાનામાંથી પૈસા જીતી આવ્યો હતો તેથી આનંદમાં હતો તેથી પોતાના મનમાંજ બોલવા લાગ્યો, "જુગાર પણ મનુષ્યને વગર રાજ્યે રાજ્યજ છે. સ્ત્રી પૈસો બધું જુગારથીજ મને પ્રાપ્ત થયું. મેં ખોયું પણ જુગારમાંજ અને મેળવ્યું પણ જુગારમાંજ! અરે, તીકકો પડયો તોપણ હાર્યો, અને ચોકકો પડયો તોએ તેજ! (સામે જોઇને) અરે આ તો આપણો માથુર આવે છે! લાવને મોઢું છૂપાવી દઉં."
આમ કહી પછેડી ઉખેડે છે તો તે બધી જીર્ણ થઇ ગઇ છે તેથી તેવીથી મોઢું છૂપાવવામાં સાર નથી જાણી તેણે કહ્યું, "આ પીછોડીને પણ દરિદ્રતા આવી છે. હવે તો એક પગે ઉભા રહી તપસ્વી બની જઇએ. સૂર્યાસ્ત થતાં સૂધી એમ ઉભો રહેતાં અડચણ તો પડનાર નથી."

એવામાં "ચાલ આપ" અને "કયાંથી આપું" એવા શબ્દો તેને કાને પડયા. આગળ જઇને "અરે આ તો લુચ્ચો માથુર અને બિચારો તપસ્વી સંવાહક છે. આ કેવો મૂર્ખ છે? મુરદા જેવો થઇને પડી પણ રહેતો નથી! પણ કાંઈ નહિ. માથુરને હું હમણાજ થંડો પાડું છું. (તેની પાસે જઇને) માથુર, રામરામ."

માથુર પોતાનાજ ધ્યાનમાં હતો તેણે જવાબ આપ્યો, "આવ ભાઇ, રામરામ."

દર્દુરકે પૂછ્યું, "આ શું છે?"

માથુરે તેની તરફ જોઇને કહ્યું, "આ મારી દશ મોહોર આપતો નથી."

"એ તો સહેજ વાત છે, એમાં તે શું" આ પ્રમાણે દર્દુરકે કહ્યું એટલે તેની બગલમાંની પીછોડી ખેંચી કાઢી ઉખેડીને બધા લોકોને બતાવતાં માથુર બોલ્યો, "જુઓ ભાઇઓ, આ એના વસ્ત્રના હાલ છે છતાં એને દશ મોહોર સહેજ વાત જણાય છે."

પણ તેથી ન શરમાતાં દર્દુરક બોલ્યો, "ત્યારે શું ધનવાનો પોતાના ધનને કોટે બાંધીને ફરતા હશે?"

માથુરે કહ્યું, "તારે મન તો દશ મોહોર કાંઇજ નથી, પણ મારે મન તો મોટું રાજ્ય છે."

દર્દુરક બોલ્યો, "ત્યારે તો એને બીજી દશ મોહોર આપ. એ તારી સાથે દાવ રમશે. જો જીતશે તો આપશે નહિ તો કાંઈ નહિ."

માથુરે કહ્યું, "એમ કાંઈ થાય નહિ. લુચ્ચા, એ તો હું માથુર છું. તું મને તે શું છેતરી જઇશ? હરામખોર, તું તો નામબોળુ છે."

એક બીજા સાથે તકરાર કરે છે. દર્દુરક સંવાહકને નાશી જવા ઇસારત કરે છે. પણ માથુરે તેને પકડી મૂક્

ક્યો હતો તેથી તે છૂટી શકતો ન હતો. એટલામાં મા-થુરે સંવાહકને નાક ઉપર એક મુક્કી મારી. તે નીચે પડી ગયો. પછી દર્દુરક બોલ્યો, "તેં મને રસ્તામાં માર્યો છે તેનું ફળ કાલે રાજ દરબારમાં જોજે."

માથુર કાંઇ બીહે તેવો ન હતો તેથી બોલ્યો, "જો-ઇશું, જોઇશું."

દર્દુરકે પૂછ્યું, "કેમ જોઇશ?"

આંખો ફાટી કરીને માથુર બોલ્યો, "આમ જોઇશ."

દર્દુરક આવીજ કાંઈ સંધી શોધતો હતો તેથી ર-સ્તામાંની ધુળ ઉપાડી તેણે માથુરની આંખમાં નાખી એ-ટલે માથુર આંખો ચોળવા લાગ્યો. એટલે સંવાહક નાશી ગયો. દર્દુરકે મનમાં વિચાર કર્યો કે જુગારીઓના મુખ્ય સરદારને મેં છેડ્યો છે તેથી હવે અહીં ઉભા રહેવામાં સાર નથી. હવે તો પેલા આર્યક ગોવાળીઆ આગળ જ-વામાં માલ છે." આમ કહી તે પણ જતો રહ્યો.

ઉજ્જયનીમાં આર્યક નામનો એક ગોવાળીઓ રહે-તો હતો. તેને જંગલમાં એક સિધ્ધે કહ્યું હતું કે, થોડા વખતમાંજ આ દેશનો તું રાજા થઇશ. તે વાત તેના બીજા જાત ભાઇઓએ પણ સાંભળી અને તેથી તેઓ પણ આનંદ પામ્યા. એક બીજાને મોઢે થતાં તે ભવિષ્ય વાણી આખા શહેરમાં ફેલાઇ ગઇ. પ્રથમ તો ત્યાંના રાજા પાલકે તે ઉપર કાંઈ ધ્યાન ન આપ્યું. ગોવાળીઆ જેવા-થી શું થનાર છે એમ કહી તેણે પ્રથમ તુચ્છકાર બતા-વ્યો, પણ તેનું બળ વધ્યું જાય છે જાણીને રાજાને ચિંતા થવા લાગી. શર્વિલક નામનો એક બ્રાહ્મણ બહુજ ચતુર હતો તે પણ આર્યકના પક્ષમાં ભળી ગયો. ઘણા ખટપ-ટી લોકો તેને આવી મળ્યા હતા. તેઓમાં આ દર્દુરક પણ જઇ ભળ્યો.

સંવાહક તેના હાથમાંથી છૂટેલો દોડયો તે ત્યાંથી થોડેજ દૂર એક દરવાજામાં દાખલ થઇ ગયો. માથુરના સોબતી જુગારીએ તેને દીઠો. માથુરની આંખોમાંથી ધુળ નીકળી ગઇ અને તે ઉઘડી ત્યારે પેલા જુગારીએ કહ્યું, “મેહેરબાન, પેલો સંવાહક તો વસંતસેનાના ઘરમાં પેઠો છે.”

માથુરે આનંદ પામીને કહ્યું, “ત્યારે તો આપણી મોહોરો ખચીતજ મળશે. ચાલો આપણે નાકું રોકીને બેસીએ.” આમ કહી તે બેઉ જણા વસંતસેનાના ઘરનો આગળો તથા પાછળો દરવાજો રોકીને બેઠા.

---

## પ્રકરણ ૭ મું.

### વસંતસેના અને સંવાહક.

વસંતસેનાના ઘરમાં સંવાહક ગયો ત્યાં પહેલાજ ઓરડામાં વસંતસેના અને મદનિકા વાતો કરતી બેઠી હતી. વસંતસેનાને જોઇ સંવાહકે કહ્યું, “આર્યા, શરણે આવ્યો છું.”

વસંતસેનાએ કહ્યું, “શરણાગતનું સદા રક્ષણજ થાય છે. તને કોનો ભય છે?”

સંવાહકે કહ્યું, “માગનારનો.”

વસંતસેના હસી અને દાસીને કહ્યું કે, આગળો દરવાજો અડકાવી આવ. પછી મદનિકાને ઇસારત કીધી કે આ માણસની હાલતની બધી બાતમી મેળવી લે.

મદનિકાએ પૂછયું, “તમે કોણ છો? કયાંથી આવ્યા? શું ધંધો કરોછો? તમને ભય કોનો છે?”

સંવાહકે જવાબ આપ્યો, “આર્યા, હું પાટલીપુત્ર નગર (પટણા)ના એક ગૃહસ્થનો પુત્ર છું. આ શહેરમાં

આવ્યા પછી શરીરની ચંપી કરીને ગુજારો કરૂંછું. આ શહેરના એક મોટા પુરુષની ચતુરાઇ, રૂપ અને ગુણનું વર્ણન સાંભળી હું તેમને ત્યાં નોકરી રહ્યો. તેઓ સુંદર તેમજ સત્યવાદી છે. શરણાગતના તો પ્રતિપાળ છે. એવાના વધારે તે કેટલા વખાણ કરૂં!"

દાસી બોલી, "આર્યાના મનમાં છે જે પ્રિય છે તેના ગુણોની ચોરી કરનાર વળી બીજો તે આ નગરમાં કોણ વસે છે?"

વસંતસેનાએ કહ્યું, "ચેટી, મારા મનમાં પણ એવુંજ આવ્યું છે."

સંવાહક બોલ્યો, "તેઓએ હમણા દયામાં કરેલા દાનમાં—"

વસંતસેનાએ વચ્ચે બોલી દીધું, "શું એવો તેમનો વૈભવ ઘટી ગયો?"

સંવાહકે આશ્ચર્ય પામીને પૂછ્યું, "મારા કહ્યા પહેલાં તમે તે કેમ જાણી લીધું?"

ચેટીએ પૂછ્યું, "તે આર્યનું નામ શું?"

સંવાહકે કહ્યું, "શું આ પૃથ્વી ઉપરના ચંદ્રનું નામ પણ તમે જાણતાં નથી? નાણાવટમાં રહેનાર દાનેશ્રી ચારૂદત્તનું નામ તમે સાંભળ્યું નથી?"

વસંતસેના પોતાના પ્રિયનું નામ દેવાતાંજ આસન ઉપરથી હર્ષ ભેર ઉઠીને ઉભી થઈ અને દાસીને કહ્યું, "ચેટી, એમને બેસવા માટે એક આસન આપ અને પંખો લઇને એમનો થાક ઉતાર."

પોતાનો આટલો બધો સત્કાર થતો જોઇ આશ્ચર્ય પામીને સંવાહક મનમાં બોલ્યો, "ચારૂદત્ત, ધન્ય છે તમને! માત્ર તમારૂં નામ દીધાથીજ આટલો બધો સત્કાર કર્યો. આર્ય ચારૂદત્ત, પૃથ્વી ઉપર તો તુંજ જીવે છે, બાકી

બીજા તો બધા માત્ર શ્વાસજ લે છે." વસંતસેનાને પગે પડીને, "આપજ આ આસન ઉપર બેસો."

વસંતસેનાએ પોતાના આસન ઉપર બેસીને પૂછ્યું, "તમને ભય કયા માગનારનો છે?"

સંવાહકે માથું નમાવીને કહ્યું, "આર્ય ચારૂદત્તની હાલત પડતી થઇ તેથી મારે તેમની નોકરી છોડી દઈ જુગારથી પેટ ભરવા વારી આવી. જુગારમાં હું દશ મોહોર હારી ગયો. તેટલુંજ માત્ર મારૂં કરજ છે. પછી મને શોધતા શોધતા જુગારી અને સરદાર મારી પાછળ પડયા. પછીતું તો આપ બધું જાણોછો."

વસંતસેનાએ બારીમાંથી જોતાં કહ્યું, "ચેટી, પોતાનો માળો ન મળે ને જેમ પક્ષી ભટકયા કરે તેમ આ બે ભટકે છે, માટે આ ભાઇ કહે તેને આ મારૂં કંકણ આપી આવ."

દાસી તે લઇને નીચે ઉતરી. આ તરફ માથુર અને જુગારી વારંવાર ઉંચુ જોઇ નિઃશ્વાસ નાખતા હતા, અને પોત પોતામાં ગુસગુસ વાતો કરતા હતા તેમને જોઇને ચેટીએ વિચાર્યું કે, જુગારી અને તેનો સરદાર આજ હશે. તેમની આગળ જઈ દાસી બોલી, "શેઠજી, તમારો સરદાર કોણ છે?"

માથુરે તેની સામે જોઇ કહ્યું, "સુંદરી, સુંદર દાંતની હારથી જેના હોઠ શોભી રહ્યા છે એવી તું કોની બાળ છે? પણ મારૂં સામર્થ્ય નથી. બીજા કોઇને જો."

દાસી બોલી, "તું આમ બોલે છે તેથી મને તો તું ખરો જુગારી જણાતો નથી. પણ તારો કોઇ કરજદાર છે?"

માથુરે આતુરતાથી કહ્યું, "હા, છે! અમારો એક માણુસ દશ મોહોરનો કરજદાર છે, પણ તેનું શું છે?"

દાસીએ કહ્યું, "તેના બદલામાં આર્યા આ કંકણ (આંગડી) મોકલે છે—અરે હું ભૂલી! તમારો કરજદાર મોકલે છે તે લ્યો."

તેના હાથમાંથી કંકણ લઇ ખુશી થતાં માથુરે બોલ્યો, "તે ભલા માણસને કહેજે કે, તારૂં કરજ બધું ચુકી ગયું. હવે મારે ત્યાં જરૂર આવજે. આપણે ફરીથી રમીશું."

આમ કહી જુગારી અને માથુર ત્યાંથી જતા રહ્યા. પછી દાસીએ ઘરમાં આવી વસંતસેનાને તેમના જવાની ખબર આપી. વસંતસેનાએ સંવાહકને કહ્યું, "હવે તમે જઇને તમારા કુટુંબને મળો."

સંવાહક હાથ જોડી નમ્રતાથી બોલ્યો, "બાઇ સાહેબ; આપે મારી ઉપકાર કર્યો તેનો બદલો આપના કોઇ નોકરને અંગમર્દન કરવાની કળા શીખવીને મારે વાળી આપવો જોઇએ.

વસંતસેના બોલી, "તેમ કરવાની કાંઈ જરૂર નથી. તમે જેની પ્રથમ નોકરી બજાવતા હતા તેની નોકરી બજાવવા હાલ પણ જાઓ."

સંવાહકે મનમાં વિચાર્યું, "મને મોઢેથી ના પણ ન પાડતાં યુક્તિપૂર્વક ના કહી. હું એમનો બદલો શી રીતે વાળી શકીશ? પણ કાંઈ નહિ. (પોતાના મનમાં દૃઢ-નિશ્ચય કરીને) બાઇ સાહેબ, આ જુગારીઓથી મને આ સંસારનો પૂર્ણ અનુભવ મળી ચૂકયો છે. હવે મારૂં મન સંસાર સાગરની અસાર માયા ઉપરથી ઉઠી ગયું છે. હું હવે જતી થઇ જઇશ. સંવાહક જુગારી જતી થઇ ગયો છે તે યાદ રાખજો."

વસંતસેનાએ તેને તેમ ન કરવા માટે વાર્યો, પણ

પોતાનો દૃઢ નીશ્ચય થયો છે એમ કહી તે ત્યાંથી બહાર નીકળ્યો.

એટલામાં રસ્તા ઉપર ગડબડ થઇ રહી. વસંતસેનાનો ખુણમોડક નામનો હાથી છુટીને નાઠો હતો. તે રસ્તામાં તોફાન કરતો હતો. તેને પકડવાની કોઇની હીમત ચાલતી ન હતી. સંવાહકે તેની મસ્તીની વાત સાંભળી એટલે તે કેવો છે એમ કહી જોવા માટે એક બાજુએ ઉભો રહ્યો.

થોડીવારે હાથીએ તોફાન કર્યા પછી એક જતીને શુંઢમાં પકડીને દોડયો. લોકો અરેરે! કરવા લાગ્યાં. એટલામાં કર્ણપૂરક નામના વસંતસેનાના નોકરે તે હાથીને યુક્તિથી વશ કર્યો. તેને ઠેકાણે બાંધીને પછી કર્ણપૂરક વસંતસેના પાસેથી કાંઈ ઈનામ મેળવવાની લાલચે હાંફતો હાંફતો આવ્યો અને કેટલાક ટકા ચઢાવીને વાત કરવા માંડી. પ્રથમ તો જાણે વસંતસેનાને દીઠીજ ન હોય એવો દેખાવ કરી, આખરે તેની ઉપર નજર પડતાં નમીને બોલ્યો, "બાઇસાહેબ, આજ આપનો માનીતો હાથી છુટયો હતો. તેણે આખા શંહેરમાં હોહા મચાવી દીધી. લોકો નાશાનાશ કરવા લાગ્યા. કેટલાક પાસેના ઘરોમાં અને કેટલાકો ઝાડો ઉપર ચઢી ગયા. કેટલાકો બીચારા રસ્તામાંજ આમતેમ ફાંફા મારવા લાગ્યા. સ્ત્રીઓએ નાશાનાશ કરી મૂકી તેમાં તેમના કેટલાક ઘરેણાં પડી ગયાં. એટલામાં કોઇ ગરીબ બાપડો જતી જતો હશે તેને હાથીએ પોતાની શુંઢ વડે પકડયો. બીચારો જતી મરી જશે એવી બુમ પડવા લાગી. (વસંતસેનાએ આશ્ચર્ય પામીને વચ્ચે વચ્ચે 'હેં પછી?' આમ પૂછ્યું.) બાઇસાહેબ, સાંભળો તો ખરા. પછી તો આ બંદા કર્ણપૂરકે—અરે નહિ, નહિ, આપના અન્નથી રૃષ્ટ પુષ્ટ થયલા સેવકે લોહદંડવતી

તેને વશ કર્યો. ચારે તરફથી 'વાહવાહ અને શાબાશ!" ના પોકારો પડી રહ્યા. મારી આસપાસ લોકોની ભીડ થઇ. તેમાંથી એક જણે વધારે પાસે આવી 'શાબાશ, કર્ણપૂરક, શાબાશ!' આમ કહી પોતાના શરીર ઉપરની ઘરેણા પહેરવાની જગા બધી જોઇ પણ ત્યાં એકે દાગીનો ન મળવાથી આ શેલું મારી નાખી દીધું."

વસંતસેના આ સાંભળી આનંદ પામીને બોલી, "જાણ્યું, જાણ્યું! આ શેલું જાઇના ફૂલની વાસથી સુવાસિત છે. પણ એની ઉપર નામ કોનું છે?"

કર્ણપૂરકે કહ્યું, "આપજ વાંચી જુઓ."

વસંતસેના નામ વાંચીને બોલી, "આર્ય ચારૂદત્તનો છે." આમ બોલી તે શેલું ઓઢી લીધું.

દાસી અને કર્ણપૂરક બેઉ સાથે બોલી ઉઠયાં, "આર્યાને આ શેલું કેવું શોભે છે!"

વસંતસેનાએ પોતાના હાથમાંથો એક કંકણ ઉતારી કર્ણપૂરકને આપતાં કહ્યું, "લે, આ તારૂં ઇનામ."

વસંતસેનાએ દાસીને કહ્યું, "ચેટી, ચાલ, આપણે અગાસીમાં જઇ જોઇએ. આર્ય ચારૂદત્ત ઘર તરફ જતા હશે."

---

## પ્રકરણ ૮ મું.

### ચોરની ચતુરાઇ.

ઉજજયનીમાં રેભીલ નામનો એક સાહુકાર રહેતો હતો. તે ઉસ્તાદ ગવૈયો હતો. ચારૂદત્તના સારા વખતમાં રેભીલ વારંવાર તેના ઉપકાર નીચે આવતો હતો તથા તેની પડતી વખતે તે તેને ભૂલ્યો ન હતો. તે

પોતાને ત્યાં વારંવાર ગાયનના જલસા કરતો હતો અને તેમાં ચારૂદત્તને ખાસ બોલાવતો હતો. આજ પણ તેને ત્યાં ગાયન સાંભળવા ચારૂદત્ત મૈત્રેયને સાથે લઇને ગયો હતો. ત્યાં વખત નીકળી ગયો તે માલમ ન પડયું. વર્ધમાનક નામનો ચારૂદત્તનો વિશ્વાસુ નોકર તેના ઘરની ચોકી કરતો દરવાજો સાચવીને બેઠો હતો. કોઇ દિવસ નહિ અને આજેજ ચારૂદત્તને આટલી વાર લાગી તેથી તે વિચાર કરતો બેઠો હતો એટલે તેને ઉંઘના ઝોકા આવવા લાગ્યા. તે મનમાં બડબડવા લાગ્યો, "ચારૂદત્ત ગરીબ થઇ ગયા છે છતાં તેમની નોકરીમાં સુખજ છે. નોકરની દાઝ તેને લાગે છે. કોઇ પૈસાદાર લુચ્ચાની નોકરી કરતાં આવા ગરીબની નોકરી સારી. ચાલો. હવે તો મધરાત થવા આવી. જરા દરવાજો અડકાવીને ઉંઘી જાઉં."

આમ કહી તે દરવાજો બંધ કરીને ત્યાંજ ઉંઘી ગયો.

થોડીવારે ચારૂદત્ત અને મૈત્રેય વાતો કરતા ત્યાં આવી પહોંચ્યા. મૈત્રેયે કહ્યું, "રેભીલ, ખરેખરા ઉસ્તાદ છે, છતાં મને બે વાત મુદલ પસંદ નથી. એક તો સંસ્કૃત બોલનારી સ્ત્રીઓ અને બીજા બારીક સ્વરે ગાયન કરનારા પુરુષો. એ બેઉને જોતાં તો મને હસવું આવ્યા વગર રહેતું નથી. સંસ્કૃત બોલનારી સ્ત્રી નવા નાથેલા વાછરડા પેઠે ચીંચું કરતી જણાય છે, અને તીણે સ્વરે ગાયન કરતો પુરુષ સૂકાયલા ફૂલની માળા પહેરી જપ કરવા બેઠેલા વૃદ્ધ પુરોહિત સરખો જણાય છે."

ચારૂદત્ત બોલ્યો, "મિત્ર, રેભીલે ઉત્તમ ગાન કર્યું પણ તે તને પસંદ ન પડયું શું ?"

મૈત્રેય બોલ્યો, "અરે, હવે હશે. જવા દો એ વાત. ઘર આગળ આવી પહોંચ્યા છીએ અને ભગવાન ચંદ્ર પણ હવે પોતાના અદ્ધર મહેલ ઉપરથી નીચે ઉતરતા જ-

ણાય છે. કૂતરાઓ સુખથી નિદ્રા લે છે, માટે ચાલો આપણે ઘરમાં પ્રવેશ કરીએ (દરવાજો અફાળીને) વર્ધમાનક, વર્ધમાનક, દરવાજો ખોલ."

વર્ધમાનક તેનો સ્વર સાંભળીને જાગી ઉઠે છે. દરવાજો ઉઘાડી તેમને પ્રણામ કરી કહે છે, "આર્ય, પ્રણામ કરૂં છું. પેલી મેર આપનું બીછાનું છે ત્યાં બેસો."

બેઠા પછી મૈત્રેય બોલ્યો, "વર્ધમાનક, પગ ધોવરાવવા માટે રદનિકાને બોલાવ."

વર્ધમાનકે જવાબ આપ્યો, "તે તો બિચારી આખા દિવસની થાકથી ક્યારની ઉંઘમાં પડી છે. તેથી લ્યોને હું પાણી રેડું છું તમે પગ ધોવરાવો."

મૈત્રેય આ સાંભળી જરા ગુસ્સે થઇને બોલ્યો, "અરે, આ દાસીપુત્ર શુદ્ર ઉભો રહી પાણી રેડે અને હું બ્રાહ્મણ થઇને પગ ધોઉં!"

ચારૂદત્ત તેનો ક્રોધ શાંત કરતો બોલ્યો, "એમ નહિ, મૈત્રેય પાણી નાખે છે, તું પગ ધો."

વર્ધમાનક ચારૂદત્તના પગ ધોઇ ખસી જાય છે. એટલે ચારૂદત્તે કહ્યું, "અલ્યા, આ બ્રાહ્મણના પગ?"

મૈત્રેય બોલ્યો, "મારે પગ ધોવાની જરૂર નથી, મારે તો ભોંય ઉપર જેમ માર ખાધેલો ગધેડો આળોટે તેમ આળોટવું છે." (આ ઉપરથી એમ સૂચવે છે કે, ચારૂદત્તની આટલી બધી ગરીબી હતી કે, તેને માટે બીછાનું પણ ન હતું.)

ચારૂદત્તને માઠું તો લાગ્યું પણ લોહીનો ઘૂંટ ગળી જઇને બોલ્યો, "પણ મૈત્રેય, તું એ બ્રાહ્મણ છે."

મૈત્રેય આગળ ઉત્તર તૈયાર હતો. તે બોલ્યો, "હા, જેમ નાગોમાં ડુંડુંભ નાગ તેમ બ્રાહ્મણોમાં હું બ્રાહ્મણ." (અર્થાત્ ડુંડુંભ નાગ ઝેરી હોતો નથી.)

વર્ધમાનકે કહ્યું, "મૈત્રેય, તમારા પગ હું ધોઈશ." તેના પગ ધોયા પછી "હવે આ ઘરેણાનો દાબડો તમે સંભાળો. આખો દિવસ મેં સાચવ્યો હવે તમારી વારી છે." આમ કહી ઘરેણા તેને આપીને જાય છે. ચારૂદત્તે તેને કહ્યું, "ભાઈરે, આ ઘરેણા ઘરમાં કોઈ ઠેકાણે ન મૂકીશ હો. એ તો પારકા છે. વસંતસેનાને પાછા આપીએ ત્યાં સુધી એની પૂર્ણ રીતે સંભાળ રાખજે. મને હવે ઉંઘ આવે છે."

મૈત્રેયને પણ ઉંઘ આવી હતી તેથી તે બોલ્યો, "ચાલો, ત્યારે ઉંઘી જઈએ" બેઉ જણા ઉંઘી ગયા.

હવે આપણે ઘરની બહાર શું થાય છે તે જોઈએ.

શર્વિલક નામનો જે બ્રાહ્મણ આર્યક ગોવાળનો મળતીઓ થયો હતો તેની તરફ નજર ફેરવીએ. તે બહુજ ચતુર હતો પણ ધનવાન ન હતો. વસંતસેનાની દાસી મદનિકા ઉપર તેનો પ્રેમ બાઝયો હતો, પણ તે તો વસંતસેનાની વેચાતી લીધેલી દાસી હતી તેથી જો તેને છોડવવાના પૈસા વસંતસેનાને આપે તોજ તે છૂટે તેમ હતું. શર્વિલકે ગમે તેમ કરીને પૈસા મેળવવા ઠરાવ કર્યો. પોતાની પ્રિયા માટે તે ચોરી જેવું સહાસ કર્મ કરવા તૈયાર થયો.

કયા ઘરમાં ખાતર પાડવું તે વિષે વિચાર કરતાં શર્વિલક ચારૂદત્તના ઘર આગળ આવી પહોંચ્યો. તેનું ઘર મોટું જોઈ એજ ઘરમાં ખાતર પાડી ચોરી કરવી આવો વિચાર કરી, બાગમાં દાખલ થઈ ઘર પાસે આવ્યો. તે વિચાર કરવા લાગ્યો, "મારે ખાતર એવે ઠેકાણેથી પાડવું કે જ્યાં જતાં સ્ત્રીઓ ન મળે, તેમજ ભીંત પણ પોચી પડી ગઈ હોય, ઈંટો ભાગી ગઈ હોય, અને તેથી કાંઈ પણ અવાજ ન થાય. ચાલો, ચંદ્ર પણ અસ્ત થયો. હવે

ચોરી કરવામાં વધારે સવળતા પડશે. (ભીંતે હાથ ફેરવીને) આ તરફની ભીંત પાણીના મારાથી અને સૂર્યના તાપથી બધે ઠેકાણેથી નબળી પડી ગઇ છે. ઉંદરોએ દર પાડયાથી માટી પણ બહાર પડી છે. ચાલો, કામ તો સિદ્ધ થયું. ચોરો કાર્તિકસ્વામીના પુત્રો કહેવાય છે અને તેમને પહેલું ભીંત તપાસવાનું શીખવાનું છે. ભગવાન કાર્તિકસ્વામીએ ખાતર પાડવાના ચાર પ્રકાર બતાવ્યા છે. પાકી ઇંટો ખેંચી કાઢવી, કાચી ભાંગી નાખવી, માટીની ભીંત હોય તો પાણીથી પલાળી કાઢવી અને લાકડાની હોય તો કાપી કાઢવી. અહીં તો પાકી ઇંટો છે, તેથી ખેંચી કાઢવી પડશે. પણ ખાતરનું છીદ્ર કેવું કરૂં! સૂર્યાકાર કરૂં કે, પદ્મના આકારનું કરૂં? સાત પ્રકારના છીદ્રમાંથી એવું બનાવું કે, સવારના લોકો જાગી ઉઠે ત્યારે મારી ચતુરાઇના વખાણ કરે. ઘાઘરના આકારનું છીદ્ર પાડતાં અહીં ઠીક પડશે.

"જય કાર્તિકસ્વામી! જય કનકશક્તિ! નમો યોગાચાર્ય! એ યોગાચાર્યનો હું પહેલોજ શિષ્ય છું તેથી તેમણે મને પોતાની વિદ્યા ભણાવી છે. એ વિદ્યાના પ્રતાપથી મને કોઇ દેખી શકનાર નથી તેમજ શસ્ત્રનો ઘાહ પણ લાગનાર નથી." આમ કહી ખાતર પાડવાની તૈયારી કરવા માંડી. પણ આ વખત તેને માપની દોરી યાદ આવી. તે બોલ્યો, "અરેરે! માપની દોરી તો ઘેર ભૂલી આવ્યો. પણ ફીકર નહિ. મારી પાસે જનોઇ તો છે. એ માપની દોરીને ઠેકાણે કામે લાગશે. બ્રાહ્મણને જનોઇ બહુજ ઉપયોગની છે, તેમાં વળી મારા જેવાને તો હમેશની કામમાં આવે છે. માપની દોરી એની થાય. કાંઇ બાંધવું હોય તો બંધાય અને સર્પ કરડે તો ઝેર ન ચઢે માટે બાંધવા થાય. આ ખાતરમાં તો એકજ ઇંટ કાઢી

સેત્રાનું કામ છે." એટલામાં તેને સર્પ કરડયો. "અરર! સર્પ કરડયો! હા, ઠીક છે." આમ આંગળી ઉપર જનોઇ વીટાળી દીધી. "હવે ઝેર ઉપર નહિ ચઢે. છીદ્ર તો પડયું. અંદર તો દીવો બળે છે. હવે મોઢું બાકું કરં. કોઇ માણસ તો જણાતું નથી. ચાલો હવે અંદર દાખલ તો થયો." તે અંદર દાખલ થયો. ત્યાં ચારૂદત્ત અને મૈત્રેય ઉંઘતા હતા. તેમને જોઇ તેઓ ખરેખરા ઉંઘે છે એવી ખાત્રી કીધી અને પછી દરવાજો ઉઘાડવા ચાલ્યો. કદી ઘરના લોકો જાગી ઉઠે તો નાશી જવા સુગમ પડે. પણ દરવાજા જુના હોવાથી ઉઘાડતાં અવાજ થાય તેથી પાણી રેડવા વિચાર કર્યો. પણ પાણી પડવાથી અવાજ થાય તેથી વાંસેથી ભાર દઇ દરવાજો ઉઘાડયો. પણ તેના ઘરમાં વીણા, મૃદંગ વગેરે વાજીંત્રો જોઇ તે વિચારમાં પડયો કે, આ ઘર કોઇ ગવૈયાનું તો નહિ હોય? કદી આ ગૃહસ્થનું ઘર હશે તો પણ તે દરિદ્રી તો નહિ હોય? આસપાસ જોતાં તે ઘરમાં ગરીબી દેખાઇ તેથી ત્યાંથી પાછા ફરવા શર્વિલકે વિચાર કર્યો. એટલામાં મૈત્રેય સ્વપ્નમાં બોલવા લાગ્યો, "ભાઇ, ભાઇ, ચોરે ખાતર પાડ્યું હોય એમ જણાય છે. આ ચોર પણ ઉભો છે. આ ઘરેણાનું પોટલું તમે સંભાળો."

પોતાને કાંઈ ન મળ્યું તેથી મશ્કરી કરે છે જાણી શર્વિલકે કહ્યું, "ચાલો, અહીં તો કાંઈ નથી. અરે પણ આ શું? આ તો ખરેખર ઘરેણા છે. પણ એ મારાથી લેવાય નહિ. મારા જેવીજ કંગાળ અવસ્થામાં આવેલા કોઇ આર્યને મારે પીડા કરવી એ ઠીક નહિ. અહીંથી નીકળી જવામાં સાર છે"

એટલામાં વળી મૈત્રેય ઉંઘમાં બડબડવા લાગ્યો, "કેમ ભાઇ, તમે લેતા નથી. હું હવે તે સંભાળનાર ન-

થી. તમે ન લ્યો તો તમને ગૌબ્રાહ્મણના સોગન છે.” મૈત્રેયે આ તો ચારૂદત્તને કહ્યું, પણ શર્વિલક સમજ્યો કે તે તેને કહેછે તેથી સોગન પાળ્યા વગર ન ચાલે એમ વિચારી તેણે પોટલું લીધું, પણ હવે દીવો ઓળવી મૂકવો જાણી પોતાની પાસેનું એક પતંગીઉં છોડી મૂક્યું. તેણે દીવા ઉપર પડી દીવો ઓળવી મૂકયો. એટલે શર્વિલક બોલ્યો, “ચાલો, હવે દીવો બુઝાયો. મેં પણ બ્રાહ્મણ કુળનો દીવો બુઝાવ્યો. ચારે વેદનું જ્ઞાન ધરાવનાર મારા જેવો બ્રાહ્મણનો દીકરો મદનિકા માટે આજ ચોર થયો.”

મૈત્રેયના હાથને શર્વિલકનો હાથ અડકયો તે ટાઢો લાગતાં મૈત્રેયે પૂછ્યું, “તમારો હાથ થંડો કેમ છે?”

શર્વિલકે પાણી છાંટયું હતું તેથી તેના હાથ થંડા હતા એટલે તેણે ગભરાઇને બગલમાં હાથ ઘાલી ગરમ કર્યા, પછી પોટલું લઇને તે બોલ્યો, “બ્રાહ્મણનું વચન અમાન્ય ન થાય તેથી લીધું.”

મૈત્રેય તો જાણે હવે પરવારી ગયો હોય તેમ બોલ્યો, “ચાલો, ત્યારે હવે આપણે તો કરજમાંથી છૂટયા: હવે સુખની નિદ્રા આવશે.”

શર્વિલક આનંદ પામીને બોલ્યો, “બ્રહ્મદેવ, હવે સો સ ઉંઘજો. અરેરે! એક મદનિકા ગણિકા વાસ્તે મેં બ્રાહ્મણ કુળને કલંક લગાડયું! ધીક્કાર છે મને! થયું તે થયું. હવે વસંતસેનાને ત્યાં જઇ મદનિકાને છોડવવાની ગોઠવણ કરૂં. અરે, પણ પગલા સંભળાય છે! કોઇ આવતું જણાય છે. થાંભલો બનીને ઉભો રહું. ચોકીદાર હશે તો? લ્યો, વળી, શર્વિલકને તે ચોકીદારનો ભય હોય? હું કેવો છું? બિલાડીના જેવી મારી ગતિ છે, હરણ જેવો દોડવામાં હું ચપળ છું, લઇને નાશી જવામાં બાજ

પક્ષી જેવો, ઉંઘમાં કૂતરા જેવો, સર્પગતિમાં બીજો સર્પજ, જુદા જુદા વેશ લેવામાં તો સાક્ષાત માયાજ! ભાષાએ બધી સમજું, અંધારામાં દીવો, ચાલમાં ઘોડો અને પાણીમાં વહાણ જેવો હું છું." આમ તે વિચાર કરે છે એટલામાં રદનિકા જાગી ઉઠી હતી તે ત્યાં આવી પહોંચી ચોરને જોઇ બૂમો પાડવા લાગી. શર્વિલક તેને સ્ત્રી જાણી માર્યા વગર ત્યાંથી જતો રહ્યો.

રદનિકાએ મૈત્રેય પાસે જઇ બૂમો પાડી, "આર્ય મૈત્રેય, ઉઠો, ઉઠો! આપણા ઘરમાં ખાતર પાડી ચોર નાશી ગયો!"

મૈત્રેય ઉઠી ઉભો થતાં બોલ્યો, "શું છે? ચોર ખાતર પાડી નાશી ગયો કે શું? અરે, આ તો જાણે બીજો દરવાજોજ ન હોય? આર્ય ચારૂદત્ત ઉઠો, ઉઠો, આપણા ઘરમાં ખાતર પડયું."

ચારૂદત્તે કહ્યું, "ભાઇ, હસવાની વાત જવા દે."

મૈત્રેય બોલ્યો, "હસવાની વાત નથી. હું ખરૂંજ કહું છું. આ તરફ જુઓ."

તે તરફ જોઇને ચારૂદત્ત બોલ્યો, "વાહ, આ ખાતર તો જોવા લાયક પાડયું છે. એમાં પણ કેવી ચતુરાઇ કીધી છે."

મૈત્રેય જરા વિચાર કરીને બોલ્યો, "આ કામ બે જણમાંથી એકનું કરેલું છે. કાંતો કોઇ અજાણ્યા પરદેશીનું એ કામ છે, કાં તો કોઇ નવા શીખાઉએ પાડેલું છે. બાકી ઉજ્જયનીનો દરેક રહેવાસી તો આપણા ઘરના વૈભવથી જાણીતો હોય છે તેથી એ કામ કરવાની મહેનતમાં નજ પડે."

ચારૂદત્તે નિઃશ્વાસ નાખીને કહ્યું, "અરેરે, બિચારો

તેં આ શું કર્યું? ખેર, કાંઈ ફીકર નહિ. રદનિકા, મૈત્રેયને અત્રે બોલાવી લાવ."

દાસી તેને બોલાવવા ગઇ, એટલે ધૂતા વિચાર કરવા લાગી કે, આ એકલી રત્નમાળા મારા બાપના ઘરની મારી પાસે રહી છે. તે આજ આ કામમાં વાપરવી યોગ્ય છે. પણ એ તો કાંઈ લેવાના નથી. માટે મૈત્રેય મારફતે એમને મોકલું.

તેણે રત્નમાળા ઉતારી હાથમાં લીધી એટલામાં રદનિકા મૈત્રેયને બોલાવી લાવી, આર્યા ધૂતાએ તેને નમસ્કાર કરતાં મૈત્રેયે આશીર્વાદ આપ્યા પછી ધૂતા બોલી, "આર્ય મૈત્રેય, મારી સામે ઉભા રહો. મેં રત્ન છઠનું વ્રત કર્યું હતું તેથી આ રત્નમાળાનું દાન મારે કોઇ યોગ્ય બ્રાહ્મણને આપવું હતું. પણ એ તો લે તેવા નથી. માટે તમે લઇને એમના કોઇ કામમાં વાપરજો. પણ એ વિષે એમને ખબર કરીને મને શરમાવશો નહિ."

મૈત્રેય બોલ્યો, "બહુ સારૂં, હું રજા લઉં છું. અહો, કેવી ઉદારતા!"

મૈત્રેયને ગયે ઘણી વાર થઇ તેથી ચારૂદત્ત તેને બોલાવવા વિચાર કરતો હતો એટલામાં મૈત્રેય ત્યાં આવી પહોંચ્યો. તેણે રત્નમાળા આપતાં કહ્યું, "આપ્યો, આપને સત્ સ્ત્રી મળવાનું આ ફળ."

ચારૂદત્ત મનમાં દલગીર થતાં બોલ્યો, "અરે, આ બ્રાહ્મણ પણ મારી દયા લાવે છે? હા, દૈવ! આ તે કેવી દરિદ્રતા! સ્ત્રી ધન થકી પોશાવાની મારી વારી આવી? પણ ના, હું દરિદ્રી શેનો? સંતોષી અને પ્રેમી પત્ની અને આ મૈત્રેય જેવો મિત્ર, તથા અચલ સત્ય હોય તે દરિદ્રી કેમ કહેવાય? મૈત્રેય, હવે એક કામ તારે કરવાનું છે. આ રત્નમાળા લઇને વસંતસેનાની પાસે જા.

અને મારૂં નામ દઇ કહેજે કે, સોંપેલા ધરેણા ભૂલથી પોતાના જાણી જુગારમાં ગુમાવી દીધા છે, માટે તેના બદલામાં આ રત્નમાળા લ્યો."

મૈત્રેયે કહ્યું, "ભાઇ, એ કાંઈ આપણાથી બનવાનું નથી. થોડી કીમતના ધરેણા, તે પણ વળી નથી ખાઇ ગયા કે નથી ભોગવ્યા પણ ચોરાઇ ગયા છે તેને બદલે આવી અલભ્ય રત્નમાળા તે અપાય કે?"

ચારૂદત્ત બોલ્યો, "એ માળા જો પાછી લાવે તો તને સોગન છે. ગમે તેમ કરીને એ હાર તું આપી આવજે. જા, જલદી કર. અલ્યા વર્ધમાનક, આ ગાબડું પડયું છે તે ઈંટોથી પુરી મૂક. લોકો જોશે તો ફજેતી થશે. દાઝયા ઉપર ડામ ન હોય. અને ભાઇ મૈત્રેય, તું પણ ઉદારતા બતાવવામાં કૃપણતા ન કરીશ હો."

મૈત્રેયે કહ્યું, "લ્યો, દરિદ્રી તે વળી ઉદારતાની વાતો કરતા હશે?"

ચારૂદત્તે હસતે મોઢે કહ્યું, "હું દરિદ્રી નથી. જેની પત્ની સંતોષી અને પ્રેમી હોય, તારા જેવો મિત્ર હોય અને સત્ય ચળ્યું ન હોય તે કદી પણ દરિદ્રી ન કહેવાય. માટે જા, પાછો વહેલો વળજે. હું પણ સંધ્યા વંદન કરી લઉં છું." આમ કહી મૈત્રેયને ત્યાંથી રવાના કર્યો.



## પ્રકરણ ૧૦ મું.

### શર્વિલક, મદનિકા અને વસંતસેના.

આપણે ફરીથી એક વખત વસંતસેનાના ઘરની મુલાકાત લઇએ. પોતાના ખાનગી ઓરડામાં વસંતસેના આર્ય ચારૂદત્તની છબી પ્રેમમય નજરથી ની-

રખી રહી હતી. થોડીવાર ધારીને તે છબી તરફ જોયા પછી વસંતસેનાએ મદનિકાને પૂછ્યું, "મદનિકા, આ છબી આર્ય ચારૂદત્તના જેવીજ છે ના ?"

મદનિકા નાયકા ભેદમાં કુશળ હતી તે જરા હસીને બોલી, "હા, બાઇસાહેબ, બરાબર એમના જેવીજ છે."

વસંતસેના જરા હસીને બોલી, "તેં કેમ જાણ્યું કે બરાબર એમના જેવીજ છે ?"

ચતુર મદનિકા પાસે જવાબ તૈયારજ હતો. તેણે કહ્યું, "આપ એ છબી પ્રેમમય નજરથી જોઇ રહ્યા છો તેથીજ."

વસંતસેના તેને શાબાશી આપતી બોલી, "શાબાશ, મદનિકા, શાબાશ ! નાયિકાને ત્યાં રહી તું પણ ચતુર થઇ રહી છે."

આમ વાતો ચાલતી હતી એટલામાં એક દાસીએ આવી હાથ જોડી વિનંતિ કીધી, "બાઇ સાહેબ, અમ્મા સાહેબે કહાવ્યું છે કે, બારી આગળ પડદા નાખેલો રથ તૈયાર છે, માટે ત્યાં ચાલો."

વસંતસેનાએ પૂછ્યું, "શું, ચારૂદત્ત અહીં આજ નથી આવવાના ?"

દાસી બોલી, "એ તો રાજાના સાળા સંસ્થાનકે રથ સાથે દશ હજારના દાગીના મોકલ્યા છે."

વસંતસેના આ સાંભળી ગુસ્સે થઇને બોલી, "ચાલ, દૂર ખસ, ખબરદાર જો આવી વાત ફરીથી કીધી છે તો ?"

દાસી ધ્રુજતી ધ્રુજતી બોલી, "બાઇ સાહેબ, ક્ષમા કરો. હું તો ચીઠીની ચાકર. તમે જે કાંઈ ફરમાવો તે જવાબ અમ્મા સાહેબને હું આપું."

વસંતસેનાએ કહ્યું, "અમ્માને કહેજે કે, મને જો

જીવતી રાખવા માગતા હો તો ફરીથી આવી વાત કરશોજ નહિ."

દાસી તો "જેવી આજ્ઞા." આમ કહી, નમન કરી ચાલી ગઇ.

તેના ગયા પછી વસંતસેનાએ મદનિકાને કહ્યું, "જા, આ છબી મારી સેજ ઉપર મૂક અને ત્યાંથી પંખો લઇ આવ"

મદનિકા તેના શયન ગૃહમાં જઇ છબી મૂકી પંખો લઇ પાછી ફરતી હતી એટલામાં તેને શોધવા આવેલો શર્વિલક તેને સામો મળ્યો. તેને જોતાંજ ચમકી જઇ સામે ઉભો રહેતાં તે બોલ્યો, "અરે, મદનિકા તો આ આવી! શી એની સુંદરતા છે! જાણે બીજી રતિ! મદનિકા!"

મદનિકા પણ પોતાના પ્રેમની મૂર્તિને જોતાં ઉભી રહી. તે બોલી ઉઠી, "અરે શર્વિલક, ભલે આવ્યા, તમે કયાંથી ?"

શર્વિલક બેબાકળો થઇ ગયો. શો જવાબ આપવો તે તેને સુઝે નહિ એવી તેની ગતિ થઇ. થોડીવાર સૂધી ગુપચૂપ ઉભા રહ્યા પછી મદનિકાએ પૂછ્યું, "કેમ કાંઈ બોલતા નથી ?"

શર્વિલક ભયભિત થયલો ચારે તરફ જોવા લાગ્યો એટલે મદનિકાએ પૂછ્યું, "આમ કેમ થયા છો ? શા વિચારમાં પડયા છો ?"

શર્વિલકે જરા હીમત લાવીને પૂછ્યું, "મદનિકા, જો દ્રવ્ય આપીએ તો વસંતસેના તારો છૂટકો કરશે કે નહિ ?"

મદનિકાએ જવાબ આપ્યો, "શર્વિલક, આર્યા વસંતસેના સાથે વારંવાર વાત થતાં તેમને મોઢે મેં એવું સાંભળ્યું છે કે, મારી (વસંતસેનાની) મરજી હોય તો કાં-

ઈ પણ દ્રવ્યનો બદલો લીધા વિના બધા માણસોને છૂટા કરૂં."

શર્વિલક થોડીવાર ગુપચૂપ ઉભો રહ્યો. કહેવું કે ન કહેવું તેના વિચારમાં તે હતો. કહ્યા વગર છૂટકો ન હતો. ન કહે કામ બને તેમ ન હતું. આ તરફ મદનિકાને ગએ ઘણી વાર થઇ તેથી વસંતસેના તેને જોવા માટે ઉભી થઇ. પણ તેને શર્વિલક સાથે વાત કરતી જોઇ પોતે ગુપચૂપ ઉભી રહી તેમની વાતો સાંભળવા લાગી. પોતાનું નામ તેઓ વાતો કરતાં લેતા હતા તેથી તે સાંભળવામાં તેને હરકત ન લાગી.

થોડીવાર શર્વિલકે વિચાર કર્યો પછી કહ્યું, "મદનિકા, હું ગરીબ છું, છતાં તારા પ્રેમમાં એટલો તો લીન થઈ ગયો હતો કે, તારે માટે રાતના મેં સહાસ કામ કર્યું."

મદનિકા બોલી, "એક સ્ત્રીના પ્રેમમાં તમે બેને લાંછન લગાડયું. એક તો તમારી દેહ અને બીજી તમારી આબરૂ."

શર્વિલકને હવે જરા હીમત આવી હતી તે બોલ્યો, "મૂર્ખી, સહાસમાં તો આબરૂ છે, તેમાં તો લક્ષ્મીનો વાસ છે."

મદનિકા બોલી, "હશે, તેમાં તમે આબરૂ સમજો તો ભલે, પણ એક મારા માટે તમે બહુ ખોટું કામ કર્યું"

શર્વિલક બોલ્યો, "જો સાંભળ, ફૂલી રહેલી લતા જેવી શણગારાયલી નારીને હું લુંટતો નથી, બ્રાહ્મણનું કે યજ્ઞનું ધન હું હરી લેતો નથી, ધાત્રને ખોળે રમીને નિદ્રાવશ થયલા બાળકને હું ચોરી લેતો નથી, હું ચોરી કરૂં છું પણ તે યોગાયોગનો વિચાર કરીનેજ કરૂં છું. માટે વસંતસેનાને જઈને કહે. અને હું મારી સાથે ઘરેણા લા-

ર્યો છું તે જાણે તારે માટેજ ઘડ્યા હોય તેવા છે, તે લે, પણ તે ગુપ્ત રાખજે."

મદનિકા બોલી, "શું એ દાગીના ગુપ્ત રાખવાના છે? એ તો બનેજ નહિ. પણ લાવો, તે મને જોવા તો આપો."

શર્વિલકે જરા અચકાઇને દાગીના આપ્યા. દાગીના હાથમાં લેતાંજ મદનિકાના મનમાં તે દાગિના વિષે વહેમ પડયો. મદનિકાએ થોડીવાર વિચાર કર્યા પછી પૂછ્યું, "આ તમે કયાંથી લાવ્યા?"

શર્વિલકે કહ્યું, "તેનું તારે શું છે? તું તારે પહેરને." પણ મદનિકાએ ન માન્યાથી શર્વિલકે કહ્યું, "એ તો નાણાવટમાં રહેનાર ચારૂદત્ત શેઠના છે."

મદનિકા થોડીવાર સુધી તો વિચારમાં પડી રહી. પછી બોલી, "અરે અવિચારી, મારા માટે તેના ઘરમાં કાંઈ દુષ્ટ આચરણ તો કર્યું નથી? કોઇના જીવની તો હાણી કીધી નથી?"

શર્વિલક બોલ્યો, "મદનિકા, મેં કોઇના પણ જીવની હાણી કીધી નથી. શર્વિલક ભય પામેલા તથા નિદ્રાવશને ઇજા કરતો નથી. મદનિકા, હું કુળવાનના કુળમાં જન્મ્યો છું, પણ તારા માટેજ આ સહાસ કામ મેં કર્યું છે?"

મદનિકા આનંદ પામીને બોલી, "તમે ઠીક કર્યું."

મદનિકા ચારૂદત્તને ચહાય છે એવી મનમાં શંકા થતાં શર્વિલક બોલ્યો, "અરે તું કોને શીખવે છે? હવે તારા મનની વાત હું સમજી ગયો. મને ચહાવાનું ડોલ ઘાલી તું બીજાને ચહાય છે. હવે મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કર્યો. નારી અને લક્ષ્મી એ બેઉનો ભરોસો નથી. બેઉ સરખી ચંચળ છે, નાગણ જેવી ગતિવાન છે. નારીનો મોહ કરનાર મૂર્ખ છે. તેમાં પણ વળી ગુણિકા!

એને માટે તો કહ્યું છે કે:—સમુદ્રના મોજા જેવો સ્ત્રીઓનો સ્વભાવ ચંચળ હોય છે. સંધ્યા સમયનો આકાશનો રંગ જેવો સુંદર દેખાય છે, પણ તે માત્ર થોડીવારજ રહેવાનો તેમજ સ્ત્રીઓની પ્રીતિ પણ થોડા ક્ષણમાંજ નાશ પામવાની. અળતામાંથી રંગ કાઢી લીધા પછી જેમ ફેંકી દેવામાં આવે છે તેમ પુરુષની પાસેથી ધન હરી લીધા પછી સ્ત્રી તેને તજી જાય છે. ખરેખર સ્ત્રી જાતજ ચંચળ છે. એકની તરફ મન દોડાવે છે, બીજાને આંખથી ઇસારત કરે છે અને ત્રીજાને વળી ત્રીજીજ——! અર્થાત્ સ્ત્રીઓ અતિ ભયંકર હોય છે, એમાં તો શક નથી. એક અનુભવીએ કહ્યું છે કે:—પર્વતના શિખર ઉપર કમલિની કદી પણ પેદા થનાર નથી. કુસકા વાવવાથી ઘઉં પેદા થનાર નથી. તેમજ વેશ્યા કદી પણ કુલાંગના થનાર નથી. વેશ્યાનો કોઇ ઉપર ખરેખર પ્રેમ થનાર નથી. માટે હું તો જાઉં છું. એવો તે કોણ નીચ હોય જે ચારૂદત્ત જેવાને મારે? હું તો કદી પણ એ કામ ન કરૂં."

મદનિકા તેને જતો રોકીને બોલી, "જાણ્યા કર્યા વગર ગુસ્સે શા માટે થાઓ છો? એ બાબત જાણશો કે નહિ?"

શર્વિલકે પૂછ્યું, "શી બાબત?"

મદનિકા બોલી, "આ દાગીના વસંતસેનાના છે અને તે ચારૂદત્તની ઉપર મોહિત છે તેથી એને હાથોહાથ સોંપ્યા હતા. હવે સમજ્યા."

શર્વિલક બોલ્યો, "અરેરે! મેં આ કેવું દુષ્ટ કામ કર્યું? હવે તું કહે તેમ કરૂં?"

મદનિકા બોલી, "તમે પંડિત છો તે કાંઇ તોડ કાઢો."

શર્વિલકે કહ્યું, "પુરુષ નારી અને નારી પુરુષ! માટે તુંજ કાંઇ ઉપાય બતાવને."

મદનિકા બોલી, "આ દાગીના તમે ચારૂદત્ત શેઠને પાછા આપી આવો."

શર્વિલક બોલ્યો, "પણ મને કદાચ ચોર ગણીને સંસ્કારના હાથમાં પકડાવી દે ત્યારે?"

મદનિકાએ કહ્યું, "ચંદ્રમાંથી ઉષ્ણતા તે કદી નીકળે?"

વસંતસેના આ બધી વાતો સાંભળતી હતી તે મનમાં બોલી ઉઠી, "શાબાશ, મદનિકા, શાબાશ!"

શર્વિલકે કહ્યું, "આ સિવાય બીજો કાંઈ ઉપાય બતાવે તો ઠીક પડે."

મદનિકા બોલી, "મને એક બીજી યુક્તિ સાંભરી છે. આ દાગીના તમે વસંતસેનાના હાથમાં આપી આવો. એથી એમ થશે કે, તમે ચોર નહિ ઠરો, આર્ય ચારૂદત્ત કરજથી છૂટશે અને આર્યા વસંતસેનાને પોતાના દાગીના પાછા મળશે. આ સિવાય બીજો ઇલાજ નથી."

શર્વિલક વિચાર કરતો બોલ્યો, "એ સિવાય બીજો કોઇ વધારે સારો ઉપાય મને પણ યાદ આવતો નથી."

મદનિકાએ કહ્યું, "તમે અહીં થોડીવાર ઉભા રહો. હું આર્યા વસંતસેનાને તમારા આવ્યાની ખબર આપી આવું."

આમ કહી વસંતસેના આગળ મદનિકા જઇને બોલી, "બાઇશાહેબ, આર્ય ચારૂદત્ત તરફથી એક બ્રાહ્મણ આવ્યો છે, તે મળવા માગે છે."

વસંતસેનાએ પૂછ્યું, "આર્ય ચારૂદત્તની તરફનો છે એમ તેં શી રીતે જાણ્યું?"

મદનિકા બોલી, "શું, પોતાના માણસોને હું ન ઓળખું?"

વસંતસેના જરા હસીને બોલી, "ઠીક છે, ત્યારે બોલાવી લાવ."

મદનિકા શર્વિલકને બોલાવી લાવી: પ્રણામ વંદન થઇ ગયા પછી શર્વિલક બોલ્યો, "આર્યા, આર્ય ચારૂદત્તે કહાવ્યું છે કે, મારૂં ઘર અતિશય જીર્ણ થઇ ગયું છે, તેથી આ ઘરેણા સાચવી શકાય તેમ નથી માટે પાછા લ્યો." આમ બોલી ઘરેણાનું પોટલું મદનિકાના હાથમાં આપ્યું.

વસંતસેના બોલી, "ઠીક છે, પણ આર્ય તરફ મારો આપેલો એનો બદલો પણ લઇ જજો."

શર્વિલકે વિચાર કર્યો કે, ત્યાં જવાનું કોણ છે. પણ મોઢેથી હા કહ્યા વગર બીજો ઇલાજ ન હતો તેથી કબૂલ કર્યું. એટલે વસંતસેના બોલી, "આ તમારી મદનિકાને સાથે લેતા જાઓ."

શર્વિલક જરા ગભરાઇને બોલ્યો, "હેં! હું તો કાંઇ સમજતો નથી."

વસંતસેના મંદ હાસ્યથી બોલી, "તમે નથી સમજતા પણ હું તો સમજું છું. આર્ય ચારૂદત્તે કહ્યું છે કે, જે માણસ ઘરેણાની પોટલી લઇ આવે તેને મદનિકા આપવી. માટે આર્ય ચારૂદત્તેજ તમને મદનિકા આપી છે, સમજ્યા?"

પોતાને વસંતસેનાએ ઓળખ્યો છે એમ ચતુર શંર્વિલક પામી ગયો. તે બોલી ઉઠયો, "ધન્ય, ધન્ય, ચારૂદત્ત ધન્ય છે તમને!"

વસંતસેના બોલી, "અરે, રથવાળો અ હાજર છે?"

એક નોકરે ત્યાં આવી "આર્યા, રથ તૈયાર છે."

વસંતસેનાએ કહ્યું, "મ મેં તને એમને સોંપી છે. કોઇ

આવા પ્રીતિયુક્ત વચનો સાંભળી મદનિકા રડવા લાગી. તે રડતી રડતી બોલી, "શું ત્યારે આપે મારો ત્યાગ કર્યો." આમ કહી તે પગે લાગી.

શર્વિલક બોલ્યો, "આપનું કલ્યાણ થજો. મદનિકા, આમને પ્રણામ કર. એમના પ્રતાપથીજ તને "વધુ"* પદની પ્રાપ્તિ થઇ છે."†

મદનિકા વસંતસેનાને વારંવાર પગે લાગી પછી રથમાં બેઠી. શર્વિલક સાથે ચાલી. તેઓ ત્યાંથી થોડે દૂર ગયા એટલામાં લોકોમાં કોલાહલ થવા માંડયો. રાજાના એક અમલદારે લોકોને જાહેર કરવા માંડયું, "અરે પુરીજનો, આર્યક નામના એક ગોવાળને કોઇ સિદ્ધ પુરુષે 'તું રાજા થઇશ.' એવું વચન કહ્યું હતું, તેથી તે આર્યકને આપણા નામદાર પાલક રાજાએ પકડીને કેદ કરાવ્યો છે, માટે સૌ બેફીકર રહેજો."

શર્વિલકના સાંભળવામાં આ ઢંઢેરો આવ્યો. તેણે રથ ઉભો રખાવીને કહ્યું, "મદનિકા, પાલક રાજાએ કાંઇ પણ અપરાધ વગર તેને પકડીને કેદ કર્યો છે. 'અરે પણ હાલ હું તો સંસારી થયો છું? પણ નહિ! મિત્ર પહેલાં માટે આ વખત તો તેને મદદ કરવીજ જોઇએ. પ્રિયા હું ઉતરી પડું છું."

મદનિકા તેનો હાથ પકડી આંખમાં આંસુ લાવી બોલી, "નાથ, એમ થાય નહિ. મને આપના સગા સંબંધીઓ સાથે મેળવીને પછી જવું હોય તો જાઓ."

શર્વિલકે કહ્યું, "મારો પણ તેજ વિચાર હતો. અલ્યા ગાડીવાન, પેલા રેભિલ શેઠનું ઘર તેં જોયું છે કે?" ગાડીવાને હા પાડવાથી "એ શેઠને ત્યાં આમને લઇ જા."

---

* પરણેતર. † વેશ્યાને ત્યાં રહેનારમાંથી ગૃહસ્થની સાથે લગ્ન થતાં તે સ્ત્રી ગૃહસ્થમાં ગણાતી હતી.

મદનિકા બોલી, "ઠીક છે, આપની આજ્ઞા પ્રમાણે હું તો જાઉં તોપણ સંભાળીને કામ કરજો"

ગાડીવાન રથ લઇ ગયો. પછી શર્વિલકે વિચાર કર્યો, "હવે આપણે પણ મિત્રોની મદદ લઇ આર્યકને છોડવવાની ગોઠવણ કરીશું. અરે, કાંઈ પણ કારણ વગર નિર્દોષને બંદીવાન કર્યો છે તેથી એનું વેર તો લેવુંજ. ચાલ જીવ, અહીં ઉભા રહે કાંઇ વળવાનું છે."

આમ કહી તે પણ પોતાના મિત્રોને શોધવા ચાલ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### વેશ્યાના ઘરની શોભા.

મદનિકા, પોતાની માનીતી દાસી મદનિકાના ગયા પછી વસંતસેના એકલી પડી ગઇ હોય તેમ મુંઝાવા લાગી. થોડીવાર અહીં તહીં ફર્યા પછી મનને આનંદ પમાડવાના વિચારથી તે બાગમાં ગઇ. ત્યાં થોડીવાર ફર્યા પછી તેને આનંદદાયક સમાચાર મળ્યા. એક દાસીએ 'ચારૂદત્તને ત્યાંથી એક બ્રાહ્મણ આવ્યો છે' એવી ખબર આપી. તે સાંભળી આનંદ પામી વસંતસેના બોલી, "અરે, આજના જેવો તે બીજો કયો દિવસ વધારે ખુશીદાર ગણાય? એમને અંદર લઇ આવ અને સાથે બંધુલને પણ લાવજે."

પોતાને મળેલી આજ્ઞા પ્રમાણે દાસી મૈત્રેયને તેડવા એક બહારના દરવાજા આગળ આવી. મૈત્રેયને દાખલ થવાનો મોટો દરવાજો દેખાડી દાસી બોલી, "જુઓ, આ બહારને [illegible]"

મદનિકા બોલી, "ઠીક છે, આપની આજ્ઞા પ્રમાણે હું તો જાઉં તોપણ સંભાળીને કામ કરજો"

ગાડીવાન રથ લઇ ગયો. પછી શર્વિલકે વિચાર કર્યો, "હવે આપણે પણ મિત્રોની મદદ લઇ આર્યકને છોડવવાની ગોઠવણ કરીશું. અરે, કાંઈ પણ કારણ વગર નિર્દોષને બંદીવાન કર્યો છે તેથી એનું વેર તો લેવુંજ. ચાલ જીવ, અહીં ઉભા રહે કાંઇ વળવાનું છે."

આમ કહી તે પણ પોતાના મિત્રોને શોધવા ચાલ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### વેશ્યાના ઘરની શોભા.

મદનિકા, પોતાની માનીતી દાસી મદનિકાના ગયા પછી વસંતસેના એકલી પડી ગઇ હોય તેમ મુંજાવા લાગી. થોડીવાર અહીં તહીં ફર્યા પછી મનને આનંદ પમાડવાના વિચારથી તે બાગમાં ગઇ. ત્યાં થોડીવાર ફર્યા પછી તેને આનંદદાયક સમાચાર મળ્યા. એક દાસીએ 'ચારૂદત્તને ત્યાંથી એક બ્રાહ્મણ આવ્યો છે' એવી ખબર આપી. તે સાંભળી આનંદ પામી વસંતસેના બોલી, "અરે, આજના જેવો તે બીજો કયો દિવસ વધારે ખુબીદાર ગણાય ? એમને અંદર લઇ આવ અને સાથે બંધુલને પણ લાવજે."

પોતાને મળેલી આજ્ઞા પ્રમાણે દાસી મૈત્રેયને તેડવા છેક બહારના દરવાજા આગળ આવી. મૈત્રેયને દાખલ થવાનો મોટો દરવાજો દેખાડી દાસી બોલી, "જુઓ, આ બહારનો દરવાજો."

તે તરફની અદ્ભુત શોભા જોઇ વિસ્મય થઇને મૈ-

ત્રેય બોલ્યો, "ઓહો! વસંતસેનાના આ મહેલના દરવાજાની કેવી શોભા છે? આંગણું સાફસુફ કરી, પાણીનો છંટકાવ કરી ફૂલો કેવા પાથરી દીધા છે? આકાશ મંડળની શોભા જોવાને ઉત્સુક હોય તેમ આ દરવાજો ડોકીયું કરી રહ્યો છે. આ તોરણો કેટલાં અને કેવાં કીમતી છે? અપૂર્વ શોભા વૈરાગ્ય વૃતિવાળાને પણ લલચાવવાને પૂરતી છે."

દાસીએ કહ્યું, "આગળ આવો, આ અમારા ઘરનો પહેલો ખંડ જુઓ."

મૈત્રેય તેમાં દાખલ થઇ આસપાસ જોતો બોલ્યો, "આ ખંડની શોભાનું શું પૂછવું? આ રત્નો જોડેલાં પગથીઆં કેવાં શોભી રહ્યાં છે? કમોદના ચોખાનો ભાત ખાઇ તૈયાર થયલા આ કાગડાઓને લોટનો બલિ ભાવે કેમ! આ રત્નજડીત અટારીઓ આખી ઉજયિની નગરીને જાણે નીરખી રહી હોય એવો એમનો દેખાવ જણાય છે."

દાસી બોલી, "જરા આગળ આવો, આ બીજો ખંડ જુઓ."

મૈત્રેય તે જોતાં બોલ્યો, "અરે આ તો તબીલો જણાય છે. જવ અને ઝીણું ઘાસ ખાઇ પુષ્ટ થયલા રથના બળદો બાંધેલા છે. એમના શીંગડાને તેલ લગાડી કેવા ચકચકીત બનાવી મૂકયા છે? આ પાડો તો અપમાન પામેલ ખાનદાની પુરુષની પેઠે નિઃશ્વાસ નાખી રહ્યો છે. આ બકરો કેવો મોટો છે? આ ઘોડાની તો વળી યાળ ગુંથી છે? આ ખુણામાં તો ચોરની પેઠે આ મોટો વાંદરો બાંધી મૂકેલ છે. આ હાથીઓને મહાવતોને હાથે કુરના લાડુ ખાવાની કેવી મજા પડતી હશે?"

દાસી બોલી, "મહારાજ, આ ત્રીજો ખંડ તો જુઓ."

મૈત્રેય ત્યાં દાખલ થઇ આસપાસ જોઇને બોલ્યો,

"આ ખંડમાં તો દીવાનખાનું છે. અહીં આવતા ફકડો માટે આ કેવી સરસ બેઠકો બનાવી છે? લ્યો, આ તો વળી ચોપટ! એ અધુરી રહી છે! વળી કામદેવની સંધિ વિગ્રહમાં ચતુર બનેલી ગુણિકાઓ અને વૃદ્ધ નોકરો હાથમાં આરીસાઓ લઇને અહીં તહીં ફરી રહ્યા છે."

દાસીએ કહ્યું, "આ ચોથો ખંડ જુઓ."

મૈત્રેય ત્યાં દાખલ થઇ આજુબાજુ જોતો બોલ્યો, "આ ખંડની શોભા તો વળી જુદીજ છે! આ યુવતીઓના હાથે મૃદંગ ઉપર પડતી થાપ મેઘની ગર્જના સમાન ભાસે છે. આકાશમાંથી પડતા તારાઓની પેઠે આ કરતાળો ઝપકી રહી છે. આ ગુણિકાની પુત્રીઓ ફૂલના રસથી મદોન્મત થયલી ભ્રમરીઓની પેઠે લાંબે તાને ગાઇ રહી છે. કેટલીક તો નાચી રહી છે. હવે કયાં જવાનું છે?"

દાસી બોલી, "હજી આગળ ચાલો. આ પાંચમો ખંડ છે."

મૈત્રેય નાકથી વાસ લેતો બોલ્યો, "અરે, આ તો રસોડું જણાય છે. તેલ અને હીંગથી વધારેલા તરેહવાર પદાર્થોથી દરિદ્રી જનોના મુખમાંથી પાણીના રેળા છૂટી જાય એવી આ જગા છે. આ એક તરફ લાડુ થાય છે, બીજી તરફ પુરી તળાય છે. (પોતાના મનમાં) આ વખત જો આપણને પણ કોઇ કહે કે, મહારાજ પગ ધોઇને જમવા પધારો, એટલે આપણે તો બીજા તેડાની વાટ પણ નજ જોઇએ. વળી જમવાની પણ કેવી મજા પડે? (પછી બીજી તરફ જોઇને) આ બંધુલજનો* તો જાણે ગંધર્વો હોય અને આ ગુણિકાઓ જાણે ઇંદ્રના ઘરની અપ્સરાઓ હોય એવીજ અહીંની શોભા થઇ રહી છે. હવે આગળ ચાલો."

---

* વેશ્યા પુત્રો.

દાસીએ કહ્યું, "હવે અહીં આવીને આ છઠ્ઠો ખંડ જુઓ."

મૈત્રેય ચારે તરફ જોતો અને વિસ્મય પામતો બોલ્યો, "અહો! અહીંની શોભાનું વર્ણન મારાથી થઇ શકતું નથી. સોનામાં હીરા અને લીલમ જડી અહીંની શોભા અપૂર્વ દીપાવી છે. આ તો જાણે એક ઝવેરીની દુકાન હોય તેવુંજ જણાય છે. કોઇ ઠેકાણે મોતી વીંધાય છે, માલાઓ પરોવાય છે, હીરાઓ સરાણે ચઢાવ્યા છે. વળી આ તરફ તો કેશર સાથે ચંદન ઘસાય છે તેની સુગંધથી મગજ તર થઈ જાય છે. આ તરફ કસ્તુરીમાંથી કચરો કાઢી નાખે છે. આ તરફ ગુણિકાઓ અને તેમના આશકો એક બીજાને બરાસ નાખેલી પાનની પટ્ટીઓ આપલે કરે છે. હવે આગળ બીજું શું છે તે બતાવો.

દાસી બોલી, "આ સાતમો ખંડ છે."

મૈત્રેય તે જોતો બોલ્યો, "આ તો જુદી જુદી જાતના પક્ષીઓથી રમણીક બનેલું આનંદ ભોગવવાનું સ્થાન છે. આ પાંજરામાંનો પોપટ કેવા મીઠા શબ્દો બોલે છે! આ કબુતરનું જોડું કેવું એક બીજાને ચુંબન કરી રહ્યું છે? આ કોયલ કેવી કુહુ કુહુ કરી રહી છે! આ મેના તો જાણે હુકમ ચલાવે છે! આ હાથીદાંતના પાંજરામાં ચકલીઓ અને તીતરો કેવા લડે છે? આ મોર કળા કરીને નાચે છે તે તો જોવા લાયકજ છે. આ રાજહંસ અને સારસનું જોડું પણ સુંદર છે. અહીં તો ઇંદ્રના નંદન વનના જેવી બધી શોભા થઇ રહી છે."

દાસીએ કહ્યું, "હવે આ આઠમો ખંડ જુઓ."

મૈત્રેય તેમાં દાખલ થઇ આસપાસ જોતો બોલ્યો, "લ્યો, આ તો જોવા જેવું છે. આ મોટો મખમલનો

દગલો પહેરી, ઘરેણા ઉપર ઘરેણા પહેરી અહીંથી તહીં અને તહીંથી અહીં ફેરા મારે છે તે કોણ છે?"

દાસીએ જવાબ આપ્યો, "એ તો અમારી આર્યાનો ભાઇ છે."

મૈત્રેય જરા મોઢું મચકોરીને બોલ્યો, "વસંતસેનાને ભાઈ થવા માટે એણે કેવાં તપ કર્યાં હશે કોણ જાણે? પણ નહિ, હું ભૂલ્યો, ગમે તેવો છતાં એ સ્મશાન માહેલા ચંપાના ઝાડ જેવો સ્પર્શ કરવા યોગ્ય નથી. (બીજી તરફ નજર પડતાં) પણ પેલી કીમતી સાડી પહેરી, પગ ઉપર તેલનું મરદન કરાવી ઉંચે આસને ચઢી બેઠી છે તે કોણ છે?"

દાસીએ જવાબ દીધો, "એ તો આર્યા વસંતસેનાની માતા છે."

મૈત્રેય હસીને બોલ્યો, "અબબબ! એ કેટલી જાડી છે? એનું પેટ કેવું મોટું છે! એ આ બારણામાં પેઠી શી રીતે હશે? મને લાગે છે કે, શિવનું બાણ મોટુ હોય તે વખતે જેમ પ્રથમ શિવની સ્થાપના કરી પછી દેવળ બાંધે છે તેમ પ્રથમ આને પણ અંદર બેસાડી પછી આ ઘર બાંધ્યું હશે."

દાસી જરા ગુસ્સે થઇને બોલી, "ખબડદાર! અમારી અમ્માની એવી મશ્કરી ન કરશો. એ તો હાલ ચોથીઆ તાવથી પીડાય છે."

મૈત્રેય હસીને બોલ્યો, "હેં! તમે શું બોલ્યા? ચોથીઆ તાવથી એ પીડાય છે? અરે દેવ, આ ગરીબ બ્રાહ્મણ તરફ પણ કાંઈ એવીજ દયા કરજે." અર્થાત્ મૈત્રેય શરીરે પાતળો હતો તેથી તેણે એવું જણાવ્યું કે, ચોથીઆ તાવથી પીડાતી આટલી જાડી છે તો તે પણ તેવોજ થાય.

દાસી તેના બોલવાનો ભાવાર્થ ન સમજતાં બોલી, "અરે એવી ઇચ્છા કરશો તો પછી મોત વહેલુંજ આવશે."

મૈત્રેયે કહ્યું, "આવા મોટા પેટ અને ચરબીવાળું મનુષ્ય તે કદી મરતું હશે કે? રોજ રોજ પકવાનો ખાતા અને મદિરા પીતાં એની એવી દશા થઇ હશે. જો એ મરે તો હજારો શિયાળવાઓને ઉજાણી થાય. પણ હવે થયું? વસંતસેનાનું આ આઠ ખંડવાળું મકાન જોઇ હું બહુજ આનંદ પામ્યો છું. તેમાં મેં જે કાંઈ જોયું છે તે જોતાં મને ભ્રાંતિ થાય છે કે, આ તે ગુણિકાનું ઘર છે કે, ઈંદ્રની ઈંદ્રપુરી છે? પણ આર્યા વસંતસેના પોતે કયાં છે?"

દાસી બોલી, "આ તરફ બાગમાં આવો. પેલી વૃક્ષની કુંજમાં છે."

મૈત્રેય તે તરફ જતાં બાગની શોભા જોતો બોલ્યો, "શી આ બાગની શોભા છે? કેવા સુગંધી ફૂલોના વૃક્ષોથી આ બાગ લચી રહ્યો છે? આ બાગનું વર્ણન કરવું અને નંદનવનનું વર્ણન કરવું એ બે બરોબર છે. લ્યો આપણે આર્યા આગળ આવી પહોંચ્યા."

વસંતસેના મૈત્રેયને ઓળખી ઉભી થતાં બોલી, "કોણ મૈત્રેયકે? પધારો, આ આસન ઉપર."

મૈત્રેય આસને બેસતાં બોલ્યો, "આપ પણ બેસો."

વસંતસેનાએ પૂછ્યું, "સાર્થવાહ પુત્ર કુશળ તો છે?"

મૈત્રેયે કહ્યું, "હા, અને આર્ય ચારૂદત્તે કહાવ્યું છે કે, આપ જે ઘરેણા અમને સોંપી ગયા હતા તે જુગારમાં હારી જવાયા છે અને જીતનાર જુગારી કયાં જતો રહ્યો છે તે જણાતું નથી."

વસંતસેના આ સાંભળી મનમાં બોલી, "શાબાશ, આર્યપુત્ર, શાબાશ! ચોરીએ ગયલી ચીજને જુગારમાં હા-

રી ગયલી જણાવે છે એ કેટલી ઉદારતા? એમના ઉપરના મારા પ્રેમમાં એથી અતિ વૃદ્ધિ થાય છે.”

મૈત્રેય બોલ્યો. “અને તેના બદલામાં આ માળા મોકલી છે તે રાખો.”

વસંતસેનાએ પ્રથમ તો ઘરેણા મૈત્રેયને બતાવવાનો વિચાર કર્યો પણ પાછળથી તે ફેરવી નાખ્યો. તેને વિચાર કરતી જોઇ મૈત્રેયે પૂછ્યું, “કેમ, આ માળા નથી રાખતા ?”

વસંતસેના હસીને બોલી, “શા માટે ન રાખું ? તમે જઇને તમારા જુગારી આર્યને કહેજો કે, આજ સાંજના હું મળવા આવીશ.”

મૈત્રેય તે સાંભળી બોલ્યો, “જરૂર કહીશ.” પછી મનમાં બોલ્યો કે, શું હજી વધારે લેવાની ઇચ્છા છે કે? હું તો એમજ કહીશ કે, એ ગુણિકાની સોબતમાંથી તમે છૂટો તો સારૂં.

આમ કહી તે જતો રહ્યો.

પછી વસંતસેનાએ દાસીને કહ્યું, “દાસી. ચાલ મારી સાથે તું પણ ચારૂદત્તને ત્યાં. આ રત્નમાળા સાથે રાખજે.”

દાસી આકાશ તરફ જોતી બોલી, “બાઇસાહેબ, વરસાદ આવશે એમ જણાય છે.”

વસંતસેના બોલી, “ભલેને બધા મેઘ સાથે કાં નથી આવતા! શું તેથી હું કાંઈ મારા પ્રિયને મળવા જવા સારૂ અટકવાની છું ? માટે ચાલ જલદી તૈયારી કર.”

થોડીવારે ચારૂદત્તને મળવા જવાની તૈયારી કરી નોકર અને દાસી સાથે વસંતસેના તેના ઘર તરફ જવા નીકળી.

## પ્રકરણ ૧૨ મું.

## મૈત્રેય અને ચારૂદત્ત.

વસંતસેનાને ત્યાં મૈત્રેયને ગએ ઘણીવાર થઇ હતી. તે પાછો ન ફર્યો તેથી ચારૂદત્તને ચિંતા થવા લાગી. માળીની દેખરેખ વગરના અરધા સૂકા થયલા બાગમાં ચારૂદત્ત તેની વાટ જોતો હતો. એટલામાં વાદળાં ચઢી આવ્યા અને વરસાદ પડવાના ચિહ્ન જણાવા લાગ્યાં. તે સમયની અપૂર્વ શોભા જોતો ચારૂદત્ત કુદરતની બલિહારી ગાતો હતો એટલામાં મૈત્રેય ત્યાં આવી પહોંચ્યો. ગમે તેમ કરી વસંતસેનાની સોબતથી તેને દૂર કરવો એવી ગણત્રી કરતો કરતો તે ત્યાં આવી પહોંચ્યો હતો. ચારૂદત્તને બાગમાંજ જોઈ આનંદ પામી, પાસે આવી તે બોલ્યો, "જય જય, મહારાજ!"

ચારૂદત્ત તેને જોઇ આનંદ પામીને બોલ્યો, "લ્યો, મારો મિત્ર તો આવી પહોંચ્યો. આવ બેસ. તું શું કરી આવ્યો?"

મૈત્રેયે મોઢું બગાડીને જવાબ આપ્યો, "કામ તો બગડ્યું."

ચારૂદત્તે તેની સામે જોતાં આતુરતાથી પૂછ્યું, "શું એણે રત્નમાળા ન લીધી?"

મૈત્રેયે જવાબ આપ્યો, "એવા આપણા ભાગ્ય ક્યાંથી જે એ રત્નમાળા ન લે? અરે, એણે તો તુરતજ હાથ લાંબો કરીને લઇ લીધી."

ચારૂદત્ત આનંદ પામીને બોલ્યો, "ત્યારે કામ બગડ્યું કેમ કહેવાય? એ તો બહુજ ઠીક થયું. મારા વિશ્વાસ ઉપર એ ઘરેણા સોંપી ગઇ તેને બદલે કીમતી હાર આપું તે કાંઈ વધારે ન કહેવાય."

મૈત્રેય બોલ્યો, "એથી પણ વધારે સંતાપજનક તો એ બન્યું કે, એની આસપાસ ઉભેલી સખીઓએ કાંઈ ઇસારત કીધી કે, એ તો તુરત હસવા પડી ગઇ. મારી મશ્કરી કરતી હોય એમ મને તો જણાયું. માટે ભાઈ સાહેબ, આ બ્રાહ્મણનું ક્‌હેવું માનો અને એ ગુણિકાની સોબતમાંથી છૂટો. ગુણિકા એ નામજ કાંઈ વિચિત્ર છે. એની સાથે પ્રસંગ પડયો કે, એ પગમાં વાગેલી ફાંસની પેઠે સાલે છે."

ચારૂદત્ત બોલ્યો, "ભાઇ, એ બધી નિંદા કરવી જવા દે. જેની પાસે ધન હોય છે તેની પાસેજ એ જાય છે તેથીજ એનું નામ ધનહારી (ધન હરનારી) છે. કાંઈ ગુણહારી નથી. મને તો ધને તજ્યો છે, પણ એણે તજ્યો નથી."

મૈત્રેયે મનમાં વિચાર કર્યો કે, જેમ જેમ હું આને વારૂંછું તેમ એની ઉત્કંઠા વધે છે. માટે હવે તો જે થાય તે જોયાજ કરવામાં સાર છે. પછી ચારૂદત્તને તેણે કહ્યું "ભાઇશ્રી, એણે કહાવ્યું છે કે, ચારૂદત્તને કહેજે કે, હું સાંજના તમારે ત્યાં આવીશ. મને લાગે છે કે, આ રત્નમાળા ઓછી પડી હશે તેથી કાંઈ વધારે કઢાવવા આવતી હશે."

ચારૂદત્ત બોલ્યો, "ભલે આવે, આવવા દો. આવશે તો સંતોષ પામીને જશે."

આમ આ બેઉ જણા વાતો કરે છે એટલામાં વસંતસેના ચારૂદત્તના ઘર આગળ આવી પહોંચી. તેણે આગળથી એક નોકરને પોતાના આવવાની ખબર આપવા મોકલ્યો હતો. વાડીના દરવાજા આગળ આવી પહોંચતાં તે નોકરની ચારૂદત્ત અને મૈત્રેય ઉપર નજર પડી. દરવાજો બંધ હોવાથી મૈત્રેય પોતાની તરફ જુએ તેથી નો-

ફરે તેની તરફ એક નાની કાંકરી ફેંકી. કાંકરી આવીને બરાબર મૈત્રેયના વાંસાને લાગી. એટલે મૈત્રેયે આસપાસ જોતાં કહ્યું, "અરે આ ઈંટો કોણ ફેંકે છે?"

ચારૂદત્ત બોલ્યો, "એ તો ઉંચી અટારી ઉપર કલોલ કરતાં કબુતરે કાંકરી પાડી હશે."

મૈત્રેયે પોતાની લાકડી હાથમાં લેતાં કહ્યું, "શું મારી ઉપર કાંકરી નાખે? આ એકજ લાકડીથી એને નીચે લાવીશ" તે લાકડી ફેંકવા ગયો તેને અટકાવી રાખીને ચારૂદત્ત બોલ્યો, "અરે, એ બીચારાને શા માટે મારેછે? એ તો તપસ્વી છે, પગથી પડી પણ જાય."

વસંતસેનાના નોકરે વિચાર કર્યો કે, એ તો કાંકરી મારનાર તરીકે કબુતરને જુએ છે. માટે ચાલને બીજી કાંકરી મારૂં. બીજી કાંકરી મારી તે પણ તેને લાગી એટલે તેણે પાછળ ફરીને જોયું, એટલે વસંતસેનાના નોકરને તેણે ઓળખ્યો મૈત્રેય બોલી ઉઠયો, "કોણ કુંભીલક! અરે, આવ આવ. આવા વરસાદમાં તું કયાંથી આવ્યો?"

નોકરે કહ્યું, "એ આવી છે."

મૈત્રેયે પૂછ્યું, "એ તે કોણ?"

નોકરે જવાબ આપ્યો, "અરે એજતો"

મૈત્રેય ચીરડાઇને બોલ્યો, "અરે એજતો, એજતો, એમ શું કરે છે. સમું પાધરૂં બોલી દેની?"

નોકરે કહ્યું, "હું પૂછું તેનો જવાબ આપ. આંબા કઇ મોસમમાં ફળે છે."

મૈત્રેયે જવાબ આપ્યો, "ગ્રીષ્મ ઋતુમાં"

નોકર બોલ્યો, "નહિ, નહિ, વિચાર કર."

મૈત્રેયે વિચાર કર્યો કે, હવે શું જવાબ આપવો. ચાલ, આર્ય ચારૂદત્તને પૂછું. તેની પાસે જઇને પૂછ્યું, "આર્ય, આંબા કઇ મોસમે ફળે છે?"

ચારૂદત્તે હસીને જવાબ આપ્યો, "વસંતે, મૂર્ખ."

ચારૂદત્ત પાસેથી જવાબ મેળવી નોકર આગળ જઇ મૈત્રેય બોલ્યો, "વસંતે, મૂર્ખ."

નોકરે હસીને કહ્યું, "ઠીક, હવે બીજો સવાલ પૂછું તેનો જવાબ આપ. સારા દ્રવ્યવાન નગરનું રક્ષણ કોણ કરે છે?"

મૈત્રેયે જવાબ આપ્યો, "અરે, એમાં તે મોટું શું પૂછ્યું? એ તો ચોકીદાર!"

નોકરે તે જવાબ કબૂલ ન કર્યો તેથી ચારૂદત્ત આગળ જઇ પૂછતાં તેણે "સેના" જવાબ આપ્યો. એટલે મૈત્રેય ફરીથી નોકર આગળ આવીને બોલ્યો, "અરે, એ તો સેના, સેના."

વસંતસેનાનો નોકર બોલ્યો, "ઠીક છે ત્યારે. હવે એ બેને ભેગાં કરીએ તો શું થાય?"

મૈત્રેય બોલ્યો, "સેનાવસંતે."

નોકરે કહ્યું, "એમ નહિ, એને ઉલટાવીને બોલ અને 'તે' ની માત્રા કાઢી નાખ."

મૈત્રેય મનમાં વિચાર કરીને બોલ્યો, "ત્યારે એમજ કહેને કે વસંતસેના આવી છે. ઠીક ત્યારે તો ચાલો, આર્ય ચારૂદત્તને જઇને ખબર આપું." ચારૂદત્ત આગળ આવીને તે બોલ્યો, "ભાઇ, પેલો લેણીઆત આવ્યો છે."

ચારૂદત્તે વિચારમાં પડી જતાં પૂછ્યું, "હેં વળી કોણ લેણીઆત છે? આપણો તો કોઇ નથી?"

મૈત્રેયે કહ્યું, "અરે એ તો આંગણામાં છે: પેલી વસંતસેના આવી છે."

ચારૂદત્ત નિઃશ્વાસ નાખીને બોલ્યો, "શા માટે નાહકનો મને પજવે છે."

મૈત્રેયે કહ્યું, "ભાઈ, હું મશ્કરી નથી કરતો. મારો વિશ્વાસ ન આવતો હોય તો કુંભીલકને પૂછો. એ અલ્યા કુંભીલક, અહીં આવ."

વસંતસેનાના નોકર કુંભીલકે પાસે આવી પ્રણામ કરી વસંતસેનાના આવવાની ખબર આપી. આ વખતે ચારૂદત્તનો હર્ષ માયો માય નહિ. તે બોલ્યો, "આવા ખુશીના સમાચાર કહેનારને મેં કોઇ દિવસ પણ ખાલી હાથે પાછો વાળ્યો નથી. માટે લે આ ઇનામ." આમ કહી પોતે ઓઢેલો દુપટો તેને આપી દીધો. પછી તેનો નોકર વસંતસેનાને ખબર કરવા દોડયો. એટલે મૈત્રેયે પૂછ્યું, "એ આવા વરસાદમાં તે શા માટે આવી હશે?"

ચારૂદત્તે મલકાતે મોઢે કહ્યું, "તે હું કેમ જાણી શકું!"

મૈત્રેયે કહ્યું, "પણ મને એક શંકા થાય છે. એના ઘરેણા ઘણા કીમતી હશે અને આપણી રત્નમાળાની કીમત એને ઓછી જણાઇ હશે, તેથી કાંઇ વધારે માગવા આવી હશે."

ચારૂદત્ત બોલ્યો, "ભલે, આવી છે તો સંતોષ પામીને જશે."

તે વસંતસેનાની રાહ જોતો બેઠો.



## પ્રકરણ ૧૩ મું.

### ચારૂદત્તને ઘેર વસંતસેના.

આ તરફ વસંતસેના અભિસારિકા નાયિકાના વેષથી એક વિટ, દાસી તથા છત્રધારિકાને સાથે લઇને નીકળી પડી હતી. વરસાદ પડવાની શરૂઆત થઇ ન હતી છતાં પડવાના ચિહ્નો જણાતા હતા. વિટ વસંતસેના સાથે મેઘ અને આકાશનું વર્ણન કરતો ચાલતો હતો.

નોકરને તેઓએ આગળથી દોડાવ્યો હતો તેથી તેણે આગળથી આવી વધામણી ખાધી તે તો આપણે આગળો પ્રકરણમાં જોયું. તે પાછો ફર્યો ત્યારે વસંતસેના બાગના દરવાજા સૂધી આવી પહોંચી હતી. તેને નોકરે સમાચાર આપ્યા. વસંતસેના બાગમાં દાખલ થઇ તેને મૈત્રેય સામો મળ્યો. વસંતસેનાએ હસીને પૂછ્યું, "કેમ મૈત્રેય, પેલા તમારા જુગારી કયાં છે?"

વસંતસેનાનું આવું બોલવું સાંભળી મૈત્રેય મનમાં કચવાઇને બોલ્યો, "લ્યો, આ તો મારા પ્રિય મિત્રને જુગારી કહીને બોલાવે છે. પણ કાંઇ નહિ." પછી વસંતસેના સાંભળે તેમ કહ્યું, "પેલી સૂકાઇ ગયલી વાડીમાં બેઠા છે."

વસંતસેનાએ પૂછ્યું, "સૂકાઇ ગયલી શા માટે કહો છો?"

મૈત્રેયે હસીને જવાબ આપ્યો, "એની અંદર પ્રથમના જેવી ઉજાણીઓ નથી થતી તે માટે." આ સાંભળી વસંતસેના જરા હસી. પછી તે બોલ્યો, "આર્યા, અંદર ચાલો."

વસંતસેનાએ દાસીને ધીમે સાદે પૂછ્યું, "એમની પાસે જઇને શું બોલું? મને બોલવાની હીમત કેમ આવશે?"

દાસી બોલી, "એમ પૂછજો કે, 'કેમ જુગારી આ સંધ્યા સમય ખુશ તો છો?' અવસર તમને હીમત આપશે."

વસંતસેના મૈત્રેયની પાછળ બાગમાં દાખલ થઈ. ચારૂદત્તની પાસે જઇ તેની તરફ એક ફૂલ ફેંકતાં બોલી, "કેમ જુગારીરાજ, આ સંધ્યા સમય ખુશ તો છો?"

તેને જોઇ આનંદ પામી ઉભો થતાં બોલ્યો, "અહો,

વસંતસેના આવી. પ્રિયા, તારા મિલાપ વગર આ સંધ્યા સમય નિઃશ્વાસ નાખી રાત્રિ બેચેનીમાં ગુજારૂં છું. આજ તારા સમાગમથી મારી સાંજ આનંદકારી થઇ છે. પ્રિયા, આવ બેસ. મૈત્રેય, વસંતસેનાના વસ્ત્રો ભીંજાઇ ગયા છે; માટે બદલાવાના લાવી આપ."

વસંતસેનાની સાથે આવેલી દાસી બોલી, "મારી પાસે એમના સૂકા વસ્ત્ર છે તે હુંજ બદલાવું." વસંતસેનાના પહેરેલાં કપડા ઉતારી નાખી નવા પહેરાવે છે. આટલામાં ચારૂદત્ત અને મૈત્રેયે એક બીજાને ઇસારત કરી લીધી એટલે મૈત્રેયે પૂછયું, 'આર્યા, આવા અંધકારમાં, આવા તોફાનમાં, વરસાદ પડતે કેમ આવવું થયું?'

દાસી હસીને બોલી, 'આ બ્રાહ્મણ બહુજ ભોળો જણાય છે."

વસંતસેના પણ સહજ હસીને બોલી, "કાંઈ ભોળો નથી, એ તો બડો પહોંચેલ છે."

દાસીએ કહ્યું, "આર્યા એમ પૂછવાને આવ્યા છે કે, પેલી તમે રત્નમાળા મોકલી તેની કીમત શી છે."

મૈત્રેયે ધીમેથી કહ્યું, "કેમ મારૂં કહેવું ખરૂં પડયું કે નહિ? એ તો રત્નમાળા થોડી પડી તેથી વધારે માગવા આવી છે."

દાસી જરા ગંભીર બનીને બોલી, "એ રત્નમાળા તો અમારાં બાઇસાહેબ જુગાર રમતાં હારી ગયા છે. સામો જીતનાર જુગારી કયાં જતો રહ્યો છે તેનો પણ શોધ અમને મળતો નથી."

મૈત્રેય આશ્ચર્ય પામીને બોલ્યો, "આ તો કાંઇક જુદોજ રંગ જણાય છે."

દાસીએ કહ્યું, "માટે ત્યાં લગી આ ઘરેણાની પા-

ટલી તમારી પાસે રાખો." આમ કહી જે ઘરેણા શર્વિલક ચોરી ગયો હતો તેજ બતાવ્યા.

મૈત્રેય તો આંખ ફાડીને જોઇજ રહ્યો. થોડીવાર સુધી તેને ઘરેણા જોઇ રહેવા દીધા પછી દાસીએ કહ્યું, "કેમ, આ ઘરેણા પ્રથમ દીઠા છે કે શું ?"

મૈત્રેય જરા આનાકાની કરતો બોલ્યો, "ના રે ના, એ તો એની કારીગરી જોઇ રહ્યો."

દાસીએ કહ્યું, "મહારાજ, એમાં તમારી નજરનો દોષ નથી. એ તો પેલાજ દાગીના છે."

મૈત્રેયે આનંદ પામીને કહ્યું, "ભાઇ, એ તો આપણા ઘરમાંથી ચોરાઇ ગયા હતા તેજ છે."

ચારૂદત્ત બોલ્યો, "મિત્ર, એમ નથી. એ તો આપણું દેવું ન રહે તે માટેજ પ્રયત્ન કીધો છે."

મૈત્રેયે કહ્યું, "ના, ભાઇ, ના, એમ નથી. મારી જનોઇના સમ ખાઇને હું કહું છું કે, એજ ઘરેણા એ છે. પણ એ કેમ આવ્યા તે પૂછું ?"

ચારૂદત્ત બોલ્યો, "ભલે, એમાં કાંઈ હરકત નથી."

મૈત્રેયે દાસીને ધીમેથી પૂછ્યું અને દાસીએ તેવીજ રીતે ધીમેથી જવાબ આપ્યો. એટલે ચારૂદત્તે કહ્યું, "અરે એમ તે શું વાતો કરોછો ? મને તો કાંઇ સંભળાવો."

મૈત્રેયે તેને બધી વાત જણાવી, એટલે તે વિષેની ખાત્રી કરવા માટે દાસીને પૂછ્યું એટલે દાસીએ જવાબ આપ્યો, "હા, એ વાત ખરી છે." ચારૂદત્ત બોલ્યો, "દાસી, ખુશ ખબર કહેનાર મારી પાસેથી એમને એમ કોઇ ગયું નથી, માટે લે આ વીંટી" પણ આંગળી ઉપર વીંટી ન જણાયાથી તે શરમાઇ ગયો. વસંતસેનાનો તેની ઉપર પ્રેમ વધ્યો.

ચારૂદત્ત મનમાં બોલ્યો, "અરેરે, દરિદ્રીનું જીવવુંજ ધિક્કારપાત્ર છે. પાંખ વગરનું પક્ષી અને પાણી વગરનું સુકાઇ ગયલું ઝાડ તથા દાંત વગરનો જેમ સર્પ નકામો છે તેમજ દરિદ્રી પુરુષને પણ જાણવો."

ચારૂદત્તને આ પ્રમાણે ચિંતા કરતો જોઇ મૈત્રેય બોલ્યો, "ભાઇ, એવી ચિંતા કરવી જવા દો. પણ દાસી, એ ઘરેણાની પોટલી ઉપર મારૂં પોતીઉં બાંધેલું હતું તે તો આપ."

પછી વસંતસેના બોલી, "આર્ય, આ જનની તુલના રત્નમાળા સાથે કરવી યોગ્ય નથી." આ ઠેકાણે વસંતસેનાએ એવું સુચવ્યું કે, તે ગુણિકા હતી તેથી દાગીના ચોરાઇ ગયા હતા તેને બદલે રત્નમાળા મોકલવાની કાંઈ જરૂર ન હતી.

ચારૂદત્તે ખેદયુક્ત સ્મિત હાસ્યથી કહ્યું, "વસંતસેના, આ દરિદ્રતાને લીધે કોઇ ખરી વાત માનશે નહિ જાણી એમ કર્યા વગર છૂટકો ન હતો."

મૈત્રેયે કહ્યું, "આર્ય ચારૂદત્ત, મેઘરાજાની સ્વારી તો પાછી ચઢી છે. આપણને અહીંથી ઉઠયા વગર બીજો ઇલાજ નથી. આ મેઘ કેવો ક્રૂર છે? વીજળીના ઝબકારાથી આર્યાને શા માટે ડરાવે છે?"

ચારૂદત્ત બોલ્યો, "મિત્ર, મેઘ ઠપકો આપવા લાયક નથી. આવો વરસાદ તો સદાય વરસજો. આવા વરસાદમાંજ આવી દુર્લભ કામિનીનો મિલાપ થયો છે. પ્રિય વસંતસેના, વરસાદના તુફાનના જોરથી આ બધો ભાગ કંપે છે તો પછી આપણે શી રીતે બચી શકીશું? માટે ચાલો આપણે અંદર જઇએ."

વસંતસેનાનો હાથ પકડી ચારૂદત્ત ઘરમાં લઇ ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### રોહસેન.

વસંતસેના બીજે દિને પ્રભાતે ઉઠી ન હતી તેથી દાસી તેને જગાડવા આવી. વસંતસેનાએ જાગીને પૂછ્યું, "દાસી, તારા જુગારી ક્યાં ગયા ?"

દાસીએ જવાબ આપ્યો, "પુષ્પકરંડક બાગમાં ગયા છે અને વર્ધમાનકને હુકમ કરતા કરતા ગયા છે કે, રથ તૈયાર કરી રાખજે અને વસંતસેના ઉઠે તેને બેસાડીને ત્યાં લાવજે."

વસંતસેના બોલી, "દાસી, રાત્રે બરાબર ધ્યાનપૂર્વક જોયા નથી તે હવે જોવાશે. પણ હું છેક એમના ઘરમાં પણ દાખલ થઇ ચૂકી ?"

દાસીએ કહ્યું, "બાઇ, છેક ઘરમાંજ નહિ, પણ બધાના હૃદયમાં દાખલ થઇ ચૂકયા છો."

વસંતસેના બોલી, "પણ એથી ચારૂદત્તના સંબંધીઓને સંતાપ થતો હશે."

દાસીએ જવાબ આપ્યો, "સંતાપ હજી સૂધી તો થયો નથી, પણ તમે જશો ત્યારે થશે."

વસંતસેના રત્નમાળા ઉતારી દાસીના હાથમાં આપતી બોલી, "દાસી, આ રત્નમાળા ધૂતા બહેનને આપી આવ. અને મારી તરફનો એટલો સંદેશો આપજે કે, હું ચારૂદત્તના ગુણ ઉપર મોહિત થયલી દાસી છું અને તમારી પણ છું. માટે આ રત્નમાળા તમેજ રાખો"

દાસીએ આનાકાની કરતાં કહ્યું, "પણ આર્ય ચારૂદત્ત ગુસ્સે થશે ત્યારે ?"

વસંતસેનાએ જવાબ આપ્યો, "જા, ગુસ્સે નહિ થાય."

વસંતસેનાના હુકમ પ્રમાણે દાસી ધૂતા આગળ ગઇ,

અને વસંતસેનાનો સંદેશો કહી રત્નમાળા આપી, પણ સાધ્વી ધૂતાએ તે રત્નમાળા ન રાખતાં પાછી મોકલી અને સાથે કહાવ્યું કે, આર્યપુત્રે તમને અર્પણ કરેલી ચીજ મારાથી પાછી ન લેવાય. આર્યપુત્ર છે તેજ મારે મન તો દાગીનો છે.

આ સંદેશો લઇને દાસી વસંતસેના આગળ પાછી આવી ધૂતાનો સંદેશો આપતી હતી એટલામાં ચારૂદત્તના પુત્ર રોહસેનને રમાડતી રદનિકા ત્યાં આવી પહોંચી. છોકરો રડતો હતો. રદનિકા તેને સમજાવવા લાગી, "બેટા, જો આ કેવી મજાની ગાડી છે? આવ એનાથી આપણે રમીએ."

રોહસેન બોલ્યો, "એ માટીની ગાડીને શું કરૂં? મને તો પેલી સોનાની ગાડી જોઇએ. તે આપ. તેનાથી મારે રમવું છે."

રદનિકાએ આંખમાં આંસુ લાવી નિઃશ્વાસ નાખીને કહ્યું, "આપણે ત્યાં હાલ સોનાની વાતો કેવી કરવી! તારા બાપા પૈસાદાર થશે ત્યારે તારે માટે સોનાની ગાડી કરાવીશું. તું તેના વડે રમજે. (પછી તે મનમાં બોલી) એને બીજી રમતમાં નાખું એટલે એ વાત ભૂલી જશે. આ આર્યા વસંતસેના છે એમની પાસે લઇ જાઉં. આર્યા, પ્રણામ કરૂં છું." આમ કહી માથું નમાવ્યું.

વસંતસેનાએ રદનિકાનું નમન સ્વીકારી કહ્યું, "રદનિકા, આવ. આ છોકરો કોનો છે? એને શણગાર્યો કેમ નથી? એનું ચંદ્રમુખ મારા મનને આનંદ પમાડે છે."

રદનિકા બોલી, "એ તો આર્ય ચારૂદત્તનો પુત્ર છે. એનું નામ રોહસેન છે."

વસંતસેનાએ તેને ખોળામાં બેસાડીને કહ્યું, "આ-

વ બેટા, મારી પાસે બેસ. એના બાપના જેવુંજ એનું રૂપ છે."

રદનિકા બોલી, "બાપના જેવું રૂપજ માત્ર નથી પણ ગુણ પણ તેવાજ છે. આર્ય ચારૂદત્તના દિવસો પણ એના વડેજ આનંદમાં જાય છે."

રોહસેન વસંતસેનાના ખોળામાં બેઠો છતાં રડતો હતો તેને જોઇને વસંતસેનાએ પૂછ્યું, "પણ એ રડે છે શા માટે?"

રદનિકા બોલી, "એ તો બાળહઠ કરે છે. પડોસીના છોકરાની સોનાની ગાડી હતી તેની સાથે આટલીવાર સૂધી એ રમતો હતો. પણ તે છોકરો પોતાની ગાડી લઇને જતો રહ્યો. હવે આણે તો તે ગાડી માટે કજીઓ માંડયો છે. મેં એને માટીની ગાડી કરી આપી પણ તે લઇને રમવાની ના પાડે છે."

વસંતસેના આ સાંભળી બહુજ દલગીર થઈ. તે બોલી, "શિવ, શિવ! આટલો છોકરો પણ પારકાની સંપત્તિથી સંતાપ પામે છે. અરે દૈવ! તું પણ પુરુષને કેવો નચાવે છે! (રોહસેનને છાતી સાથે દબાવી આંસુ લાવીને) પુત્ર, રડતોના, તને પણ સોનાની ગાડી મળશે."

રોહસેને તેને રડતી જોઇ રદનિકાને પૂછ્યું, "રદનિકા, આ કોણ છે?"

વસંતસેનાએ કહ્યું, "પુત્ર, તારા પિતાની ગુણમોહિત દાસી."

રદનિકા બોલી, "એ પણ તારી બા છે."

રોહસેન વસંતસેનાને જોતો બોલ્યો, "રદનિકા, તું જુઠું બોલે છે. એ મારી બા ન હોય. મારી બા હોય તો આટલા દાગીના કયાંથી પહેરે."

સાહુકાર પુત્રના આવા શબ્દો સાંભળી રડતી રડતી

વસંતસેના બોલી, "બેટા, તારા આવા મનોવેધક શબ્દો સાંભળી કોનું હૈયું ન પીગળે વારૂ? હવે તો તારી બા થઇ કેની? લે આં ઘરેણા, એમાંથી સોનાની ગાડી કરાવજે."

રોહસેન બોલ્યો, "ના, ના, નથી લેતો. આપતાં તો તને રડવું આવે છે, હું કાંઈ નથી લેવાનો."

વસંતસેના આ બાળકના શબ્દો સાંભળી પોતાની આંખો લોહી નાખી બોલી, "પુત્ર, હું નથી રડતી. લે, આ દાગીના તું રાખ. એની સોનાની ગાડી કરાવજે." આમ કહી તે ઘરેણા માટીની ગાડીમાં ભરી આપ્યા; અને રદનિકાને ઇસારત કીધી કે, તે બાળકને દૂર રમવાને તેડી જા. તે પ્રમાણે રદનિકા તેને લઇ ત્યાંથી ચાલી ગઇ.

થોડીવારમાંજ વર્ધમાનક રથ જોડીને આવ્યો. તેણે રદનિકાને બોલાવીને કહ્યું, "રદનિકા, અરે રદનિકા, આર્યા વસંતસેનાને કહે કે, રથ જોડીને તૈયાર રાખ્યો છે."

રદનિકાએ વસંતસેનાને જઇ રથ તૈયાર છે એવી ખબર આપી તેથી તે કપડા પહેરવા લાગી અને વર્ધમાનકને કહાવી મોકલ્યું કે, થોડીવાર રથ ઉભો રાખ.

વર્ધમાનકે કહ્યું, "હું પણ તકીઆ ભૂલી આવ્યો છું તે લઇ આવું. પણ આ બળદોને છોડીને તો જવાયજ નહિ. ચાલો હું હાંકીજ જાઉં."

આમ કહી તે રથ હાંકીને પોતાને સ્થાનકે તકીઆ લેવા માટે ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### રથની અદલા બદલી.

આ વખતે એક બીજો બનાવ બન્યો. રાજા પાલકે આર્યક નામના જે ગોવાળને પકડીને કેદ-

ખાનામાં નાખ્યો હતો, તે પોતાના મિત્રો અને સંબંધીઓની મદદથી કેદખાનામાંથી નાશી જવા પામ્યો. જે વખતે વસંતસેના બાગમાં જવાની તૈયારી કરતી હતી તેજ વખતે આર્યક ચારૂદત્તના ઘરની પાસે ભરાતો સંતાતો આવી પહોંચ્યો હતો. આર્યક કેદખાનેથી નાશી જવા પામ્યો છે એવી બુમ પડતાંજ રાજસેવકોએ આખા શહેરમાં તે વિષે ખબર પાડી દીધી. બધા દરબાનોને ચેતાવી મૂકયા. આ પ્રમાણે જ્યાં ત્યાં ચોકીઓ મૂકી દીધી.

ભોગજોગે આ વખતે રાજાના શાળા સંસ્થાનકનો રથ તે જગાએ આવી ચઢયો. રથ ખાલી હતો અને શકાર બાગમાં હતો તેને લેવા જતો હતો. ચારૂદત્તના ઘર આગળ આવી પહોંચતાં ત્યાં બહુજ ભીડ હતી. આગળ એક ગાડું હતું તેનું પૈડું ચાલતું ન હતું તેથી તે ગાડાવાળાએ રથવાનને મદદ આપવા બોલાવ્યો. રથવાન હતો તો શકારનો, પણ તેનામાં દયાનો અંશ હતો તેથી ચારૂદત્તના ઘરના બાજુના દરવાજા આગળ પોતાનો રથ ઉભો રાખી પેલા ગાડાવાળાને મદદ કરવા ચાલ્યો. આ તરફ વસંતસેના કપડા પહેરી તૈયાર થઇ હતી તે દાસ સાથે દરવાજા આગળ આવી અને ત્યાં શકારના રથને જોઇ તેને ચારૂદત્તનો રથ સમજી અંદર બેસી ગઇ. થોડીવારમાંજ રથવાન આગળા ગાડાના પૈડા હાથથી ખસાડી ગાડાને ચાલુ કરી પાછો રથ આગળ આવ્યો અને બળદ હાંકવા બેઠો. પણ અંદર વજન થવાથી રથ ભારી લાગ્યો. તેથી તે ભારી કેમ લાગે છે તે વિષે રથવાન વિચારમાં પડયો પણ પોતે પૈડાને હાથ દઇને થાકી ગયો હતો તેથી એમ લાગતું હશે જાણી તેણે તે વિષે વધારે તપાસ ન કીધી. ચાલ, બાપુ, ચાલ. એમ બોલતો તે પોતાનો રથ દોડાવી ગયો.

શહેરમાં તો "પેલો ગોવાળનો છોકરો બેડી તોડી નાખી બંદીખાનેથી નાઠો છે માટે તેને પકડજો." એવી બૂમ બધે ઠેકાણે ગર્જી રહી. લોકો દોડાદોડ કરવા લાગ્યા. સીપાઇઓ પણ ઠેક ઠેકાણે આવજા કરવા લાગ્યા. થોડીવારમાં વર્ધમાનક રથમાં તકીઆ લઇ આવી પહોંચ્યો. ચારૂદત્તના ઘરના ખુણામાં આર્યક સંતાઇ રહેલો હતો તેણે રથનો અવાજ સાંભળ્યો. તેણે વિચાર્યું કે, એ રથમાં કોઇ દુષ્ટ જન તો નહિ બેઠા હોય, અથવા કોઇ વહુવારૂને તેડવા માટે રથ જતો હશે, અથવા તો કોઈ સહેલાણી સહેલ કરવા નીકળ્યા હશે. આમ તે તર્ક વિતર્ક કરતો હતો એટલામાં રથ પાસે આવી પહોંચ્યો. રથને ખાલી જોતાંજ તેમાં ચઢી બેસવાનું આર્યકને મન થયું. તે મનમાં બોલ્યો, "અહો, આ તો મારૂં ભાગ્યજ મારો મિત્ર થયો છે. હે હરિભગવાન્, મને સહાય થજો." આમ કહી તે રથની પાછલી બાજુ તરફ આવ્યો.

ચારૂદત્તના દરવાજા આગળ આવીને વર્ધમાનકે બૂમ પાડી, "અરે રદનિકા! હજી કેટલીવાર છે? આર્યા વસંતસેનાને કહો કે, હવે ઉતાવળ કરો."

આર્યકે મનમાં વિચાર કર્યો, "આ તો કોઇ ગુણિકાનો રથ જણાય છે. બહાર ફરવા જવાની હશે. ચાલોને, હુંજ એમાં બેસી જાઉં." આમ કહી તે પાછળી બાજુએ ગયો એટલે તેના પગમાંની બેડી ખડખડી તે સાંભળી વર્ધમાનકે મનમાં કહ્યું, "ઝાંઝરનો સ્વર સંભળાયો તેથી વસંતસેના આવ્યા હોય તેમ જણાય છે. (મોટે સાદે તે બોલ્યો) આર્યા વસંતસેના, પાછળી બાજુથી બેસી જાઓ. રથ ઝાઝીવાર ઉભો રહી શકે તેમ નથી. બળદ બહુ આકરા છે."

આર્યકને તો એટલુંજ જોઇતું હતું. તે પાછળી બ

ખાનામાં નાખ્યો હતો, તે પોતાના મિત્રો અને સંબંધી-
ઓની મદદથી કેદખાનામાંથી નાશી જવા પામ્યો. જે વ-
ખતે વસંતસેના બાગમાં જવાની તૈયારી કરતી હતી તેજ
વખતે આર્યક ચારૂદત્તના ઘરની પાસે ભરાતો સંતાતો
આવી પહોંચ્યો હતો. આર્યક કેદખાનેથી નાશી જવા પા-
મ્યો છે એવી બુમ પડતાંજ રાજસેવકોએ આખા શહેર-
માં તે વિષે ખબર પાડી દીધી. બધા દરબાનોને ચેતાવી
મૂક્યા. આ પ્રમાણે જ્યાં ત્યાં ચોકીઓ મૂકી દીધી.

ભોગજોગે આ વખતે રાજાના શાળા સંસ્થાનકનો
રથ તે જગાએ આવી ચઢયો. રથ ખાલી હતો અને શ-
કાર બાગમાં હતો તેને લેવા જતો હતો. ચારૂદત્તના ઘર
આગળ આવી પહોંચતાં ત્યાં બહુજ ભીડ હતી. આગળ
એક ગાડું હતું તેનું પૈડું ચાલતું ન હતું તેથી તે ગા-
ડાવાળાએ રથવાનને મદદ આપવા બોલાવ્યો. રથવાન હતો
તો શકારનો, પણ તેનામાં દયાનો અંશ હતો તેથી ચા-
રૂદત્તના ઘરના બાજુના દરવાજા આગળ પોતાનો રથ ઉ-
ભો રાખી પેલા ગાડાવાળાને મદદ કરવા ચાલ્યો. આ ત-
રફ વસંતસેના કપડા પહેરી તૈયાર થઇ હતી તે દાસ
સાથે દરવાજા આગળ આવી અને ત્યાં શકારના રથને જોઇ
તેને ચારૂદત્તનો રથ સમજી અંદર બેસી ગઇ. થોડીવાર-
માંજ રથવાન આગળા ગાડાના પૈડા હાથથી ખસાડી ગા-
ડાને ચાલુ કરી પાછો રથ આગળ આવ્યો અને બળદ
હાંકવા બેઠો. પણ અંદર વજન થવાથી રથ ભારી લાગ્યો.
તેથી તે ભારી કેમ લાગે છે તે વિષે રથવાન વિચારમાં
પડયો પણ પોતે પૈડાને હાથ દઇને થાકી ગયો હતો તેથી
એમ લાગતું હશે જાણી તેણે તે વિષે વધારે તપાસ ન
કીધી. ચાલ, બાપુ, ચાલ. એમ બોલતો તે પોતાનો રથ
દોડાવી ગયો.

શહેરમાં તો "પેલો ગોવાળનો છોકરો બેડી તોડી નાખી બંદીખાનેથી નાઠો છે માટે તેને પકડજો." એવી બૂમ બધે ઠેકાણે ગર્જી રહી. લોકો દોડાદોડ કરવા લાગ્યા. સીપાઇઓ પણ ઠેક ઠેકાણે આવજા કરવા લાગ્યા. થોડીવારમાં વર્ધમાનક રથમાં તકીઆ લઇ આવી પહોંચ્યો. ચારૂદત્તના ઘરના ખુણામાં આર્યક સંતાઇ રહ્યો હતો તેણે રથનો અવાજ સાંભળ્યો. તેણે વિચાર્યું કે, એ રથમાં કોઇ દુષ્ટ જન તો નહિ બેઠા હોય, અથવા કોઇ વહુવારૂને તેડવા માટે રથ જતો હશે, અથવા તો કોઈ સહેલાણી સહેલ કરવા નીકળ્યા હશે. આમ તે તર્ક વિતર્ક કરતો હતો એટલામાં રથ પાસે આવી પહોંચ્યો. રથને ખાલી જોતાંજ તેમાં ચઢી બેસવાનું આર્યકને મન થયું. તે મનમાં બોલ્યો, "અહો, આ તો મારૂં ભાગ્યજ મારો મિત્ર થયો છે. હે હરિભગવાન્, મને સહાય થજો." આમ કહી તે રથની પાછલી બાજુ તરફ આવ્યો.

ચારૂદત્તના દરવાજા આગળ આવીને વર્ધમાનકે બૂમ પાડી, "અરે રદનિકા! હજી કેટલીવાર છે? આર્યા વસંતસેનાને કહો કે, હવે ઉતાવળ કરો."

આર્યકે મનમાં વિચાર કર્યો, "આ તો કોઇ ગુણિકાનો રથ જણાય છે. બહાર ફરવા જવાની હશે. ચાલોને, હુંજ એમાં બેસી જાઉં." આમ કહી તે પાછળી બાજુએ ગયો એટલે તેના પગમાંની બેડી ખડખડી તે સાંભળી વર્ધમાનકે મનમાં કહ્યું, "ઝાંઝરનો સ્વર સંભળાયો તેથી વસંતસેના આવ્યા હોય તેમ જણાય છે. (મોટે સાદે તે બોલ્યો) આર્યા વસંતસેના, પાછળી બાજુથી બેસી જાઓ. રથ ઝાઝીવાર ઉભો રહી શકે તેમ નથી. બળદ બહુ આકરા છે."

આર્યકને તો એટલુંજ જોઇતું હતું. તે પાછળી બ

જુથી રથનો પડદો ઉંચો કરી તેમાં ચઢી બેઠો. રથને આંચકો લાગ્યો અને ભારી થયલો જણાયો તેથી વર્ધમાનકે વિચાર્યું, "વસંતસેના બેસી ગઇ હોય એમ જણાય છે. ચાલ ત્યારે તો હાંકું. ચાલ, કાળીઆ, ધોળીઆ, ચાલ, બાપુ, ચાલ."

આ તરફ સીપાઇઓ ચારે તરફ આર્યકનો શોધ કરવા નીકળ્યા હતા. વીરક અને ચંદનક નામના જુવાનો નગર રક્ષક સૈન્યના ઉપરી હતા. તેમણે દરેક ઠેકાણે ચોકીઓ મૂકી દીધી. દરેક શક પડતા ઘરમાં તપાસ કરવા ચોકીદારોને હુકમ આપ્યો. વીરક કરતાં ચંદનક વધારે ધાંધલીઓ હતો. તે પોતાની ગોઠવણ કરી પરવાર્યો એટલામાં વર્ધમાનક રથ હાંકતો હાંકતો ત્યાંથી જવા લાગ્યો. તેને જોઇ ચંદનકે કહ્યું, "અરે, આ પડદા નાખેલો રથ કોનો જાય છે? આપણે એ રથ કોનો છે તે તપાસ કર્યા વગર જવા દેવો ન જોઇએ. વીરક, એને ઉભો રાખીને પૂછ."

તેના કહેવા મુજબ વીરકે રથની આડા ફરી બૂમ પાડી, "અલ્યા ગાડીવાન, રથ ઉભો રાખ. એ કોનો રથ છે? ક્યાં જાય છે? અંદર કોણ છે?"

વર્ધમાનકે જવાબ આપ્યો, "એ રથ તો આર્ય ચારૂદત્તનો છે. અંદર આર્યા વસંતસેના છે. તે પુષ્પકરંડક બાગમાં સહેલ કરવા જાય છે."

આ સાંભળી ચંદનકે કહ્યું, "ત્યારે તો હાંકી જા. તને અટકાવાય નહિ."

પણ આ વખત વીરક આડો પડ્યો, "પણ અંદર જોયા વગર જવા કેમ દેવો? આપણી ખાત્રી શી? જોવું તો જોઇએ. ચારૂદત્ત કોણ છે અને વસંતસેના કોણ છે તે જોવું જોઇએ."

ચંદનકે જરા ક્રોધ લાવીને કહ્યું, "શું તું આર્ય ચારૂદત્ત અને આર્યા વસંતસેનાને પણ ઓળખતો નથી? જો તેમજ હોય તો ચંદ્ર અને ચાંદનીને પણ તું ઓળખતો નથી. એના ગુણ કમળની પેઠે ખીલી રહ્યા છે. સ્વભાવે ચંદ્ર જેવો શાંત છે. એવાને તું ઓળખતો નથી?"

વીરકે તે સાંભળી જવાબ આપ્યો, "ભાઇ ચંદનક, એ તો બધું ખરૂં. હું એ બેઉ રત્નોને ઓળખુંછું. પણ નોકરી બજાવતી વખતે તો સગા બાપને પણ ઓળખતો નથી."

આ બધી વાત આર્યક રથમાં બેઠો બેઠો સાંભળતો હતો. તે પોતાના મનમાં બોલ્યો, "આ એક કોઈ મારા પૂર્વ જન્મનો વેરી જણાય છે અને બીજો સ્નેહી જણાય છે. અરેરે! માણસમાંએ કેટલો ફેર છે? લગ્નમાંની ચોરીનોએ અગ્નિ અને સ્મશાનમાં ચિતાનોએ અગ્નિ! તેટલો ફરક આ બે જણમાં છે."

ચંદનકે કહ્યું, "વીરક, રાજાનો તું વિશ્વાસપાત્ર છે માટે તું જો."

વીરકે જવાબ આપ્યો, "ભાઇરે, જેવો હું છું તેવોજ તું પણ છે. માટે તેં જોયું તે રાજાજીએજ જોયું. અલ્યા રથવાન, રથ ઉભો રાખ."

વર્ધમાનકે રથ ઉભો રાખ્યો એટલે ચંદનક જોવા માટે પડદો ઉઘાડી ઉપર ચઢ્યો. આર્યકે વિચાર્યું, 'હવે તો હાથ બતાવ્યા વગર બીજો ઇલાજ નથી. પણ શું કરૂં કાંઈ હથિયાર નથી. હવે તો ભીમસેનની પેઠેજ કરવું. આ હાથમાં બેડી છે તેનો ઉપયોગ કરવો એજ સારૂં છે. કેદખાનામાં ઢેડને હાથે કુતરાને મોતે મરવા કરતાં સ્વરક્ષણમાં મરવું એ વધારે ઉત્તમ છે. પણ નહિ, સહાસ કામ કરવાનો આ વખત નથી. હમણા તો ધારજથીજ

જુથી રથનો પડદો ઉંચો કરી તેમાં ચઢી બેઠો. રથને આંચકો લાગ્યો અને ભારી થયલો જણાયો તેથી વર્ધમાનકે વિચાર્યું, "વસંતસેના બેસી ગઇ હોય એમ જણાય છે. ચાલ ત્યારે તો હાંકું. ચાલ, કાળીઆ, ધોળીઆ, ચાલ, બાપુ, ચાલ."

આ તરફ સીપાઇઓ ચારે તરફ આર્યકનો શોધ કરવા નીકળ્યા હતા. વીરક અને ચંદનક નામના જુવાનો નગર રક્ષક સૈન્યના ઉપરી હતા. તેમણે દરેક ઠેકાણે ચોકીઓ મૂકી દીધી. દરેક શક પડતા ઘરમાં તપાસ કરવા ચોકીદારોને હુકમ આપ્યો. વીરક કરતાં ચંદનક વધારે ધાંધલીઓ હતો. તે પોતાની ગોઠવણ કરી પરવાર્યો એટલામાં વર્ધમાનક રથ હાંકતો હાંકતો ત્યાંથી જવા લાગ્યો. તેને જોઇ ચંદનકે કહ્યું, "અરે, આ પડદા નાખેલો રથ કોનો જાય છે? આપણે એ રથ કોનો છે તે તપાસ કર્યા વગર જવા દેવો ન જોઇએ. વીરક, એને ઉભો રાખીને પૂછ."

તેના કહેવા મુજબ વીરકે રથની આડા ફરી બૂમ પાડી, "અલ્યા ગાડીવાન, રથ ઉભો રાખ. એ કોનો રથ છે? ક્યાં જાય છે? અંદર કોણ છે?"

વર્ધમાનકે જવાબ આપ્યો, "એ રથ તો આર્ય ચારૂદત્તનો છે. અંદર આર્યા વસંતસેના છે. તે પુષ્પકરંડક બાગમાં સહેલ કરવા જાય છે."

આ સાંભળી ચંદનકે કહ્યું, "ત્યારે તો હાંકી જા. તને અટકાવાય નહિ."

પણ આ વખત વીરક આડો પડયો, "પણ અંદર જોયા વગર જવા કેમ દેવો? આપણી ખાત્રી શી? જોવું તો જોઇએ. ચારૂદત્ત કોણ છે અને વસંતસેના કોણ છે તે જોવું જોઇએ."

ચંદનકે જરા ક્રોધ લાવીને કહ્યું, "શું તું આર્ય ચારૂદત્ત અને આર્યા વસંતસેનાને પણ ઓળખતો નથી? જો તેમજ હોય તો ચંદ્ર અને ચાંદનીને પણ તું ઓળખતો નથી. એના ગુણ કમળની પેઠે ખીલી રહ્યા છે. સ્વભાવે ચંદ્ર જેવો શાંત છે. એવાને તું ઓળખતો નથી?"

વીરકે તે સાંભળી જવાબ આપ્યો, "ભાઇ ચંદનક, એ તો બધું ખરૂં. હું એ બેઉ રત્નોને ઓળખું છું. પણ નોકરી બજાવતી વખતે તો સગા બાપને પણ ઓળખતો નથી."

આ બધી વાત આર્યક રથમાં બેઠો બેઠો સાંભળતો હતો. તે પોતાના મનમાં બોલ્યો, "આ એક કોઈ મારા પૂર્વ જન્મનો વેરી જણાય છે અને બીજો સ્નેહી જણાય છે. અરેરે! માણસમાંએ કેટલો ફેર છે? લગ્નમાંની ચોરીનોએ અગ્નિ અને સ્મશાનમાં ચિતાનોએ અગ્નિ! તેટલો ફરક આ બે જણમાં છે."

ચંદનકે કહ્યું, "વીરક, રાજાનો તું વિશ્વાસપાત્ર છે માટે તું જો."

વીરકે જવાબ આપ્યો, "ભાઇરે, જેવો હું છું તેવોજ તું પણ છે. માટે તેં જોયું તે રાજાએજ જોયું. અલ્યા રથવાન, રથ ઉભો રાખ."

વર્ધમાનકે રથ ઉભો રાખ્યો એટલે ચંદનક જોવા માટે પડદો ઉઘાડી ઉપર ચઢયો. આર્યકે વિચાર્યું, "હવે તો હાથ બતાવ્યા વગર બીજો ઇલાજ નથી. પણ શું કરૂં કાંઈ હથિયાર નથી. હવે તો ભીમસેનની પેઠેજ કરવું. આ હાથમાં બેડી છે તેનો ઉપયોગ કરવો એજ સારૂં છે. કેદખાનામાં ઢેડને હાથે કુતરાને મોતે મરવા કરતાં સ્વરક્ષણમાં મરવું એ વધારે ઉત્તમ છે. પણ નહિ, સહાસ કામ કરવાનો આ વખત નથી. હમણા તો ધારજથીજ

કામ લેવું એ સારૂં છે.” આટલામાં ચંદનકે આવી પડ દો ઉઘાડયો એટલે આર્યકે હાથ જોડી કહ્યું, “તારે શરણ છું.”

ચંદનક બોલ્યો, “શરણે આવેલાનું સદાય રક્ષણ થાય છે.”

પોતાને અભય વચન મળેલું જોઇ આર્યકને વધારે બોલવાની હીમત થઇ. તે બોલ્યો, “જો ભાઇ, શરણ આવેલાને જે છોડે છે તેને લક્ષ્મી અને મિત્ર વર્ગ છોડી જાય છે અને તે હાંસીને પાત્ર થાય છે તે યાદ રાખજે.”

હવે ચંદનકે તેને ઓળખ્યો. તે બોલ્યો, “કોણ આર્યક? અરેરે! સસલું જેમ શિકારીના ભયથી ત્રાસ પામી નાશી જાય તેમ આ બિચારો પણ નાશી જતાં સપડાયો છે. પણ એ મારે શરણે આવેલો છે, વળી ચારૂદત્તના રથમાં છે, વળી મારા પ્રાણ બચાવનાર શર્વિલકનો મિત્ર છે. પણ આ તરફ રાજાનું કાર્ય છે. જેની નોકરી કરવી તેનું કામ પણ કરવું જોઇએ. પણ હું શરણે આવેલાને અભય આપી ચૂકયો છું, માટે હવે તો જે થાય તે ખરૂં.” આમ વિચારી તે રથ ઉપરથી નીચે ઉતરી પડયો. પછી પોતાના સોબતી વીરક આગળ આવીને બોલ્યો, “અંદર આર્ય—નહિ આર્યા વસંતસેના છે. તે કહેછે કે, આર્ય ચારૂદત્ત પાસે પુષ્પકરંડક બાગમાં જાઉંછું ત્યાં મને આવા રાજમાર્ગ વચ્ચે રોકવી એ ઠીક નથી.”

વીરકને ચંદનકના બોલવાથી વહેમ પડયો હતો. તેથી તે બોલ્યો, “પણ ચંદનક, એમાં મને વહેમ રહે છે. પહેલું તો તું અચકાઇને બોલ્યો. આર્ય કહીને પછી આર્યા વસંતસેનાનું નામ દીધું. માટે મને તો વિશ્વાસ પડવા જેવું કાંઇ જણાતું નથી.”

ચંદનકે હવે સમયસૂચકતા વાપરીને કહ્યું, “પણ

એમાં તે વિશ્વાસ ન પડવા જેવું શું છે જે? આપણે પ-ડ્યા કર્ણાટકી, તેમાં વળી અહીંના જુદી જુદી જાતનો લોકો જોડે બોલવાનો સંબંધ પડ્યો એટલે પછી શુદ્ધ બોલાય તે ક્યાંથી? આર્ય અને આર્યા એ આપણે મન તો બધું સરખું છે."

પણ આટલાથી વીરકના મનનું સમાધાન ન થયું. તે બોલ્યો, "હું જાતેજ એમાં તપાસ કરીશ. રાજાનો મારી ઉપર પૂર્ણ વિશ્વાસ છે."

ચંદનકે વિચાર કર્યો કે, આ તો ઠીક નહિ થાય. હવે તો કર્ણાટકીપણું બતાવ્યા વગર બીજો ઇલાજ નથી. આર્ય ચારૂદત્તના રથમાં આર્યક ગયો એમ રાજા જાણશે તો પછી તેમને પણ શિક્ષા કરશે. માટે હવે તો જે થાય તે ખરૂં.

પછી વીરક તરફ જોઇને કહ્યું, "મેં ચંદનકે રથ તપાસ્યો પછી તું તપાસનાર કોણ? તારી તાકાત શી! હું તો તારો પૂજનીય છું. પણ તારી જાત તો હું જાણું છું."

વીરકે જરા ચીરડાઇને કહ્યું, "કહેને મારી શી જાત છે?"

ચંદનકે જવાબ આપ્યો, "તે કહેવામાં માલ નથી."

વીરકે પણ કજીઓ શોધ્યો હતો તેથી બોલ્યો, "હું. સાંભળું તો ખરો.

ચંદનક પણ તેની સાથે લડવા તૈયાર થયો હતો તેથી બોલ્યો, "કાલ સવારના તો મૂવેલાં શિયાળવા તાણતો હતો અને હાડકા વીણતો હતો તે આજ મોટો સેનાપતિ થવા આવ્યો છે તે!"

વીરકે ક્રોધ ભરાઇને કહ્યું, "એમ કે? ચમાર કહ્યો પણ તારી જાત જોઇ."

ચંદનકે કહ્યું, "કહેને મારી જાત શી

કામ લેવું એ સારૂં છે.” આટલામાં ચંદનકે આવી પડદો ઉઘાડયો એટલે આર્યકે હાથ જોડી કહ્યું, “તારે શરણ છું.”

ચંદનક બોલ્યો, “શરણે આવેલાનું સદાય રક્ષણ થાય છે.”

પોતાને અભય વચન મળેલું જોઇ આર્યકને વધારે બોલવાની હીમત થઇ. તે બોલ્યો, “જો ભાઇ, શરણ આવેલાને જે છોડે છે તેને લક્ષ્મી અને મિત્ર વર્ગ છોડી જાય છે અને તે હાંસીને પાત્ર થાય છે તે યાદ રાખજે.”

હવે ચંદનકે તેને ઓળખ્યો. તે બોલ્યો, “કોણ આર્યક? અરેરે! સસલું જેમ શિકારીના ભયથી ત્રાસ પામી નાશી જાય તેમ આ બિચારો પણ નાશી જતાં સપડાયો છે. પણ એ મારે શરણે આવેલો છે, વળી ચારૂદત્તના રથમાં છે, વળી મારા પ્રાણ બચાવનાર શર્વિલકનો મિત્ર છે. પણ આ તરફ રાજાનું કાર્ય છે. જેની નોકરી કરવી તેનું કામ પણ કરવું જોઇએ. પણ હું શરણે આવેલાને અભય આપી ચૂકયો છું, માટે હવે તો જે થાય તે ખરૂં.” આમ વિચારી તે રથ ઉપરથી નીચે ઉતરી પડયો. પછી પોતાના સોબતી વીરક આગળ આવીને બોલ્યો, “અંદર આર્ય—નહિ આર્યા વસંતસેના છે. તે કહેછે કે, આર્ય ચારૂદત્ત પાસે પુષ્પકરંડક બાગમાં જાઉંછું ત્યાં મને આવા રાજમાર્ગ વચ્ચે રોકવી એ ઠીક નથી.”

વીરકને ચંદનકના બોલવાથી વહેમ પડયો હતો. તેથી તે બોલ્યો, “પણ ચંદનક, એમાં મને વહેમ રહે છે. પહેલું તો તું અચકાઇને બોલ્યો. આર્ય કહીને પછી આર્યા વસંતસેનાનું નામ દીધું. માટે મને તો વિશ્વાસ પડવા જેવું કાંઇ જણાતું નથી”

ચંદનકે હવે સમયસૂચકતા વાપરીને કહ્યું, “પણ

એમાં તે વિશ્વાસ ન પડવા જેવું શું છે જે? આપણે પડયા કર્ણાટકી, તેમાં વળી અહીંના જુદી જુદી જાતની લોકો જોડે બોલવાનો સંબંધ પડયો એટલે પછી શુદ્ધ બોલાય તે કયાંથી? આર્ય અને આર્યો એ આપણે મન તો બધું સરખું છે."

પણ આટલાથી વીરકના મનનું સમાધાન ન થયું. તે બોલ્યો, "હું જાતેજ એમાં તપાસ કરીશ. રાજાનો મારી ઉપર પૂર્ણ વિશ્વાસ છે."

ચંદનકે વિચાર કર્યો કે, આ તો ઠીક નહિ થાય. હવે તો કર્ણાટકીપણું બતાવ્યા વગર બીજો ઇલાજ નથી. આર્ય ચારૂદત્તના રથમાં આર્યક ગયો એમ રાજા જાણશે તો પછી તેમને પણ શિક્ષા કરશે. માટે હવે તો જે થાય તે ખરૂં.

પછી વીરક તરફ જોઇને કહ્યું, "મેં ચંદનકે રથ તપાસ્યો પછી તું તપાસનાર કોણ? તારી તાકાત શી! હું તો તારો પૂજનીય છું. પણ તારી જાત તો હું જાણું છું."

વીરકે જરા ચીરડાઇને કહ્યું, "કહેને મારી શી જાત છે?"

ચંદનકે જવાબ આપ્યો, "તે કહેવામાં માલ નથી."

વીરકે પણ કજીઓ શોધ્યો હતો તેથી બોલ્યો, "હું. સાંભળું તો ખરો.

ચંદનક પણ તેની સાથે લડવા તૈયાર થયો હતો તેથી બોલ્યો, "કાલ સવારના તો મૂવેલાં શિયાળવા તાણતો હતો અને હાડકા વીણતો હતો તે આજ મોટો સેનાપતિ થવા આવ્યો છે તે!"

વીરકે ક્રોધ ભરાઇને કહ્યું, "એમ કે? તેં મને તો ચમાર કહ્યો પણ તારી જાત જોઇ."

ચંદનકે કહ્યું, "કહેને મારી જાત શી છે?"

વીરક બોલ્યો, "ન બોલાવે તેમાં સાર છે. પણ જ્યારે તારે સાંભળવાની મરજીજ છે ત્યારે સાંભળ. તારી મા ભેરી છે, તારો બાપ મૃદંગ છે અને તારો ભાઇ ઢક્ક છે. આવી જાત છતાં તું મોટો સેનાપતિ થવા આવ્યો છે."

ચંદનકે કહ્યું, "ત્યારે મને પણ તેં ચમાર બનાવ્યો કાં? ત્યારે જઇને રથમાં જોઇ લે."

વીરક રથ જોવા ચાલ્યો. જેવો તે ઉપર ચઢી જોવા ગયો તેવોજ ચંદનકે પાછળથી આવી તેના વાળ પકડી નીચે નાખ્યો અને લાતોથી તેને મારવા લાગ્યો.

જેમ તેમ જમીન ઉપરથી ઉભો થતાં વીરક બોલ્યો, "ચંદનક, તારે હું વિશ્વાસે રહી રથ જોવા ગયો ત્યારે તેં મને માર્યો. પણ ફીકર નહિ. કચેરીમાં જોજે આનું વેર હું કેવું લઉંછું તે. તને જો છોડું તો મારૂં નામ વીરક નહિ." આમ કહી ક્રોધમાંને ક્રોધમાં ત્યાંથી ચાલતો થયો.

હવે તો છેલ્લે પાટલે બેસવા વગર છૂટકો નથી જાણીને ચંદનકે કહ્યું, "જોઇએ તો તારા રાજા આગળ જજે કે, તેના બાપ આગળ જજે. તારાથી થાય તે કરી લેજે. ચાલો એ તો ગયો. હવે રથ આગળ જવામાં હરકત નથી." રથ ઉપર ચઢીને તે બોલ્યો, "આર્યા વસંતસેના, લ્યો આ નીશાની. ચંદનકને યાદ કરજો. ચલાવ, ગાડીવાન, હવે હાંકી જા. રસ્તામાં કોઇ પૂછે તો કહેજે કે, ચંદનક અને વીરકે રથ તપાસ્યો છે." ચંદનકે આર્યકના હાથમાં પોતાની તરવાર આમ બોલતાં આપી દીધી. પોતાને હથિયારની પ્રાપ્તિ થઇ તેથી આર્યક પણ આનંદ પામ્યો. પછી તે ધીમે સાદે બોલ્યો, "ભાઇ, તારો ગુણ હું કદી પણ ભૂલનાર નથી. જો સિદ્ધ પુરુષનું વચન ફળશે તો રાત દિવસ તને તો વીસરનાર નથી."

ચંદનકે કહ્યું, "બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તમારૂં

સદા રક્ષણ કરશે." આટલામાં વર્ધમાનક રથ હાંકી ગયો. પછી ચંદનક બોલ્યો, "એ પેલો શર્વિલક રથની પાછળ જાય છે. હવે કાંઈ હરકત નથી. મારાથી પણ હવે પાલક રાજાની નોકરી થવાની નથી, માટે ચાલ જીવ, હું પણ મારા અંગના માણસોને એકઠા કરૂં."

આર્યકને છૂટો થયલો જાણતાંજ પાલક રાજા અને તેના સાળા શકારના જુલમથી કંટાળેલા લોકો રાજમાં ફેરફાર થવાની રાહ જોતા હતા તેઓ જુદા જુદા ટોળામાં એકઠા થઇ ગયા હતા. તેમને શર્વિલક અને ચંદનક જેવાઓએ પોતાની પક્ષમાં લઇ લેવા માંડયા. પાલકની સામે લડાઇની તૈયારીઓ તેજ વખતથી થવા માંડી હતી.

---

## પ્રકરણ ૧૬ સું.

### પુષ્પકરંડક બાગ.

ચારૂદત્ત મૈત્રેય સહિત બાગમાં વસંતસેનાની રાહ જોતો બેઠો હતો. પુષ્પકરંડક બાગ તેના નામ પ્રમાણેજ ગુણવાન હતો. બધી જાતના પુષ્પોના ઝાડો તેમાં ખીલી રહ્યા હતા. મોટા મોટા શેઠ સાહુકારો અને રાજના અમલદારો ત્યાં ફરવા માટે આવતા હતા. ઠેકઠેકાણે જળાશયો બાંધી દીધા હતા તેમાં પણ કમલ ફૂલો ખીલી રહ્યા હતા.

ચારૂદત્ત વસંતસેનાની રાહ જોતો ત્યાં ખોટી રહ્યો હતો. વારંવાર મૈત્રેયને દરવાજા આગળ જોવા મોકલતો હતો. હજી વર્ધમાનક રથ કેમ ન લઈ આવ્યો તે વિષે તે વિચારમાં પડતો હતો. પણ એટલામાં તો રથનો અવાજ સંભળાયો, અને વર્ધમાનકનો સ્વર કાને પડયો. રથમાં

વસંતસેનાને બદલે આર્યક બેસીને આવ્યો હતો તે તો આગલા પ્રકરણમાં આપણે જોઇ આવ્યા. પોતે નગરથી બહુજ દૂર નીકળી આવ્યો તેથી આર્યક મનમાં બોલ્યો, "હું હવે તો નગરથી બહુજ દૂર નીકળી આવ્યો છું. હવે આ રથમાંથી ઉતરી આ મોટી વાડીમાં કોઇ ઠેકાણે સંતાઇ જાઉં તો ઠીક થશે. પણ નહિ. પેલા દૂર આ રથના માલીક ઉભા હોય એમ જણાય છે. આર્ય ચારૂદત્ત શરણાગત વત્સલ કહેવાય છે તેમને મળીને જાઉં તો ઠીક થશે. હું દુઃખરૂપી દરિયામાંથી છૂટીને આવ્યો છું, તેથી એમને મારી ઉપર દયા આવશે. મારા જેવી દશાએ પહોંચેલાનું એ મહાત્મા રક્ષણ કરશેજ."

રથને જોઇ મૈત્રેયે કહ્યું, "આર્ય, વર્ધમાનક રથ લઈ આવ્યો. એમાં વસંતસેના આવી હશે."

ચારૂદત્ત આનંદ પામીને બોલ્યો, "ઠીક થયું. મારા મનને ગમતીજ વાત તેં કહી."

રથ મોડો લાવ્યો તેથી મૈત્રેય વર્ધમાનકને ધમકાવવા લાગ્યો તેથી તે બોલ્યો, "બળદની ઝુલ અને તકીઆ લેવા વીસરી ગયો હતો તે લેવા ગયો તેમાં વાર થઇ તે ક્ષમા કરો."

ચારૂદત્ત બોલ્યો, "ઠીક, થયું તે થયું. હવે રથ ફેરવ, અને મૈત્રેય વસંતસેનાને ઉતાર."

મૈત્રેયે હસીને કહ્યું, "શું એના પગમાં બેડી પડી છે કે, ઉતરાતું નથી." આમ કહી તે રથ ઉઘાડવા ગયો તો વસંતસેનાને બદલે બીજા કોઇને જોઇને બોલ્યો, "આર્ય, અંદર વસંતસેના તો નથી, પણ કોઇ મોટો વસંતસેનો તો છે."

ચારૂદત્તે જરા મુંજાઇને કહ્યું, "હવે મશ્કરી રહેવા દે. રહેવા દે. હુંજ એને ઉતારૂં છું."

ચારૂદત્ત રથ તરફ આવતો હતો તેને પડદામાંથી જોઇને આર્યક બોલ્યો, "આર્ય ચારૂદત્ત એકલા કાનનેજ નહિ પણ દૃષ્ટિને પણ રમણીય લાગે છે. મારૂં તો નક્કી એમને હાથેજ રક્ષણ થશે."

આટલામાં તો ચારૂદત્તે રથનો પડદો ઉઘાડી નાખ્યો હતો. અંદર બેઠેલા આર્યકને જોઇ ચારૂદત્ત મનમાં બોલ્યો, "અરે હાથીની સુંઢના સરખા હાથ છે, સિંહ જેવા સ્કંધ છે, પહોળી છાતી છે, ત્રાંબા જેવા લાલ નેત્ર છે. દેખાવ તો બધો કોઇ મહાત્મા જેવો જણાય છે, પણ પગમાં બેડી છે. આવી દશામાં એ કેમ આવી પડયો હશે? લાવને પુછું." પછી ધીમે સ્વરે ચારૂદત્તે પૂછ્યું, "તમે કોણ છો?"

આર્યકે હાથ જોડીને કહ્યું, "હું જાતે ગોવાળીઓ છું. તમારે શરણે છું."

ચારૂદત્તને યાદ આવી જતાં તેણે પૂછ્યું, "રાજા પાલકે પકડી કેદ કર્યા હતા તે તમેજ?"

આર્યકે જવાબ આપ્યો, "હા, તેજ હું."

ચારૂદત્ત બોલ્યો, "દૈવની ગતિ કેવી વિચિત્ર છે! એજ માણસ આજ મારે શરણે ઉભો છે. કદી પ્રાણ જાય તો શું થયું. એને તો હું તજનાર નથી. શરણે આવેલાનું તો સદા રક્ષણ કરવુંજ જોઇએ." ચારૂદત્તના આવા શબ્દો સાંભળી આર્યક આનંદ પામ્યો. પછી ચારૂદત્તના હુકમથી વર્ધમાનકે તેના પગમાંથી બેડી કાઢી નાખી એટલે આર્યકે કહ્યું, "આર્ય ચારૂદત્ત, આ લોખંડની બેડી કાઢી નાખી પણ સ્નેહરૂપી મજબૂત બેડીથી મને તમે જડી લીધો છે. મિત્ર, હું આ રથ જાણે મારો પોતાનોજ હોય તેમ ગણીને ચઢી બેઠો તેથી ક્ષમા કરશો."

ચારૂદત્ત બોલ્યો, "એમાં ક્ષમા માગવા જેવું કાં

નથી. મને તમે પોતાનો ગણ્યો તેથી ઉલટો હું તો આનંદ પામ્યો છું."

આર્યકે કહ્યું, "ત્યારે હું ઉતરી પડું છું."

ચારૂદત્ત તેને રથમાંથી ઉતરતો અટકાવીને બોલ્યો, "મિત્ર, ઉતરશો નહિ. હમણાજ બેડીના બંધન થકી મુક્ત થયા છો તેથી તમે ચાલી શકનાર નથી, માટે આ રથમાંજ બેસીને જાઓ. આપના બંધુઓને મળો."

આર્યકે કહ્યું, "મારા બંધુ તો તમેજ છો."

ચારૂદત્ત બોલ્યો, "માર્ગમાં દેવ તમારી રક્ષા કરશે."

આર્યકે નમ્રતા બતાવીને કહ્યું, "હાલ તો તમેજ રક્ષણ આપ્યું છે."

ચારૂદત્તે વિનય બતાવ્યો, "તમારા ભાગ્ય બળથીજ થયું જાણો. હવે જ્યાં તમારી ઉપર ક્રોધે ભરાયલા પાલક રાજાથી રક્ષણ થાય ત્યાં જાઓ."

આર્યક બોલ્યો, "મારા ભાગ્ય બળથી મારૂં રક્ષણ તો થયું પણ તેના હેતુરૂપ તમે થયા છો તેથી તમારા દર્શનની બીજીવાર આશા રાખી હાલ તો હું રજા લઉં છું." આમ કહી રથના પડદા બંધ કર્યા એટલે ચારૂદત્તે વર્ધમાનકને રથ હાંકી જવા ઇસારત કીધી. તેના ગયા પછી ચારૂદત્ત બોલ્યો, "હવે અહીં રહેવામાં સાર નથી. રાજાનું અપ્રિય થયું છે તેથી તેના જાસુસો કદી આટલામાંજ ફરતા હશે. આ બેડીઓ કોઇ જુના પુરાણા કૂવામાં નાખી દેવી કે, પાછી મળેજ નહિ. હવે તો વસંતસેનાને મળવાને મન પણ ઉત્સુક થાય છે માટે ચાલો જઇએ."

આમ કહી મૈત્રેય સહવર્તમાન તે ત્યાંથી જતો રહ્યો. રસ્તામાં એક જતી સામો મળ્યો.

# પ્રકરણ ૧૭ મું.

## વસંતસેના શકારના હાથમાં.

ચારૂદત્તને સામે મળેલો જતી હાથમાં ભીનાં કપડા લઇને પુષ્પકરંડક બાગમાં જતાં બોલ્યો, "ધર્મ કરો, ધર્મ કરો, અરે ચેતો, મૂઢો, ચેતો. માથું મુંડાવ્યું અને મોઢું મુંડાવ્યું, પણ જ્યાં સૂધી ચિત્તનું મુંડન થયું નથી ત્યાં સૂધી એ મુંડન કાચું છે આ બાગમાં કાંઈ કપડા ધોવાશે નહિ, માટે ચાલ પેલી રાજાના સાળાની વાડી છે તેની વાવડીમાં કપડા ધોઇ નાખું."

આમ પોતાના મન સાથેજ બોલતો તે શકારની વાડીમાં વાવ પાસે ગયો. એટલામાં શકારે તેને દીઠો તેથી બુમ પાડી, "અલ્યા સાધુડા, ઉભો રહેજે, ઉભો રહેજે. ક્યાં જાય છે?"

ભિક્ષુક જતીએ તેને જોઇ ભયભિત થઇને કહ્યું, "અરે આ તો રાજાનો સાળો સંસ્થાનક આવ્યો. કોઇ ભિક્ષુકે એનો કાંઇ અપરાધ કર્યો હશે તેથી જ્યાં જ્યાં તે તેમને દેખે છે ત્યાં ત્યાં માર મારે છે. હવે હું પણ એના હાથમાંથી છૂટી શકનાર નથી. હવે તે કોને શરણે જાઉં! હે ભટ્ટારક બુદ્ધ, આપનેજ શરણે છું."

આટલામાં તો વિટને સાથે લઇને શકાર ત્યાં આવી પહોંચ્યો. તેણે તે જતીને પકડીને કહ્યું, "કેમ અલ્યા જોગટા, ઉભો રહેજે, મુળાની પેઠે તારૂં માથુંજ ભાગી નાખું છું." આમ બોલતાંની સાથે તો પેલા જતીને બેચાર લગાવી દીધા. પણ એટલામાં વિટ તેની વચ્ચે પડયો. તેણે કહ્યું, "અરે કાણેલી પુત્ર, આ શું? વૈરાગ્ય પામી ભગવાં પહેરેલા સાધુને મારવો એ કાંઇ સારૂં ન કહેવાય.

તેમાં તો વળી આ જાહેર બાગ છે. એમાં ગમે તે આવીને રહો, તેને પૂછવાની પણ કાંઇ જરૂર નથી."

પેલા ભિક્ષુક જતીએ કહ્યું, "અરે ભલા ઉપાસક, કૃપા કર, દયા કર."

મૂર્ખ શકાર બોલ્યો, "જુઓ ભાવ, એ મને ઉપાસક કહીને બોલાવે છે. શું હું ચાકરી કરનાર છું?"

વિટે કહ્યું, "અરે, એ તો તમને ભગવાન્ બુદ્ધની ઉપાસના કરનાર કહી તમારા વખાણ કરે છે."

શકારે જતીની સામે ઉભા રહી કહ્યું, "અલ્યા સાધુ, સાંભળ, સાંભળ, બરાબર સાંભળ."

જતી બોલ્યો, "આપને ધન્ય છે, આપ તો મોટા પુણ્યવાન છો."

શકાર બોલી ઉઠયો, "ભાવ, ભાવ, એ તો મને ધનો, પુનો કહે છે. શું હું કુંભાર છું કે, મને એવા નામો આપી બોલાવે છે?"

વિટ તેના મનનું સમાધાન કરતો બોલ્યો, "એ તો તમારી સ્તુતિ કરે છે."

શકારે કહ્યું, "ઠીક. પણ એ અહીં શા માટે આવ્યો?"

ભિક્ષુક જતી બોલ્યો, "હું તો અહી આ કપડા ધોવા માટે આવ્યો છું."

આ સાંભળતાં તો શકાર ગુસ્સે થઇ ગયો. તે બોલ્યો, "અલ્યા સાધુડા, જે સૌથી સરસમાં સરસ બાગ મારા બનેવીએ મને આપ્યો છે, તેમાં પણ સૌથી સરસ વાવ જેમાં હું પોતે પણ નહાતો નથી માત્ર કૂતરાં અને શિયાળવાજ જેમાંથી પાણી પીએ છે એવી ઉત્તમ વાવમાં તારા વટાણાની છારી જેવા ગંધાતા કપડા ધોવાની તેં કેમ હીમત કીધી? તને તો એકજ ફટકે મારી નાખીશ."

વિટ બોલ્યો, "એમ થાય નહિ. આ થોડો સમય થયોજ સાધુ થયો જણાય છે. કેમકે એનું માથું તુરતતુંજ મુંડાવેલું છે, વળી ખભાને ઝોળીથી ઘસારો પણ પડયો નથી, તેમ વસ્ત્ર પણ બરોબર પહેરતાં આવડતા નથી."

જતીએ કહ્યું, "હે ઉપાસક, હું તો થોડો વખત થયોજ સાધુ થયો છું."

શકારને આ પણ એક બહાનું મળ્યું. તે તેને બે લપડાક મારીને બોલ્યો, "તારી માએ તને જણ્યો તે વખતથીજ સાધુ કેમ ન થયો!"

જતી ઇશ્વરને યાદ કરતો બોલ્યો, "હે ભગવાન્ બુદ્ધ! રક્ષા કરો, રક્ષા કરો!"

વિટ બોલ્યો, "એ તપસ્વીને મારવાથી તમને શુ મળવાનું છે."

શકાર બોલ્યો, "ઉભો રહે. મારે મારા હૃદયની સલાહ લેવી છે"

વિટ ધીમેથી બોલ્યો, "અરે રામ, તને હૃદય છેજ કયાં?"

શકાર પોતાના મનને પૂછતો હોય તેમ ધીમેથી બોલ્યો, "હે દીકરા હૃદય, મારા જેવા વીર પુરુષનો તું પુત્ર છે, માટે બોલ, હું પૂછું તેનો જવાબ આપ. આ સાધુ જાય કે ન જાય? જાય પણ નહિ, તેમજ અહીં રહે પણ નહિ." પછી વિટને કહ્યું, "ભાવ, મેં એને પૂછી જોયું. એ તો કહે છે કે, જાય પણ નહિ, અહીં ઉભો પણ ન રહે, બેસે પણ નહિ, તેમજ ઉઠે પણ નહિ."

જતીએ તો ભગવાનને યાદ કરવા માંડયો એટલે વિટે કહ્યું, "જા, ભાઇ, જા. જતો રહે."

શકાર તેને અટકાવીને બોલ્યો, "નહિ ઉભો રહે.

હજી જવાને વાર છે. પાણીમાં એક કાંકરો નાખો કે, પાણી કાદવવાળું ન થાય; અથવા તો કાદવ ઉપર પાણી રેડો કે પળસે નહિ."

વિટ બોલ્યો, "કેવી મૂર્ખતા! આ માંસ રૂપી વૃક્ષોથી આ પૃથ્વી ભારે મરે છે."

જતી બરાબર ચીપીને તે શબ્દ ફરીથી બોલ્યો. એટલે તે શું કહે છે તે શકારે પૂછ્યું. એટલે વીટ બોલ્યો, "એ તો તમારા વખાણ કરે છે." વિટે ઇસારત કીધી તેથી જતી ત્યાંથી જતો રહ્યો. પછી વિટે કહ્યું, "ચાલો આ સુંદર બાગમાં આપણે આ શીળા ઉપર બેસીએ."

બેઉ જણા એક ઝાડની છાયા નીચે પડેલી મોટી શીળા ઉપર બેઠા. પછી શકાર બોલ્યો, "ભાવ, વસંતસેના વીસરાતી નથી. દુર્જનના વચનની પેઠે એ કાળજેથી ખસતી નથી."

વિટ ધીમેથી બોલ્યો, "એનો વસંતસેના આટલો ધિક્કાર કરે છે છતાં એ તેને ભૂલતો નથી. મૂર્ખનું અપમાન જો પ્રમદા કરે તો તેથી મૂર્ખ તેની તરફ પ્રેમ વધારે છે."

શકાર તો પોતાના ધ્યાનમાંજ હતો તે બોલ્યો, "ભાવ, સ્થાવરકને મેં કહ્યું હતું કે, ગાડી જલદી લાવજે, પણ હજી સૂધી તે લાવ્યો નથી. અને ભુખ પણ બહુજ લાગી છે અને આ તડકામાં આપણાથી તો જરાએ ચલાય તેમ નથી. પણ હવે તો વખત જવા માટે કાંઈ ગીત ગાઉં." આમ કહેતાંની સાથે તો તેણે ગાવા માંડ્યું. ગાઈ રહ્યા પછી તે અભિમાનથી બોલ્યો, "કેમ, કેવું ગીત મેં ગાયું?"

વિટ તેને ચડાવવા માટે બોલ્યો, "તમે તો મોટા ગંધર્વ છો. તમારા ગીતમાં તે શું પૂછવું?"

શકારે ફુલાઇ જઇને કહ્યું, "હું કેવી કેવી સુગંધી રોજ સેવું છું તે તું જાણે છે? સફેદ હીંગ, જીરૂં, અકલકરો, મોથ અને શુંઠ ગોળની સાથે ભેળીને રોજ ખાઉં છું. તેથી હું ગવૈયો કેમ ન થાઉં? પણ ભાવ, હજી સુધી ચેટ કેમ ન આવ્યો?"

વિટ બોલ્યો, "હમણા આવશે. મને તો રથના આવવા જેવો અવાજ સંભળાય છે."

શકારે કહ્યું, "હા હવે મને પણ અવાજ સંભળાય છે. બુઢ્ઢા ભુંડના જેવો અવાજ સાંભળી મારી તો ખાત્રીજ છે કે, એ આપણોજ રથ છે."

આટલામાં તો સ્થાવરક રથ લઇને બાગ પાસે આવી પહોંચ્યો. રથમાં વસંતસેના ભૂલથી બેઠી હતી તે આ રથ હતો. તે બોલ્યો, "સંસ્થાનક ગુસ્સે થઇ ગયા હશે, બપોર થઇ ગયા હવે તો જલદીથી જાઉં તોજ ઠીક થશે. ચાલ, બાપુ, ચાલ."

સ્થાવરકનો અવાજ સાંભળીને વસંતસેના મનમાં બોલી, "હાય, હાય, આ તો બીજા કોઇકનો અવાજ છે. એ વર્ધમાનક ન હોય. શું આર્ય ચારૂદત્તે બીજો હાંકનાર મોકલ્યો હશે? પણ મારી જમણી આંખ ફરકે છે, મારૂં હૃદય ધડકે છે. દિશાઓ પણ શુન્ય લાગે છે. હશે, જેવી દૈવની ઇચ્છા."

એટલામાં તે દરવાજા આગળ આવી પહોંચ્યો તેને શકારે જોઇને પૂછ્યું, "બેટા સ્થાવરક, તું આવ્યો?"

સ્થાવરકે જવાબ આપ્યો, "હા, મહારાજ."

શકારે પૂછ્યું, "ને ગાડી પણ આવી અને બળદ પણ આવ્યા?"

સ્થાવરકે જવાબ દીધો, "હા, મહારાજ, આવ્યા."

શકાર બોલ્યો, "ઠીક ત્યારે તો. ગાડીને આ ડેહેલી ઉપરથી લાવ."

સ્થાવરક ચેટે જવાબ આપ્યો, 'મહારાજ, ગાડી જો એ રસ્તે લાવું તો ભાગી જાય, બળદ મરી જાય અને હું પણ મરી જાઉં."

શકાર બોલ્યો, "તેમાં શું થયું. હું રાજાનો સાળો છું. ગાડી ભાગી જશે તો બીજી થશે. બળદ મરી જશે તો બીજા લઇશ. અને તું મરી જઇશ તો બીજો લાવીશ. ગમે તેમ કરીને પણ એજ રસ્તે ગાડી લાવ."

સ્થાવરકે કહ્યું, "ઠીક, ત્યારે મારૂં શું જશે." આમ કહી શકારે બતલાવેલે રસ્તે ગાડી હાંકી લાવ્યો. રથ ન ભાંગ્યો એટલે શકારે કહ્યું, "કેમ રથ ન ભાંગ્યો અને બળદને પણ ન લાગ્યું, તેમ અછોડા પણ મરી ન ગયા, અને ચેટ, તું પણ મરી ન ગયો."

ચેટ બોલ્યો, "હા, મહારાજ, એમજ છે."

શકાર બોલ્યો, "ઠીક, ત્યારે. ભાવ, આવો, આપણે ગાડીમાં બેસીએ. પણ તમે મારા ગુરૂ છો, વળી મારા પુજ્ય છો. વળી મારા આશ્રિત છો, માટે તમે ગાડીમાં પહેલાંથી બેસો."

વિટે કહ્યું, "એમ છે તો હું બેસું છું." તે બેસવા ગયો તેને અટકાવીને શકાર બોલ્યો, "એ ભાવ, તમે એમ કયાં ચાલ્યા? ગાડી કાંઈ તમારા બાપની થઇ કે, એમ મારી પહેલાં બેસવા વિચાર થાય છે? ગાડીનો ધણી તો હું છું. તે પહેલાં મારે બેસવું જોઇએ. એ તો મેં તમને બેસવાનું કહ્યું, પણ તમારે મને કહેવું હતું કે, મહારાજ, તમે પ્રથમ બીરાજો."

વિટે ધાર્યું કે, મૂર્ખ સાથે કયાં માથાફોડ કરવી. એમ તો એમ. પછી કહ્યું, "મહારાજ, આપ પ્રથમ બીરાજો."

શકાર અભિમાન પૂર્વક રથની પાસે ગયો. રથનો પડદો ઉઘાડી, મનમાં શંકા આવતાં પાછો ફર્યો અને વિટને બાઝી પડીને બોલ્યો, "મરી ગયો રે, મરી ગયો. ભાવ, રથમાં તો રાક્ષસી બેઠી છે કે ચોર છે. કોઇ રાક્ષસી હશે તો બેઉ જણા લુટાઇ જઇશું. અને ચોર હશે તો મરી જઇશું."

વિટે તેને હીમત આપતાં કહ્યું, "ડરશો માં. રથમાં તે વળી રાક્ષસી કેવી? એ તો તડકાને લીધે સ્થાવરકનો પડછાયો પડયો હશે."

શકારે પૂછ્યું, "બેટા સ્થાવરક, તું જીવતો તો છેના?"

સ્થાવરકે જવાબ આપ્યો, "હા, મહારાજ, હજી તો જીવતો છું."

શકારે કહ્યું, "ભાવ, જુઓ તો સહી. ગાડીમાં કોઇક છે."

આ વખતે વસંતસેનાએ તેને ઓળખી લીધો. તે મનમાં બોલી, "અરે, મારી દૃષ્ટિને ત્રાસ ઉપજાવનાર આ રાજાનો સાળો છે. અરેરે! મારા જેવી મંદ ભાગીની બીજી કોણ? હું તો ફસી પડી."

વિટે શકારને કહ્યું, "લ્યોની, હું જોઉં છું કે, કોણ છે. એમાં ડરવાનું શું છે."

શકાર ધીમેથી બોલ્યો, "ઠીક થયું. ભાવ એને જોશે કે, ખાઇ જશે. એટલામાં તો કાગડા જેમ દોડી જાય અને શિયાળ ઉડી જાય, તેમ આપણે પલાયન કરી જઇશું." તે ત્યાંથી થોડો દૂર જઇને ઉભો.

વિટ રથ પાસે જઇ પડદો ઉઘાડી અંદર બેઠેલી વસંતસેનાને જોઇ ખેદ પામી બોલ્યો, "અરે, આ શું? આ તો મૃગલી વાઘને શોધતી આવી! ધિક્ છે. વસંતસેના, આ તને ઘટે નહિ, આ ઠીક ન થયું. પ્રથમ આપ-

માન કરી પાછળથી એના ધનથી લલચાઇ એને શોધવા આવવામાં તારી શોભા નથી. (વસંતસેના માથું હલાવી ના પાડે છે.) પણ નહિ. તું વેશ્યા જાત છે. તને લોભ તો હોયજ. તે છતાં પણ તેં રાજહંસણીએ રાજહંસનો ત્યાગ કરીને અહીં આવવું નહોતું."

વસંતસેના ખેદયુક્ત બોલી, "હું આ રથમાં ભૂલથી ચઢી બેઠી છું. હું તમારે શરણે છું. મારું રક્ષણ કરો."

વિટે કહ્યું, "એમ છે ત્યારે તો ડરીશ નહિ. હું એને છેતરું છું." આમ કહી તે શકારની આગળ જઇને બોલ્યો, "કાણેલીપુત્ર, એમાં તો ખરેખર રાક્ષસી બેઠી છે."

શકારે કહ્યું, "ત્યારે રાક્ષસીએ તમને લુટી કાં ન લીધા ?"

વિટ બોલ્યો, "હવે એ રથને જવા દો. આપણે પગે ચાલતા બાગની શોભા જોતા જઇએ તો ઠીક."

શકારે કહ્યું, "ઠીક, એમ તો એમ. બેટા સ્થાવરક, ધીમે ધીમે રથને પાછળ લાવ. પણ નહિ, એમ તો ન થાય. શું હું દેવતાઓ અને બ્રાહ્મણોની આગળ પગે ચાલતો જાઉં કે? હું તો રથમાં બેસીનેજ જઇશ. લોકો મને જોઇને કહેશે કે, જુઓ આ રાજાના સાળાજી જાય છે."

વિટ મનમાં બોલ્યો, "હવે કાંઇ એ માનનાર નથી. એને ખરી વાત કહ્યા વગર છૂટકો નથી. અરે કાણેલી પુત્ર, એ તો વસંતસેના તમારી ઉપર મોહિત થઇને આવી છે."

વસંતસેના ગાડીમાંથી બોલી ઉઠી, "અરે એમ ન બોલશો."

શકારે હર્ષ પામીને કહ્યું, "શું! મને નર પુરુષ વાસુદેવને!"

વિટ બોલ્યો, "એમાં શું શક."

શકાર બોલ્યો, "ત્યારે હું એને પગે લાગું છું. હે માતા, હે અંબિકા, મારી વિનંતિ સાંભળજે. હે શુદ્ધદંતિ, બે હાથ જોડી હું તારી ક્ષમા માગું છું. હે દશનખે, મને ક્ષમા કરજે." આમ કહી તેના પગમાં માથું નમાવ્યું.

વસંતસેના તેના માથાને લાત મારતી બોલી, "દૂર રહે દૂર, આવું શું બોલે છે?"

શકાર પોતાને લાત લાગતાં ગુસ્સે થઇને બોલ્યો, "હેં, ઠીક છે, આ માથું કોઇને પણ નહોતું નમ્યું તે તને નમ્યું, તે માટેજ કે? સ્થાવરક, તેં આને ક્યાંથી આણી?"

હાંકનારે કહ્યું, "મહારાજ, રસ્તામાં બહુજ ભીડ હતી તેથી રથને આર્ય ચારૂદત્તના ઘર આગળ ઉભો રાખી ઉતરીને હું ફેરવવા ગયો તે વખતે ભૂલથી ચઢી બેઠાં હશે. એમ મને લાગે છે."

શકાર દાંત પીસીને બોલ્યો, "ઠીક, એ તો ભૂલથી ચઢી બેઠી છે. કાંઇ મને મળવા આવી નથી. ઉતર મારા રથમાંથી! પેલા ભીખારી ચારૂદત્તને ખુશીથી મળવા જાય છે. ઉતર, મારા બળદ ભારે મરે છે."

વસંતસેના રથમાંથી ઉતરતી બોલી, "આર્ય ચારૂદત્તને મળવા જવાની વાત ખરી છે. એથી તો હું ભૂષિત થઇ. હવે જે થવાનું હો તે થાઓ."

શકાર મનમાં બોલ્યો, "એના ઉપર મને ક્રોધ તો હતોજ, તેમાં વળી એણે લાત મારી તેથી વધારો થયો છે, માટે હવે તો એને મારીજ નાખવી. (વિટને) ભાવ, હું તમને મોટી જાગીર આપીશ, તમને ખુશી કરીશ. મારૂં એક કામ કરશો?"

વિટે કહ્યું, "કરવા જેવું કામ હશે તો ખુશીથી કરીશ."

શકાર બોલ્યો, "કામ તો કરવા જેવુંજ છે. આ વસંતસેનાને મારી નાખો."

વિટ કાને હાથ દઇ ખેદ પામીને બોલ્યો, "અરેરે! એ કામ મારાથી કેમ થાય? હું પરલોક કેવી રીતે તરી શકીશ."

મૂર્ખ શકાર બોલ્યો, "અરે હું તમને મછવો આપીશ. આ મારી વાડીમાં કોઇ દેખે તેમ નથી."

વિટે કહ્યું, "નહિ કેમ દેખે. દશ દિશાઓ મને દેખશે. વનદેવી મને જોશે. આ પ્રકાશતા સૂર્ય નારાયણ મને જોશે. આ પૃથ્વીમાતા મને જોશે અને સૌથી મોટા અંતર્યામી ઇશ્વિર પણ મને જોશે."

શકારે કહ્યું, "એવી બીક હોય તો એની ઉપર પડદો ઢાંકી, કોઇ ન દેખે તેમ મારી નાખો."

વિટે ગુસ્સે ભરાઇને કહ્યું, "છટ, છટ, તું તો કોઇ ખરેખરો મૂર્ખજ છે."

શકારે ચીરડાઇને કહ્યું, "આ બુઢ્ઢો તો કોઇ ડુક્કરજ છે. એ ધર્મ અધર્મ કાંઇ સમજતો નથી. સ્થાવરકને પૂછું."

શકાર તેને સમજાવવા લાગ્યો, "બેટા સ્થાવરક, હું તને ઘણી મોહોરો આપીશ, તારે માટે સોનાનું આસન બનાવીશ. કેમ લઇશ?"

ચેટ બોલ્યો "શા માટે ન લઉં?"

શકારે કહ્યું, "ખાતાં વધેલું બધું તને આપીશ."

ચેટ બોલ્યો, "ખાઇશ, મહારાજ."

શકાર બોલ્યો. "બધાનો તને જમાદાર બનાવીશ. મારૂં એક કામ કરીશ?"

ચેટ બોલ્યો, "તે બધુંએ ઠીક. તમારૂં કામ ખોટું નહિ હોય તો કરીશ."

શકાર બોલ્યો, "ખોટું કામ જરાએ નથી. આ વસંતસેનાને તું મારી નાખ."

ચેટ હાથ જોડી બોલ્યો, "મહારાજ, ક્ષમા કરો. એ કામ મારાથી બનવાતું નથી. મેં પાપીએજ ભૂલથી એમને આણ્યા છે."

શકાર તેને સમજાવતો બોલ્યો, "કેમ, એટલુંએ મારૂં માનતો નથી?"

ચેટે કહ્યું. "તમે મારા શરીરના માલીક છો. મારા મનના નથી. કૃપા રાખો તો બસ છે. મને એ કામ કરતાં પરલોકનો ડર લાગે છે."

શકારે કહ્યું, "અરે, પરલોક કોણ છે વળી?"

ચેટ બોલ્યો, "સારા માઠા કૃત્યનું પરિણામ તે પરલોક કહેવાય છે."

શકારે પૂછ્યું, "સારા કૃત્યનું પરિણામ કેવું હોય?"

ચેટે જવાબ આપ્યો, "તમે જેવા સોનાથી લદાયલા છો તેવુંજ."

શકારે પૂછ્યું, "અને માઠા કૃત્યનું?"

ચેટે નિઃશ્વાસ નાખી જવાબ આપ્યો, "હું જેમ પરતંત્ર છું અને પારકાના અનાજનો ટુકડો ખાઇ જીવુંછું તેવું. માટે એવું ખોટું કામ તો હું કરનાર નથી."

શકારે ગુસ્સે થઇ તેને મારતાં મારતાં કહ્યું, "શું, તું મારૂં કામ નહિ કરે? મારી આજ્ઞા નહિ માને?"

ચેટે કહ્યું, "જોઇએ તો મને જીવથી મારી નાખો પણ આવું દુષ્ટ કામ તો હું કરનારજ નથી. એક તો આગળા જન્મે કરેલા પાપથી આ ગુલામનો અવતાર ભોગવુંછું તેમાં દુષ્ટ કામ કરી વધારો નહિ કરૂં."

વિટ સ્થાવરકને શાબાશી આપતો બોલ્યો, "શાબા-

શ છે, **સ્થાવરક**, તને શાબાશ છે. કાણેલી પુત્ર, ધિક્કાર છે તને !"

**શકારે** મનમાં કહ્યું, "આ બુઠ્ઠો શિયાળીઓ અધર્મથી ડરે છે, અને આ ત્રણ બદામનો ગુલામ તો વળી પરલોકથી ડરે છે. પણ હું તો રાજાનો સાળો છું. મારે કોનાથી ડરવું જોઇએ ! (પછી તેણે ચેટને કહ્યું) તું પેલા ઝાડ નીચે જઇને જરા ઉંઘી જા. હું તને બોલાવીશ."

ચેટે હાથ જોડી કહ્યું, "જેવી મહારાજની આજ્ઞા. (વસંતસેના આગળ જઇને) આર્યા, હવે વધારે મારામાં શક્તિ નથી."

તેના ગયા પછી પોતાની કમર બાંધતો **શકાર** બોલ્યો, "હવે વસંતસેના, હું તને મારી નાખીશ."

પણ આ વખત તેનો બચાવ કરવાને વિટ તૈયાર હતો. તેણે કહ્યું, "શું, હું અહીં ઉભો છું ને તું એને મારી નાખીશ? જોઉં તો ખરો કે કેમ થાય છે !" આમ કહી **શકારનું** ગળું પકડી તેને જમીન ઉપર પછાડયો.

**શકારે** જાણ્યું કે, વિટની આગળ કાંઈ વળવાનું નથી તેથી એને પણ સમજાવી અહીંથી દૂર કરવો જોઇએ. તેથી તે નમ્ર અવાજે બોલ્યો, "ભાવ, હું તમારો ઉપરી છું તેને તમે મારો છો? મેં તમારૂં હમેશ માંસ ઘી આદિ પકવાનોથી પોષણ કર્યું છે તે તમે હવે મારા શત્રુ થઇ પડયા? તમારા જેવાથી આવું અધર્મનું કામ થતું નથી તો મારા જેવા ઉંચ કુળમાં જન્મેલાથી એ કામ કેમ થઇ શકે? એ તો હું તમારી પરીક્ષા જોતો હતો."

વિટ બોલ્યો, "કુળ મોટું કહેવાય તેમાં શું વળ્યું. શીલ છે એજ મોટી વાત છે. એમ તો ઘણા સારા ક્ષેત્રોમાં કાંટાવાળા ઝાડો ઉગે છે. તે શું સારા હોય છે?"

**શકારે** કહ્યું, "ભાવ, આ વસંતસેના તમે છો તેથી

શરમાય છે એટલે મારી સાથે બોલતી નથી. માટે તમે અહીંથી ખસી જશો તો એ શરમ મૂકશે. પેલો સ્થાવરક દોડતો જાય છે તેને પકડી લાવો એટલામાં હું એને વશ કરી લઉં."

વિટે વિચાર કર્યો કે, કદાચ એમ પણ હોય. હું જરા ખસી તો જાઉં. પછી તેણે શકારને કહ્યું, "ઠીક છે, હું જાઉં છું."

વસંતસેનાએ વિટનો છેડો પકડી રાખી કાલાવાલા કરતાં કહ્યું, "ના, ના, તમે ન જશો. મને સાથે તેડતા જાઓ. હું તમારે શરણે છું."

વિટ તેના હાથમાંથી છેડો છોડવતો બોલ્યો, "વસંતસેના ડરીશ નહિ. હું તને એને હાથે ઇજા થવા નહિ દઉં. અરે કાણેલીપુત્ર, આ વસંતસેનાને તારા હાથમાં અનામત તરીકે સોંપી જાઉં છું."

શકારે કહ્યું, "હું એને મારા હાથમાં અનામત તરીકેજ રાખીશ."

વિટે ત્યાંથી જતાં જતાં વિચાર કર્યો કે, આ પાપીનો વિશ્વાસ તો ન કરવો. મારા ગયા પછી વસંતસેનાને એ મારી નાખે તો શું કરવું. માટે આ ખુણામાં સંતાઇ રહેવું સારૂં છે. આમ વિચારી તે એક બાજુ ઉભો રહ્યો.

શકાર પણ પહોંચેલો હતો. તેણે પણ વિચાર્યું કે, આ વિટ બુઢ્ઢા શિયાળ જેવો કપટી છે. એ આટલામાં સંતાઇ રહ્યો હશે માટે હું પણ એને છેતરૂં. આમ વિચારી ફૂલોના હારથી પોતાનું શરીર શણગારી વસંતસેના સામે આવી બોલ્યો, "વસંતસેના, સુંદર વસંતસેના, અહીં આવ. હું તારા પ્રેમમાં ગાંડો બની ગયો છું."

વિટ આ બધું સાંભળતો હતો તે બોલ્યો, "એને

પ્રેમ ઉપજ્યો હોય એમ જણાય છે, માટે અહીંથી હવે જવામાં હરકત નથી."

શકારે કહ્યું, "પ્રિયા, હું તને સોના મોહોરો આપીશ. તારી સાથે મીઠાસથી વાત કરીશ. મારા માથા ઉપર મુગટ પહેરીને કહે તો તારા પગમાં માથું મૂકું. એટલું છતાંએ જો તું મને નહિ ચહાય તો, હે અંબા, મારી સૌથી બુરી દશા થશે."

વસંતસેના તિરસ્કારથી નીચું જોઇને બોલી, "એમાં શો સંદેહ? હે પાપી! દૂર થા. ધન આપીને તું મારી મતી શી રીતે ફેરવીશ! તારા ધન ઉપર અને મીઠા બોલવા ઉપર હું થુકું પણ નહિ. ધનહીન પણ કુળવાન અને શીલવાનનો સંગ સારો પણ તારો બુરો. આંબાનું સેવન છોડીને ખાખરાનું નહિ કરૂં."

શકાર ક્રોધ કરીને બોલ્યો, "શું! મને ખાખરો બનાવ્યો અને પેલા ભીખારી ચારૂદત્તને આંબો બનાવ્યો કેમ? મને કેસુડાનું ઝાડ શા માટે કહેતી નથી? મને ગાળો આપીને પેલા ચારૂદત્તને વખાણે છે કેમ?"

વસંતસેના તિરસ્કારથી બોલી, "પ્રેમ મૂર્તિને કેમ ન સંભારૂં?"

શકાર ક્રોધયુક્ત દાંત પીસીને બોલ્યો, "તારા પ્રેમની મૂર્તિ અને તને બેઉને સાથેજ પુરા કરીશ. પેલા ચારૂદત્ત જેવા દરીદ્રીને ચાહનારી ઉભી રહે તું."

વસંતસેના ચારૂદત્તને નામે આનંદ પામીને બોલી, "એ નામના અક્ષરો ફરીથી બોલ. મને એ નામે બહુજ આનંદ થાય છે."

શકારે વધારે ચીરડાઇને કહ્યું, "એ ભીખારી ચારૂદત્ત તારો કેમ બચાવ કરે છે તે તો હું જોઉં!"

વસંતસેના બોલી, "મને દેખે તો બચાવ્યા વગર રહેજ નહિ."

શકાર બુમ પાડી ઉઠયો, "અરે બચાવે તો ખબર તો પડે! શું એ મોટો ઈંદ્રિ રાજા છે કે; વાળીનો પુત્ર મહેંદ્ર છે? કે એ રંભાનો પુત્ર કાળનેમી છે કે સુબંધુ છે? એ રૂદર છે કે, દ્રોણનો પુત્ર કોઇ રાજા છે એ ચાણાક છે કે, ધુંધુમાર? જોઇએ તો સહી. એ કેમ બચાવ કરે છે! ભારત જુગમાં ચાણાકે જેમ કુંતીને મારી અને જટાયુએ જેમ સીતા માતાનો જીવ લીધો તેમ હું પણ તારો જીવ લઇશ." આમ કહી તે મારવાને તૈયાર થયો. ઉપલા દાખલા બધા વિરુદ્ધ હતા. મૂર્ખ જે કાંઈ મોઢામાં આવતું તે બોલી જતો. એક બીજાનો ખરો સંબંધ જાણતો ન હતો, પણ ગમે ત્યાંનું ગમે ત્યાં ગોઠવી દેતો.

પોતાને મારી નાખશે એવી બીકથી વસંતસેનાએ ચીશ પાડી, "હાય હાયરે માડી, મારી નાખીરે! ઓય મા, તું કયાં છે? હાય, આર્ય ચારૂદત્ત, આ પાપીની મનકામના પુરી ન થવાથી એ મારો જીવ લેવા તૈયાર થયો છે. પણ મારે એમને મોટેથી બૂમ પાડી બોલાવવા ન જોઇએ. એથી તો આર્ય ચારૂદત્તને ખરાબ લાગશે."

ચારૂદત્તનું નામ સાંભળી વધારે ગુસ્સે થઇ શકારે કહ્યું, "હજી પણ એ પાપીનું નામ દે છે? હવે તો સંભાર, જેને સંભારવો હોય તેને!" આમ કહી તેનું ગળું દબાવવા લાગ્યો.

અતિશય વેદના થવાથી વસંતસેના માત્ર આટલુંજ બોલી શકી, "મારા આર્ય ચારૂદત્ત, તમને છેવટના પ્રણામ!"

શકારે વધારે જોર કરતાં કહ્યું, "હજી પણ એજ." વસંતસેના મૂર્છિત થઇ પડી.

વસંતસેના પડી ગઇ તેને મરેલી જાણી હર્ષ પા-

બીને શકાર બોલ્યો, "અરે કેવી મજા પડી. મારા હાથ મેં સફળ કર્યા. એ પાપીણી, નીચ, ઠગારી; જુઠી નારીને મેં મારી એ ઠીકજ કર્યું. હું એની ઉપર આશક પડયો હતો છતાં એ મને ચહાતી ન હતી તેનું ફળ એને ઠીક મળ્યું. પેલો બુઢ્ઢો શિયાળ આવશે એટલે અહીંથી થોડે દૂર જઇ ઉભો રહું તો ઠીક પડશે." આમ વિચારી તે ત્યાંથી થોડે દૂર જઇ ઉભો. થોડીવારમાં વિટ ચેટને લઇને ત્યાં આવી પહોંચ્યો. તે રસ્તામાં કોઇ સ્ત્રીનું શબ દેખી બોલ્યો, "અરે કોઇ દુષ્ટ પાપીએ આ નાજુક કમળવદનીને હણી છે. ધિક્કાર છે તે પાપીને! આવું દુષ્ટ કામ કરતાં તેણે કાંઈ વિચાર ન કર્યો? આ પાપી કામ જોઇ હું પણ પાપી થયો. વસંતસેના માટે મને શંકા ઉપજે છે. ચાલ જોઉં તો ખરો." આમ વિચારતાંની સાથે તે શકાર આગળ આવી પહોંચ્યો. તેણે કહ્યું, "કાણેલીપુત્ર, આ સ્થાવરક આવ્યો."

શકાર તેને માન આપવાનો દેખાવ કરીને બોલ્યો, "આવ, તમે પણ ભલે આવ્યા. બેટા સ્થાવરક, તું પણ ભલે આવ્યો."

વિટ આસપાસ જોઇને બોલ્યો, "મારી અનામત પાછી આપો."

શકારે અજાણ્યો થઇને કહ્યું, "કઈ અનામત!"

વિટ બોલ્યો, "વસંતસેના. હું થોડીવાર પહેલાં તમારી પાસે રાખી ગયો હતો તે"

શકારે કહ્યું, "તે તો તમારી પાછળજ ગઇ."

વિટે કહ્યું, 'મારી પાછળ એ આવી નથી. બોલ ક્યાં ગઇ?"

શકાર બોલ્યો, "એ તો ઉત્તર દિશા તરફ ગઇ."

વિટે કહ્યું, "હું ઉત્તર તરફથીજ આવ્યો. તે તરફ એ ગઇ નથી."

શકાર બોલ્યો, “એ દખણુ તરફ ગઇ.”

વિટ બોલ્યો, “હું પણ એ તરફથીજ આવ્યો.”

શકારે કહ્યું, “એ તો પૂર્વ તરફ ગઇ.”

વિટ બોલ્યો, “તારૂં કહેવું મનાતું નથી. તું જુઠું બોલે છે. માટે ખરેખરૂં કહી દે.”

શકાર પોતાના ગળા અને પગ ઉપર હાથ મૂકતો બોલ્યો, “આ તમારા ગળા અને પગના સોગન ખાઇને ખરેખરૂં અને સાચેસાચું કહું છું કે, મેં એને મારી નાખી છે.”

દુઃખી થઇને વિટ બોલ્યો, “શું તેં ખરેખર એને મારી નાખી છે?”

શકાર હર્ષ પામીને બોલ્યો, “મારા બોલવાનો તને વિશ્વાસ આવતો ન હોય તો આ નજરે જો. રાજશાલક સંસ્થાનકનું આ પહેલું શુરાતન.” આમ કહી વસંતસેનાનું મુરદું બતાવ્યું.

તેનું નીચપણું જોઇ દુઃખી થઇ બેભાન થતાં વિટ માત્ર આટલુંજ બોલી શક્યો, “હાય હાય, સત્યાનાશ ગયું! હું મુઓ.”

શકાર તો તેને બેભાન થઇ જતો જોઇ હસીને બોલ્યો, “ભાવ, ભાવ, શું બેભાન થઇ ગયા!”

પણ સ્થાવરક ચેટ વિટને સાવધ કરતો બોલ્યો, “ભાવ, દુઃખી ન થશો. સાવધ થાઓ, સાવધ થાઓ. મેંજ એને રથમાં લાવીને મારી નાખી.”

વિટ સાવધ થઇ વસંતસેનાના મરણ ઉપર વિલાપ કરવા લાગ્યો:—“હાય વસંતસેના! તારા મરણથી આજ સર્વસ્વ નાશ પામ્યું. તારી આ શી ગતિ ગઇ થઇ! મમતાળુપણાની નદીરૂપ તું આજ સૂકાઇ ગઇ! અમારા જેવાને આશ્રય આપનારી તું ગઇ! હાય હાયરે વસંત-

સેના! અરે, આ ચંડાળે આજ નગરની લક્ષ્મીનોજ નાશ કર્યો! અરે દુષ્ટ, મારતાં તેં કાંઈ વિચાર ન કર્યો? વસંતસેના, તારા મરણથી શું શું નાશ પામ્યું? હર, હર! આ ચંડાળનો એને મારતાં હાથ કેમ ઉપડયો હશે! પણ એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? દુર્જનને તો સારૂં નરસું બધુંએ સરખું છે."

આ પ્રમાણે શોક કરી પોતાના હૈયાનો ભાર હલકો કરી વિટે મનમાં કહ્યું, 'હવે અહીં રહેવામાં સાર નથી: આ મૂર્ખ પોતાને માથેથી અપરાધ દૂર કરવા માટે કદી મારે માથે એ નાખશે તો મારો બચાવ થઇ શકનાર નથી. મારી વાત તો કોઈ સાચી માનનાર નથી." આમ વિચારી તે જવા લાગ્યો."

પણ વિટના મનમાં જે વહેમ આવ્યો હતો તે ખરોજ હતો. જેવો તે જવા લાગ્યો તેવોજ શકારે જઇને તેને પકડયો એટલે વિટે તેને ધક્કો મારી કહ્યું, "ખબરદાર પાપી, મને અડકીશ નહિ. ચાલ દૂર થા. હું જાઉં છું."

શકારે કહ્યું, "જાય કયાં? આ વસંતસેનાને મારી નાખી શું નાશી જાય છે?"

વિટે હીમતથી જવાબ આપ્યો, "ચાલ, ચાલ, પાપી દૂર રહે."

શકારે તેને લલચાવવા માંડયો, "જો હું તને ઘણા પૈસા આપીશ, સારૂં સારૂં ખાવાનું આપીશ. માટે માની જા. એણે મને ગાળો આપી તેથી મેં એને મારી." આમ કહી તે હસવા લાગ્યો.

વિટે તેના હાથને ઝટકો મારતાં કહ્યું, "બળી તારી પ્રીત અને બળી તારી મિત્રતા! તારા સંગમાં લાભ નથી તેથી હું તને તજું છું."

શકાર તેના બોલવાને ન ગણકારતાં તેનો હાથ પ-

કડતો બોલ્યો, "ભાવ, આવો, આવો, આપણે આ કમળ તળાવડીમાં પડી રમીએ."

વિટ બોલ્યો, "હું પાપી નથી છતાં તારી સાથે રહેવાથી હું પણ પાપી ગણાઇશ. જો હું તારી સાથે રહું તો બીજી સ્ત્રીઓ મને સ્ત્રીઘાતક સમજી વહેમથી મારી સામે પણ ન જુએ. (વસંતસેના યાદ આવતાં તેની આંખમાં આંસુ પડતાં તે બોલ્યો) હાય, વસંતસેના, આ જન્મ તો તારો વ્યર્થ ગયો. પણ આવતે અવતારે તું ગુણિકા ન જન્મતી. તું કોઇ કુલવાનને ત્યાં જન્મી સદાચાર સંપન્ન થજે."

શકારના મનમાં તો વસંતસેનાને મારી નાખવાનો વાંક વિટની ઉપરજ નાખવાનો હતો તેથી વિટને તે જવા દેતો ન હતો. પણ વિટ જ્યારે જવા નીકળ્યો ત્યારે તેનો હાથ પકડીને શકાર બોલ્યો, "મારી ફૂલવાડીમાં વસંતસેનાને મારી નાખીને કયાં જાય છે. જવાબ આપ. ચાલ મારા બનેવી આગળ."

વિટે જાણ્યું કે, હવે છેલ્લે પાટલે બેસવા વગર બીજો ઇલાજ નથી તેથી તરવાર કાઢીને કહ્યું, "ખબરદાર, ઉભો રહે પાપી દુષ્ટ! હું તને—"

શકાર તરવાર જોઇ ડરી જઇ જરા દૂર ખસીને બોલ્યો, "કેમ મારી બીક લાગી કે? ત્યારે તો જા, હું જવા દઉં છું."

વિટે વિચાર કર્યો કે, હવે અહીં રહેવામાં સાર નથી. જ્યાં શર્વિલક, ચંદનક વગેરે મારા મિત્રો છે ત્યાંજ જાઉં છું. આની સાથે શત્રુતા થતાં બીજે ઠેકાણે રહેવામાં સાર નથી. વિટ ત્યાંથી ગયો.

તેના ગયા પછી શકારે પોતાના નોકર સ્થાવરક ચે-

ટને સમજાવવા લાગ્યો. તે બોલ્યો, "કેમ બચ્ચા સ્થાવરક, મેં આ કેવું કામ કર્યું?"

સ્થાવરક ચેટે નમ્રતાપૂર્વક પણ સાચુંજ કહ્યું, "મહારાજ, બહુજ ખોટું કામ કર્યું."

શકારે કહ્યું, "તું પણ એમ કહે છે? પણ ચાલ ફીકર નહિ. લે, આ મારા દાગીના. જો એ ફરીથી હું માગું નહિ અને પાછા આંગ ઉપર પહેરૂં નહિ ત્યાં સૂધી મેં તને આપ્યા છે. લે આ રાખ." આમ કહી પોતાન ઘરેણા ઉતારી આપવા લાગ્યો. તે જોઈ ચેટે કહ્યું, "મહારાજ, હું એ ઘરેણાને શું કરૂં? આપજ એ પહેરી રાખો. મારા જેવા ગરીબને એ ન શોભે."

જરા વિચાર કરી શકાર બોલ્યો, "ઠીક ત્યારે જેવી તારી મરજી હવે તું આ રથ અને બળદ લઈ આપણા મહેલની અટારી આગળ જઈને હું આવું ત્યાં સૂધી બેશ."

ચેટ તો 'જેવો હુકમ' આમ કહી રથ હાંકી ગયો. તેના ગયા પછી શકારે કહ્યું, "ચાલો, બેઉ પીડાઓ ગઈ. વિટ પોતાનો જીવ બચાવવા નાશી ગયો અને આ ચેટને તો મહેલના એકાદ ખુણામાં હાથે પગે બેડીઓ નાખી છૂપાવી દઈશું એટલે આપણી વાત જાહેર પડનાર નથી. પણ હવે જોઉં તો ખરો કે, એ મરી ગઈ છે કે, હજી જીવે છે. જો જીવતી હશે તો એને પુરી મારી નાખતાં કેટલી વાર લાગવાની છે. (વસંતસેના પડી હતી તેને જોઈને) ના, બરાબર મરી ગઈ છે. હવે આ શેળું એને ઓઢાડી દઉં. પણ ના, એની ઉપર તો મારૂં નામ છે, તે વાંચીને કોઈ જાણી જશે. પવનથી ખરી પડેલા પાંદડા ઠીક કામ આવશે. એની ઉપર એનો ઢગ કરી દઉં. એટલે પછી દેખાવાની નથી. (વસંતસેના ઉપર પાંદડાનો ઢગલો કરે છે) ચાલો, આપણું તો કામ થયું. હવે દરબા-

રમાં જઇ ફરિયાદી કરૂં કે, મારી વાડીમાં આવીને ચા-રૂદત્તે ધન માટે વસંતસેનાને મારી નાખી. હા, એમજ ઠીક પડશે. એનાથી મારૂં વેર વળશે. ચાલો, ત્યારે તો હવે આ રસ્તે જઇએ." પણ એટલામાં સામેથી પેલા જૈન સાધુને આવતાં જોઇ તે બીધો. તેણે ભય પામીને કહ્યું, "અરરર! સત્યાનાશ ગયું! પેલો નખોદીઓ સાધુડો તો હું જે રસ્તે જાઉંછું તેજ રસ્તે આવે છે. થોડીવાર પહેલાં મેં એને દુઃખ દીધું હતું તેથી એ જો મને જોશે તો ગામમાં જઇને જાહેર કરશે કે, 'આણેજ વસંતસેનાને મારી નાખી' તો વળી નવી આપદા પડશે. માટે આ પડી ગયલી ખડકીના ખંડેર ઉપર થઇને જવું ઠીક પડશે. એ તો જેમ હનમાન શિખર ઉપર થઇને મહેન્દ્રે લંકા નગરી કુદાવી હતી તેમ કર્યા વગર બીજો ઇલાજ નથી." આમ પોતાના મન સાથેજ બબડતો તે આડે રસ્તે પોતાની વાડીમાંથી બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### વસંતસેનાનું શુદ્ધિમાં આવવું.

હવે આપણે જરા શહેરની સ્થિતિ જોઇએ. રાજાપાળક અને રાજ્યશાળક સંસ્થાનકે પોતાના ઘણા શત્રુઓ પેદા કર્યા હતા. શર્વિલક, ચંદનક વગેરે બીજા કેટલાક આગેવાન પુરુષોએ રાજ દરબારમાં ખટપટ ઉભી થતી જોઇ પોતાનો પક્ષ બાંધ્યો હતો. આ પક્ષમાં રાજા અને દરબારીઓથી ત્રાશ પામેલા લોકો આવીને મળતા હતા. છેલ્લા ચાર દિવસમાં તો આ પક્ષમાં ઘણા લોકો આવી મળ્યા હતા. શકારની પાસેથી નીકળેલો વિટ પણ તેમને જઇ મળ્યો હતો. આટલો તે વખ-

તની સ્થિતિનો ખુલાસો કર્યા પછી આપણે વાર્તા આગળ ચલાવીશું.

આ તરફ **શકાર** ત્યાંથી ગયા પછી સાધુ **સંવાહક** પેલી વાડીમાં દાખલ થયો. **શકારે** તેને પોતાની વાડીની વાવમાં કપડા ધોવાની મના કરી હતી તેથી તે બહાર જઇને બીજે ઠેકાણે ધોઇ આવ્યો હતો. આ વાડીમાં તે ધોએલા કપડા સૂકવવાનો વિચાર તેણે કર્યો હતો. બાગમાં જે ઠેકાણે **વસંતસેના** પાંદડા નીચે ઢાંકેલી બેશુદ્ધ પડી હતી ત્યાં તે આવી પહોંચ્યો. તેણે વિચાર કર્યો કે, હવે આ ભીના કપડાં ક્યાં સૂકવું? જો ઝાડની ડાળે સૂકાતાં નાખું તો ત્યાં તો વાંદરાઓ કુદે છે તેઓ ફાડી નાખે. જો જમીન ઉપર સૂકવું તો ધૂળ વળગે. માટે હવે તે ક્યાં સૂકાવું." આમ તેમ જુએ છે તો જે પાંદડાના ઢગલા નીચે વસંતસેના પડી હતી તે ઢગલો જોતાં તે બોલ્યો, "આ પવનથી ખરી પડેલા પાંદડાનો ઢગ છે એની ઉપર ઠીક સૂકાશે." આમ કહેતાં કહેતાં તેણે તે ઢગલા ઉપર કપડા સૂકવ્યા. પછી "નમો બુદ્ધાય, નમો બુદ્ધાય." આમ સ્મરણ કરતો નીચે બેઠો.

કુદરતની ગતિ વિચિત્ર છે. જે વાત આપણે હાથે થનારી હોય છે તેનું સ્મરણ પણ તે કોઇક વખત પ્રથમથીજ કરાવે છે. તે પ્રમાણે હાલ પણ થયું. તે પોતાના મનમાંજ વિચાર કરવા લાગ્યો, "અરે, હું કેવો સુખી છું. મોક્ષ પામી સુખી થવાનો રસ્તોજ મેં લીધો છે. એ તો ઠીક, પણ જ્યાં સૂધી મને પેલા જુગારીના હાથમાંથી દશ મોહોરો આપી છોડવનાર વસંતસેનાનો મેં ઉપકાર ફેડયો નથી ત્યાં સૂધી હું તેનો વેચાણ થયલો ગુલામ છું. મારે તેના કરજમાંથી તેની ઉપર કાંઇ પણ ઉપકાર કરી છૂટવું જોઇએ." તે આવો વિચાર કરતો હતો એટલામાં

પાંદડામાં કાંઈ ખડખડાટ થયો. તેથી તે તરફ તેનું લક્ષ ખેંચાયું. તે ધીમે સાદે બોલ્યો, "આ વળી પાંદડા કેમ હાલે છે? હાં હાં સમજ્યો. એ તો સૂકા પાંદડા ઉપર મારા ભીના કપડા સૂકાય છે તેથી લીલા થતાં તેમાંથી અવાજ આવે છે. એમજ જણાય છે."

શકારે જે વખતે વસંતસેનાનું ગળું દબાવ્યું તે વખતે તે બેશુદ્ધ થઇ ગઇ હતી. તેને મૂર્છિત જોઇ શકાર તેને મરણ પામેલી સમજ્યો હતો. હાલ તે સાવધ થઇ હતી. શુદ્ધિમાં આવતાં તેણે પોતાનો એક હાથ બહાર કાઢવા માટે પાંદડા ખસેડવા માંડયા હતા. તેનો અવાજ તે સાધુને કાને પડયો હતો. પણ એટલામાં વસંતસેનાએ એક હાથ બહાર કાઢયો. તે જોઇ સાધુ બોલ્યો, "અરે આ તો અલંકારથી શણગારાયલો કોઇ સ્ત્રીનો હાથ છે. આ બીજો હાથ પણ બહાર નીકળ્યો. આ હાથને તો હું ઓળખતો હોઉં એમ જણાય છે. હા, એ હાથ તો એજ." આમ બોલતો બોલતો તે પાંદડાના ઢગલા આગળ આવ્યો અને પાંદડા ખસાડી નાખતાં વસંતસેના તેની નજરે પડી એક તો તે કામલાંગી સવારની ભૂખી હતી અને વળી તડકો તપતો હતો તેથી હાથની ઇસારત કરી પાણીની માગણી કીધી. વાવ ત્યાંથી દૂર હતી અને પાણી લાવવાનું પોતાની પાસે કાંઈ વાસણ ન હતું તેથી કપડું ભીજવીને તે લઇ આવ્યો. થોડું પાણી તેના મોઢામાં નાખી બાકીનું શરીર ઉપર છાંટયું એટલે વસંતસેના હુશિયાર થઇને ત્યાં બેઠી થઇ. એટલે કપડાના છેડાથી સાધુએ તેને પવન નાખવા માંડયો. થોડીવાર પછી વસંતસેનાએ પૂછયું, "તમે કોણ છો?"

સાધુએ કહ્યું, "શું તમે મને ઓળખતાં નથી? દશ મોહોરો આપી તમે મને વેચાણ લીધો છે તે ભૂલી ગયા?"

વસંતસેના તેને ઓળખીને બોલી, "હા, ઓળખ્યા તો ખરા. પણ તમે કહોછો તે વાત (વેચાણ લીધાની) હું જાણુતી નથી. મને એ વાત યાદ નથી."

તે જૈન સાધુએ પૂછ્યું, "બુધ્ધોપાસિકા, આ શો બનાવ બન્યો હતો?"

વસંતસેનાએ ઉત્તર આપ્યો, "વેશ્યાના અવતારને છાજતોજ. હું મરી ગઇ હોત તો ઠીક થાત."

જૈન જતી બોલ્યો, "બુધ્ધોપાસિકા, એમ ન બોલશો. તમે ઉઠીને ઉભા થાઓ. આ ડાળીને પકડીને ઉભા થાઓ."

સંવાહક બુદ્ધ ધર્મ પ્રમાણે જતી થયો હતો તેથી તે ધર્મ પ્રમાણે સ્ત્રીના શરીરને અડકવાની તેને મનાઇ હતી. વસંતસેના ટેકો લીધા વગર ઉભી થઇ શકે એમ ન હતું તે જાણતાંજ તે જતીએ ઝાડની ડાળી તેના હાથને પહોંચે એટલી નીચી કરી આપી. વસંતસેના તે પકડી તેને આધારે ઉભી થઇ.

પછી જૈન સાધુએ કહ્યું, "પેલી તરફ અમારો વિહાર છે તેમાં ચાલો, ત્યાં મારી એક ધર્મ ભગિની રહે છે. ત્યાં સૂધી તમે ધીમે ધીમે ચાલો. ત્યાં થોડીવાર વિશ્રાંતી લઇ હુશિયાર થઇને પછી તમે ઘેર જજો."

વસંતસેના ધીમે ધીમે ચાલવા માંડી. બાગની બહાર ગઇ એટલે ત્યાંથી તો લોકોની આવજા હતી તેથી તેને કોઇ અડકશે જાણી સંવાહકે બૂમ પાડવા માંડી, "ભલા માણસો, બાજુ ખસો, બાજુ ખસો રસ્તો છોડો. આ યુવાન સ્ત્રી છે, અને હું તો સાધુછું. મારો ધર્મ પવિત્ર છે. જે હાથ, મોઢું અને ઈંદ્રિઓને વશ રાખે તેજ ખરો મનુષ્ય! તેને પછી ડરવાનુંજ નથી. મોક્ષથી તે દૂર ન-

થીજ." આમ બોલતો વસંતસેનાને તે પોતાના વિહારમાં તેડી ગયો. ત્યાં એક વૃદ્ધ તાપસી (જૈન સાધ્વી) હતી તેણે તેની આસના વાસના લીધી.



## પ્રકરણ ૧૯ મું.

### ન્યાય દરબાર.

સાથે બની ઠનીને હું શોભતો હતો. ઘડીકમાં મારી ચો-ટલી છુટી રહે છે, ઘડીકમાં હું નાની અંબોડી બાંધુંછું. ઘડીકમાં વાળને છુટા મુકુંછું તેથી તે કેવા ઉડે છે! અને જ્યારે વાળ ઉભા થાય છે ત્યારે હું રાજાનો સાળો કેવો દીપી નીકળુંછું! કમળના દાંડામાં અને ઝેરની ગાંઠમાં પે-ઠેલો કીડો જેમ રસ્તો શોધતો શોધતો દૂર નીકળી જાય છે તેમ હું પણ બહુજ દૂર નીકળી આવ્યો છું. પણ હવે આ કામ હું કોની ઉપર ઢોળી પાડું? (વિચાર કરે છે, યાદ આવતાંજ) હા, હા, હા, ઠીક યાદ આવ્યું! પેલા ભીખારી ચારૂદત્ત ઉપર આ કામ ઢોળી પાડું. હાલ એને માટે જે કાંઈ કહીશ તે મનાશે. હું કહીશ કે ઘરેણા માટે ચારૂદત્તે વસંતસેનાને મારી નાખી. આ કચેરી તો આ-વી. અંદર બેઠકો બધી ગોઠવાઇ રહી છે. ન્યાયાધીશ હમણા આવતા હશે. ચાલ હું આ દરવાજા ઉપરજ બેસું." આ-મ કાંઇક મનમાં કાંઇક મોટેથી બોલતો તે દરવાજા આ-ગળ જઇને બેઠો.

શોધનક બીજી બાજુએથી નીકળી ગયો હતો, તેણે જોયું તો ન્યાયાધીશ આવતા હતા તેથી તે ઉભો રહીને બોલ્યો, "ન્યાયાધીશ સાહેબ તો આ સાંમેથીજ આવે છે. હવે તેમને જઇ મળું."

શોધનક ન્યાયાધીશની સામે ગયો તેને જોઇને ન્યા-યાધીશે પૂછ્યું, "કેમ શિરસ્તેદાર અને શેઠજી* આવ્યા કે?"

શેઠજી તથા શિરસ્તેદાર કાયસ્થે કહ્યું, "હાજી, બેઉ હાજર છીએ."

સૌ પોત પોતાને સ્થાનકે જઇ બેઠા પછી ન્યાયાધીશે

* પૂર્વે ન્યાયની રીતિ એવી હતી કે, ન્યાયાધીશ વિદ્વાન હોય તે છતાં તેને ન્યાયમાં મદદ કરવા માટે કોઇ કુલીન વે-પારીને નેમતા. તેને શ્રેષ્ઠી કહેતા, તેનું અપભ્રંશ હાલ શેઠજી છે.

કહ્યું, "પારકા મનની વાત જાણવી એ બહુજ અઘરૂં છે. કેટલાક લોકો ફરિયાદ કરે છે, પણ તે જુઠી હોય છે. અપરાધીઓ પોતાના મનની વાત ખરેખરી કહેતા નથી. કેટલાક એક બીજાની પક્ષ કરીને ખરાનું ખોટું અને ખોટાનું ખરૂં કહે છે. આથી ખરી હકીકતથી અજાણ રહેતાં ન્યાયાધીશ પોતાના મનને જે ખરૂં જણાય તે ન્યાય કરે છે. પણ એથી ક્ષણીક વખત અપરાધી છુટી જાય છે અને નિર્દોષ માર્યા જાય છે. એનું પાપ રાજાને લાગે છે. ન્યાયાધીશ એવા જોઇએ કે, તેઓ પોતે સમજુ હોઇ પારકાનું કપટ પારખી શકતા હોય. ઉત્તમ વક્તા અને શાંત સ્વભાવના હોય. બધાને સમાન ગણતા હોય. બધું સાંભળી રહ્યા પછીજ જવાબ આપે. રાજાને ક્રોધ ચઢે તેને પણ શાંત કરે. આવો ન્યાયાધીશજ ન્યાયના કામમાં ઉત્તમ છે."

ન્યાયાધીશના આવા વચનો સાંભળી શેઠજી તથા કાયસ્થે કહ્યું, "આપ જેવી રીતે અધિકાર ચલાવો છો તેના કોઇ દોષ કાઢે તો ચંદ્રના પ્રકાશમાં અંધકાર છે એમ કહેવાય."

આટલી વાત થયા પછી ન્યાયાધીશે સીપાઇને કહ્યું, "શોધનક, આજ કોણ કોણ ફરિયાદી આવ્યા છે તે બહાર જઇને જોઇ આવ."

શોધનક તો ન્યાયાધીશની આજ્ઞા પ્રમાણે બહાર આવીને બોલ્યો, "ન્યાયાધીશ મહારાજ કહે છે કે, કોઇ ફરિયાદી છે, કોઇ અરજદાર છે?"

ન્યાયાધીશ આવ્યા સાંભળી આનંદથી ઉભો થઇને શકાર બોલ્યો, "હા, હું શ્રેષ્ટ પુરુષ, મનુષ્ય વાસુદેવ, રાજાનો સાળો, ફરિયાદ કરવા આવ્યો છું."

તેને ફરિયાદી તરીકે આવેલો જોઇ ભય પામીને શોધનક ધીમેથી બોલ્યો, "શું! આજ આ પહેલોજ રાજાનો સાળો ફરિયાદ કરવા આવ્યો છે? ઠીક. સાહેબ, જરા સબુર કરો. હું ન્યાયાધીશને તમારા આવવાની ખબર આપું." ન્યાયાધીશ પાસે જઇને શોધનકે કહ્યું, "રાજાના સાળા ફરિયાદી થઇને ન્યાય કરાવવા આવેલ છે."

ન્યાયાધીશે પણ જરા ચમકીને કહ્યું, "શું! શુકનમાંજ રાજાનો સાળો? સૂર્યોદય વખતનું ગ્રહણ કોઇ મોટા પુરુષ ઉપર સંકટ પડવાનું સૂચવે છે. શોધનક, એને જવાબ આપ કે, આજ તારી ફરિયાદી સાંભળવામાં નહિ આવે."

ન્યાયાધીશના હુકમ પ્રમાણે શોધનકે જઇને શકારને કહ્યું, એટલે તેને ક્રોધ ચઢયો. તે બોલી ઉઠ્યો, "મારી ફરિયાદ આજ નહિ સાંભળે? ફીકર નહિ, ચિંતા નહિ. એનો ઉપાય મારી પાસે છે. મારા બનેવી, મારી બહેનના વર, મારી માના જમાઇ રાજાને અને મારી બહેન બાને કહીને આ ન્યાયાધીશને કઢાવી મૂકી બીજાને રખાવીશ." આમ કહી તેણે ચાલવા માંડયું, એટલે શોધનકે વિચાર આવતાં તેને ઉભો રાખીને કહ્યું, "જરા ઉભા રહો. ન્યાયાધીશને તમારો સંદેશો પહોંચાડી આવું." આમ કહી તેને ઉભો રાખી શકારનો સંદેશો પહોંચાડવા તે ગયો.

ન્યાયાધીશે તે સાંભળીને કહ્યું, "મૂર્ખનું બધું એ સંભવે છે. માટે એને બોલાવી લાવ."

શોધનકે શકારની પાસે જઇ તેને ન્યાયાધીશ આગળ આવવાનું કહ્યું. એટલે તે બોલ્યો, "કેમ હવે ઠેકાણે આવ્યો એક વખત કહે છે કે, આજ નહિ અને બીજી વખત બોલાવે છે. ચાલ હું આવું છું. ન્યાયાધીશ પણ મારાથી બીહે છે." આમ કહી અંદર દાખલ થઇ ઉદ્ધતપ-

ણાથી ન્યાયાધીશને જરા નમીને કહ્યું, "અમે ખુશીમાં છીએ. તમને પણ સુખમાં રાખુંએ ખરો અને નએ રાખું."

ન્યાયાધીશે તેને જોઇ ધીમેથી કહ્યું, "આગળ જોયો હતો તેવોજ એ છે. ઠીક, બેસો."

શકારે અભિમાનથી કહ્યું, "આ જમીન તો મારી પોતાની છે, તેથી મારી મરજી પડશે ત્યાં બેસીશ. (શેઠ-જીને) આ આપણે તો અહીંજ બેઠા. (ન્યાયાધીશને માથે હાથ મૂકીને) આ આપણે તો અહીંજ બેઠા." આમ બો-લતો બોલતો તે જમીન ઉપર બેસી ગયો.

પછી ન્યાયાધીશે પૂછ્યું, "તમે અરજી કરવા આવ્યા છો?" ન્યાયાધીશ તથા બીજા અમલદાર વર્ગને તેના આ-વા અપમાનથી ક્રોધ તો ઉત્પન્ન થયો હતો, પણ આ મૂ-ર્ખને વધારે ન છંછેડતાં તે સુખરૂપ ત્યાંથી બહાર જાય એમ બધા ઇચ્છતા હતા તેથીજ ન્યાયાધીશે તેને ઉપલો સવાલ પૂછયો.

શકારે જવાબ આપ્યો, "અલબત, હું પોતે આ-પોઆપ ખુદ ફરિયાદ કરવા આવ્યો છું."

ન્યાયાધીશે પૂછ્યું, "બોલો, તમારી શી ફરિયાદ છે?"

શકારે માથું હલાવીને કહ્યું, "હું તમારા કાનમાં કહુંશ. તમે જાણો તો છોજ કે, હું મસ મોટા કુળમાં જનમ્યો છું. રાજાજીના જે સસરા છે તે મારા બાપ થાય અને મારા બાપના રાજાજી જમાઇ થાય. હું રાજાનો સા-ળો છું અને રાજા મારી બહેનના વર થાય. સમજ્યા કે? આવી મારી મોટી સગાઇ છે. તેથી બીજા ફરિયાદીની માફક મારાથી મોટેથી તે શી રીતે ફરિયાદી થાય?"

પોતાનો આવા મોટા માણસ સાથે સંબંધ છે આ-મ જણાવવાની શકારની એવી મતલબ હતી કે, તેથી ન્યાયાધીશ તેના મોટા સંબંધથી અંજાઇને તેની ફરિયાદી

સાંભળી તેનો પક્ષપાત રાખે. પણ આ ન્યાયાધીશ પક્ષપાતી ન હતો તેથી તેનું આવું બોલવું સાંભળીને બોલ્યો, "એ તો બધું સમજ્યા. કુળ મોટું કહેવાયું તેમાં શું થયું ? શીળ એજ મોટી વાત છે. સારા ખેતરમાં કાંટાના ઝાડો પણ ઉગે છે. હવે એ બધી વાત રહેવા દઇ તમારી ફરિયાદ શી છે તે જણાવો."

શકારે કહ્યું, "મેં તમને મારા આ મોટા સંબંધ વિષે જાણીતા કર્યા તેની મતલબ એટલીજ છે કે, કદી મેં મોટો અપરાધ કર્યો હોય તો તે પણ મને કોઇ કાંઇ કરી ન શકે. હવે સાંભળો. મારી બહેનના વર એટલે મારા બનેવીએ, પુષ્પકરંડક નામનો જુનો બાગ અને વાડી મને આપી છે. તેને સૂકવી નાખવા, તાજી કરવા, કાપણી કરવા, ફેરબદલ કરવા હું ત્યાં રોજ જાઉં છું, ત્યાં એક સ્ત્રીનું શરીર જોઉં છું અને નથી પણ જોતો."

ન્યાયાધીશ સમજ્યો કે, ત્યાં આણે કોઇ સ્ત્રી મરણ પામેલી દીઠી છે તેથી પૂછ્યું, "ભલા, તે સ્ત્રીનું શરીર દીઠું તે કોનું છે તે તમે ઓળખ્યું ?"

આટલીવાર સૂધી તો શકાર હીમતથી બોલતો હતો. પણ ન્યાયાધીશના સવાલથી જરા ખમચ્યો. તેણે જાણ્યું કે, ન્યાયાધીશ મારૂં પાપ પામી તો નહિ ગયા હોય ? પણ કાંઈ નહિ, હીમત તો રાખવી. આમ ધારી તેણે જવાબ આપ્યો, "એ સ્ત્રીને કોણ ન ઓળખે ? તે સ્ત્રી તો આ શહેરની શોભારૂપજ છે. શરીર ઉપર મૂલ્યવાન ઘરેણા પહેરે છે. તેને તે હું ઓળખ્યા વગર રહું ?. કોઇ કુપાત્રે ઘરેણાની લાલચે ગળું દાબીને વસંતસેનાને મારા પુષ્પકરંડક બાગમાં મારી નાખી છે. પણ મેં નહિ હો ! રખેને કાંઈ ઉંધું સમજશો ?"

આ સાંભળી ન્યાયાધીશે કહ્યું, "ચોકીવાળા કેવા

સુસ્ત છે? કાયસ્થ, આની જુબાનીમાં પ્રથમ લખી લ્યો કે, 'મેં નહિ હો' આ શબ્દો જાણુવાજોગ છે."

શિરસ્તેદાર કાયસ્થે કહ્યું, "લખી રાખ્યા મહારાજ."

આ સાંભળતાં શકાર ગભરાઇ ગયો. તે ધીમેથી બોલ્યો; "અરરર! આ શું બોલાઇ ગયું? પેલા ખીરના ભોગી ભમરાની પેઠે ઉતાવલમાં પોતાને હાથેજ આ તો મોત આણી મૂક્યું. (ન્યાયાધીશ સાંભળે તેમ) અરે હું તો એમ કહું છું કે, મેં દીઠી છે. મારૂં પુરૂં સાંભળ્યા સિવાય તે મત કેમ બાંધી ઘો છો?" આમ કહી લખેલું પોતાને હાથે છેકી નાખ્યું.

ન્યાયાધીશે પૂછ્યું, "પણ તમે કેમ જાણ્યું કે, ઘરેણાને લોભે ગળું દાબીને મારી નાખી?"

શકારે જવાબ આપ્યો, "ગળામાં ઘરેણા ન હતા તેમજ બીજાં પણ કાંઈ ઘરેણા ન હતા તેથી મારી ખાત્રી થઇ હતી."

શિરસ્તેદાર બોલ્યો, "આ વાત કાંઇક બંધ બેસતી જણાય છે ખરી."

શકારે હર્ષ પામીને મનમાં કહ્યું, "ચાલો, આપણું વિઘ્ન ગયું. જીવતા તો નસીબયોગે રહ્યા."

શેઠજીએ પૂછ્યું, "તમારી ફરિયાદનો પુરાવો તમે કાંઈ લાવ્યા છો?"

શકાર જવાબ આપે તે પહેલાં ન્યાયાધીશે કહ્યું, "ન્યાય બે પ્રકારથી થાય છે. એક વાકયાનુસાર અને બીજો અર્થાનુસાર. વાકયાનુસાર જે ન્યાય થાય છે તેમાં ફરિયાદી અને પ્રતિવાદીની હકીકત ઉપર ધ્યાન આપવું પડે છે અને અર્થાનુસાર હોય છે ત્યારે ન્યાયાધીશની પોતાની મરજી પ્રમાણે ન્યાય થાય છે."

આ સાંભળીને શેઠજી અને કાયસ્થે કહ્યું; "જો એ-

મજ હોય તો આ કામમાં વસંતસેનાની મા ફરિયાદી થઇ શકે. શકારથી ફરિયાદી થવાય નહિ. મરનાર વસંતસેનાનું પાસેનું સગું તેની મા છે તેથી તેણે ફરિયાદ કરવી જોઇએ."

ન્યાયાધીશે કહ્યું, "તમે વાજબી કહ્યું, શોધનક, વસંતસેનાની માને બોલાવી લાવ"

શોધનક વસંતસેનાની માને બોલાવવા ગયો. તેને જઇને 'ન્યાયાધીશ બોલાવે છે માટે ચાલો.' એમ કહ્યું.

પોતાને દરબારનું તેડું સાંભળી વસંતસેનાની મા તો ગભરાઇ ગઇ. તે થરથર કાંપતી બોલી, "ભાઇ, મને ન્યાયાધીશ શા માટે બોલાવે છે? સ્ત્રી જાતનું ન્યાય દરબારમાં શું કામ છે? મારી પુત્રી પોતાના મિત્રને ત્યાં તરૂણાવસ્થાનો લ્હાવો લેવા ગઇ છે તે વખત તું મને શા માટે બોલાવવા આવ્યો? ન્યાયાધીશ સાહેબે મને શા માટે બોલાવી હશે? કાંઇ કારણ તો જણાતું નથી. મારૂં હૃદય તો થરથર કંપે છે. શું કરવું તે કાંઇ સુજતું નથી."

શોધનકે તેને ધીરજ આપતાં કહ્યું, "બાઇ, ગભરાશો નહિ. મારી સાથે ન્યાય દરબારમાં ચાલો. ત્યાં જે કાંઇ હશે તે આપોઆપ જણાઇ આવશે."

વસંતસેનાની માને થોડી ધીરજ આવી. તેણે કહ્યું, "ઠીક છે ત્યારે, ચાલ, ભાઇ, હું તારી સાથે આવું છું. મને કચેરીનો રસ્તો બતાવ. મેં કોઇ દિવસ તે ઠેકાણું દીઠું નથી."

શોધનકે કહ્યું, "ચાલો બાઇ, હું તમને રસ્તો બતાવું." આમ કહી તેને ન્યાય દરબારમાં લઇ ગયો અને ન્યાયાધીશ સામે ઉભી કરી પોતે ખસી ગયો ડોસીએ ન્યાયાધીશને જોઇ કહ્યું, "ઇશ્વર તમને સુખી રાખો."

ન્યાયાધીશે તેને માન આપતાં કહ્યું, "બાઇ, તમે ભલે આવ્યા. અહીં બેસો." ડોસી નીચે બેસી ગઇ.

શકારે તેને જોઇ મોઢું વાકું કરીને કહ્યું, "કુટણી ડોસી આવી કે?"

તેના બોલવા તરફ લક્ષ ન આપતાં ન્યાયાધીશે તેને પૂછ્યું, "વસંતસેનાની તમે મા થાઓછો?"

ડોસીએ જવાબ આપ્યો, "હા, મહારાજ."

ન્યાયાધીશે પૂછ્યું, "હમણા તમારી પુત્રી કયાં છે?"

ડોસીએ જવાબ આપ્યો, "તે પોતાના મિત્રને ત્યાં ગઇ છે."

ન્યાયાધીશે પૂછ્યું, "તે મિત્રનું નામ શું?"

આ સવાલ સાંભળી ડોસી મનમાં બોલી, 'આ સવાલ ઠીક ન પૂછાયો. મારાથી એ નામ કેમ કહેવાય' પછી ન્યાયાધીશને કહ્યું, "મહારાજ, આ સવાલ બીજા કોઇએ પૂછયો હોય તો હરકત નથી, પણ આપે તે પૂછવો ન જોઇએ."

ન્યાયાધીશે કહ્યું, "બાઇ, શરમાવાનું કામ નથી. આ સવાલ હું તમને પૂછતો નથી, ન્યાયજ પૂછેછે."

કાયસ્થ તથા શેઠજી બોલ્યા, "બાઇ, ન્યાયને તો તમારે જવાબ આપવામાં શરમ કરવી ન જોઇએ."

ડોસીએ જવાબ આપ્યો, "જો તમારા કહેવા પ્રમાણે ન્યાયજ મને આ સવાલ પૂછતો હોય તો મારે તેને શરણ થઇ જવાબ આપવાની ફરજ પડે છે. સાંભળો. નાણાવટના રહેનાર શેઠ વિનયદત્તના પૌત્ર અને સાગરદત્તના પુત્ર આર્ય ચારૂદત્તને ત્યાં મારી પુત્રી ગઇ છે."

ડોસીના આ શબ્દો સાંભળી ઉતાવળથી શકાર બોલી ઉઠયો, "આ શબ્દો સાંભળ્યા? લખી લ્યો. મારી ચારૂદત્ત ઉપર ફરિયાદ છે."

કાયસ્થ તથા શેઠજીએ કહ્યું, "ચારૂદત્ત મિત્ર છે તેમાં તે શી હરકત છે?"

ન્યાયાધીશ બોલ્યો, "આ કામમાં ચારૂદત્તની હાજરીની જરૂર છે. (કાયસ્થને) ધનદત્ત, આ વાત પુરાવાની જુબાની તરીકે લખી રાખો. આર્ય ચારૂદત્તને અહીં બોલવવાને મોકલવું જોઇએ. શોધનક, જા, આર્ય ચારૂદત્તને સત્કાર પૂર્વક અહીં તેડી લાવ. જો, જરા પણ તેમને અપમાન ન કરતો હો! તેમને ફાળ ન પડે તેમ તેડી લાવજે. જરા પણ ઉતાવળ ન કરવી."

હુકમ પ્રમાણે શોધનક ચારૂદત્તને ઘેર ગયો અને યુક્તિપૂર્વક ન્યાયાધીશનો સંદેશો તેને જણાવ્યો. પોતાને કોઇ પણ દિવસ ન્યાય દરબારમાં જવાનું થયું ન હતું તેથી તે તો ગભરાવા લાગ્યો. પોતે કેવો ખાનદાની અને શીલવંત છે તે ન્યાયાધીશ તેમજ રાજા જાણતા હતા તે છતાં તેને તેડવું મોકલ્યું તેથી કાંઈ પણ અનિષ્ટ થવાની તેને શંકા ઉપજી. શું રાજાના શત્રુ પેલા આર્યક ગોવાળને તેણે પોતાના રથમાં બેસાડી નશાડી મૂકયો તે વાતની રાજાને ખબર પડી હશે? આવા આવા અનેક તરંગો તેના મનમાં ઉઠવા લાગ્યા જે હશે તે દરબારમાં ગયા પછી જણાઇ રહેશે આમ મન વાળીને તે શોધનક સાથે ન્યાય દરબાર તરફ ચાલ્યો. રસ્તે ચાલતાં તેને ડગળે ને પગળે અપશુકન થવા માંડયા. તેના મોઢા સામે કાગડા બોલવા લાગ્યા. ડાબી આંખ ફરકવા માંડી. આવા અપશુકન થતા જોઇ ચારૂદત્તના મનમાં ખાત્રી થઇ કે, આજ કાંઇ પણ મોટું સંકટ ગુજરનાર છે. ખેર. ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે. આમ તે વિચારે છે એટલામાં એક કાળો સાપ તેની નજરે પડયો. તેને જોતાંજ ચારૂદત્ત બોલ્યો, "અરે આ શું? આ તો કાળો સાપ! પોતાની લાંબી જીભ બહાર કાઢી મારી તરફ એકી નજરે જોતો રહ્યો છે. રસ્તામાં કાદવ નથી છતાં મારા પગ સરી પડે

છે. આ રસ્તામાં આડો પડેલો સર્પ, મારા પગ સરી પડે છે તે, વારંવાર મારી ડાબી આંખ ફરકે છે અને હાથ ધ્રુજે છે તેથી નક્કી આજ મારૂં મરણ થનાર છે એમ મને સૂચના થાય છે. હશે. જે થવાનું હશે તે થશે. ઈશ્વર સારૂં કરશેજ."

આમ વિચાર કરતો તે ન્યાય દરબારમાં આવી પહોંચ્યો.

શોધનકે કહ્યું, "આર્ય, આ ન્યાય મંદિર. અંદર ચાલો."

ચારૂદત્તે અંદર દાખલ થઇ આસપાસ જોતાં કહ્યું, "આ સ્થળની શોભા કાંઇક વિચિત્રજ છે. ન્યાય મંદિરને જો સમુદ્રની ઉપમા આપી હોય તો યથાર્થજ છે. પોતાની પાસે ચાલતા કજીઆનું તોલ કરવામાં નિમગ્ન થયલા આ ન્યાયાધીશજ પાણી રૂપે છે. એમના સીપાઇ વગેરે નોકરો સમુદ્રના મોજા જેવા છે. અપરાધ વિષેની ખબર લાવનાર લોકો મગરમચ્છ, માછલાં વગેરે છે. આ શિરસ્તેદાર કાયસ્થ સર્પ જેવો છે, આ સાક્ષી આપનાર વગેરે લોકો સમુદ્રની અંદરના બારીક જીવજંતુ જેવા છે. આવા મોટા સમુદ્રના રૂપ જેવી આ કચેરી છે." આમ બોલતાં તે અંદર જવા લાગ્યો એટલામાં તેનું માથું અથડાયું. તેથી તે મનમાં વધારે દુ:ખી થઇને બોલ્યો, "આ વળી નવુ અપશુકન થયું! કાગડા રડે છે, ડાબી આંખ ફરકે છે, કાળો સર્પ આડો પડયો છે અને વળી માથું અફળાયું છે. ખેર, ઈશ્વરે જે ધાર્યું હશે તે થશે."

આમ વિચારતો તે ન્યાયાધીશની સામે જઇ ઉભો.

આખા શહેરમાં શકાર વગર બીજો કોઇ તેનો શત્રુ ન હતો. સૌથી વડા ન્યાયાધીશના આસન ઉપર બેઠેલા આ ન્યાયાધીશને પણ ચારૂદત્તને વિષે પૂજ્ય બુદ્ધિ હતી, તે તો તેને બોલાવવા મોકલતી વખતેજ શોધનકને કહેલા શ

ચ્હેરાથી જણાઇ આવી હતી. હાલ પોતાની સામેજ તે સત્પુરુષ (ચારૂદત્ત)ને ઉભેલો જોઇને ન્યાયાધીશ બોલ્યો, "આ જુઓ ચારૂદત્ત! એ કેવા સુંદર દેખાય છે? એમનું નાક સીધું છતાં કેવું ઉંચું છે? આંખ પણ સુંદર પાણીદાર છે. આવા દેખાવના લક્ષણ ઉપરથી આવા માણસ ઉપર દુષ્ટ કૃત્યનો અપરાધ મૂકવો એ મુદ્દલ યોગ્ય નથી. હાથી, ઘોડા, ગાય અને પુરુષ એમના દેખાવ–આકૃતી ઉપરથીજ તોલ થાય છે. આ ગૃહસ્થની આકૃતી પણ તેવીજ દેખાય છે કે, એમના હાથથી દુષ્ટ કામ કદી ન થાય."

ચારૂદત્તે બધા અમલદારો તરફ જોઇ કહ્યું, "તમારૂં કલ્યાણ થાઓ. સર્વે કુશળ છો ના?"

ચારૂદત્તને પોતાની છેક પાસે આવેલો જોઇ ગભરાઇને ન્યાયાધીશે કહ્યું, "આર્ય, પધારો, પધારો. અરે શોધનક, એમને માટે આસન લાવ."

શોધનકે ચારૂદત્તને આસન આપતાં કહ્યું, "આર્ય, આ આસને બીરાજો."

પોતાને આપવામાં આવેલા આસન ઉપર ચારૂદત્ત બેઠો. ચારૂદત્તને આસન ઉપર બેઠેલો જોઇ શકારે ક્રોધથી કહ્યું, "દુષ્ટ સ્ત્રીઘાતક, આવ્યો કે? (ન્યાયાધીશ તરફ જોઇને) આ શું કચેરીની રીત છે કે ન્યાય છે? કે ધર્મ છે? આ સ્ત્રી ઘાતકને બેસવા માટે આસન આપોછો એ શું? પણ હશે. બેસવા દો. જેમ તમને સારૂં લાગે તેમ કરો."

પણ ન્યાયાધીશે તેને કાંઇ ઉત્તર ન આપ્યો. તેણે ચારૂદત્ત તરફ જોઇને કહ્યું, "આર્ય ચારૂદત્ત, આપને આ બાઇની પુત્રી સાથે પ્રેમ, સ્નેહ, મિત્રતા કે, બીજો કાંઇ સંબંધ છે?"

ચારૂદત્તે આટલી વાર સૂધી વસંતસેનાની માને દીઠી

જ હતી. પણ જ્યારે ન્યાયાધીશે તેની તરફ હાથ કરીને બતાવી ત્યારે તે તેને ઓળખતાંજ ઉભો થયો અને તેને પ્રણામ કરતાં બોલ્યો, "આર્યા, પ્રણામ કરૂંછું."

ડોસીએ આશીર્વાદ આપતાં કહ્યું, "આયુષ્યમાન્ રહે બેટા." પછી મનમાં બોલી, "મારી પુત્રીએ યોગ્ય સાથેંજ સંબંધ બાંધ્યો છે."

આટલા દિવસ સુધી તો વસંતસેનાની મા ચારૂદત્તનું નામજ માત્ર જાણતી હતી, પણ આજ તેને નજરે જોઇ તે ખુશી થઈ.

ન્યાયાધીશે પૂછ્યું, "આ ગુણિકા સાથે તમારે મિત્રતા છે?"

ચારૂદત્તે શરમાઇને નીચું જોયું.

તેને આ પ્રમાણે નીચે જોતો જોઇ શંકાર બોલ્યો, "શરમથી નીચું જો કે, ભયથી જો, પણ ધનને કારણે સ્ત્રીને હણીને હવે તે છૂપાવે છે તે કેટલી વાર છૂપું રહેશે?"

કાયસ્થે કહ્યું, "આર્ય ચારૂદત્ત શરમાવાની જરૂર નથી. જે કાંઇ હોય તે ખરૂં કહી દો. આ તો વ્યવહાર છે."

પોતાને ઉપરાસાપરી આ પ્રમાણે પૂછવામાં આવ્યું તેથી ચારૂદત્તે શરમાતાં જવાબ આપ્યો, "ગુણિકા મારી મિત્ર છે એમ જીભથી કેમ કહેવાય? ખરૂં જોતાં તો એ જુવાનીનો દોષ છે. વર્તનનો કાંઇ દોષ નથી."

આ સાંભળી ન્યાયાધીશે કહ્યું, "આર્ય ચારૂદત્ત, તમને કાંઇ કહેવું પડે તેમ નથી. તમારે જવાબ આપવો જોઇએ. અહીં ન્યાયની વાત છે. ન્યાયમાં અનેક પ્રકારના સવાલો પૂછવા જોઇએ. અહીં લાજ છોડીને જવાબ આપવો જોઇએ. અહીં ફરિયાદી થઇ છે તેથી તપાસ કરવાની અમારી ફરજ છે તેથી આવી સખત રીતે અમારે તપાસ ચલાવવી જોઇએ."

આ સાંભળી ચારૂદત્તે પૂછ્યું, "મારી સામે કોણે ફરિયાદ કીધી છે?"

શકારે ભપકાથી ઉભા થઇ પોતાની છાતીએ હાથ મૂકી કહ્યું, "મેં તારી સામે ફરિયાદ કીધી છે. હું તારો ફરિયાદી છું. સમજ્યો ના? બોલ, હજી કાંઈ કેછે?"

આ સાંભળી ચારૂદત્તે કહ્યું, "મારી સામે તું ફરિયાદી છે તો તારી સાથે કજીઓ લડવો એ કઠણ કામ છે."

શકાર આવેશથી બોલ્યો, "અરે સ્ત્રી ઘાતકી! પેલી કરોડો રત્નથી શણગારેલી વસંતસેનાને મારી નાખી હવે નિર્દોષ હોવાના ઢોંગ કરે છે? પણ એ તારા ઢોંગ અહીં ઉપયોગમાં આવનાર નથી તે યાદ રાખજે."

આ સાંભળી ચારૂદત્ત બોલ્યો, "આ તું સંબંધ વગરનું શું બોલે છે?"

ન્યાયાધીશે કહ્યું, "આર્ય ચારૂદત્ત, એની સાથે માથાફોડ ન કરો. ખરૂં હોય તે કહી દો. ગુણિકા તમારી મિત્ર છે? જલદી કરો જોઇએ."

ચારૂદત્તે જવાબ આપ્યો, "હા, તે મારી મિત્ર છે ખરી."

ન્યાયાધીશે પૂછ્યું, "ત્યારે તે હમણા ક્યાં ગઇ છે?"

ચારૂદત્તે જવાબ આપ્યો, "તે પોતાને ઘેર ગઇ છે."

કાયસ્થ તથા શેઠજીએ પૂછ્યું, "ક્યારે ગઇ, કેવી રીતે ગઇ, કોની સાથે ગઇ તે બધું જણાવો."

ચારૂદત્ત વિચારમાં પડયો. કેવી રીતે ગઇ તેનો શો ઉત્તર આપવો તે સુઝે નહિ એવી તેની દશા થઇ. એટલે કાયસ્થે કહ્યું, "જલદી બોલો."

ચારૂદત્ત બોલ્યો, "તે પોતાને ઘેર ગઇ. એ સિવાય બીજું શું કહું!" ખરેખર જોતાં તો ચારૂદત્તને આ જવાબ આપતાં વિચારજ પડયો હતો. ગઇ કાલે પોતે પ્ર-

ધમં બાગમાં ગયો અને પછી શું થયું તેથી તે તદ્દન અજાણ્યો હતો. તે બાગમાં આવી ન હતી તેમજ પોતાને ત્યાં પણ ન હતી તેથી ઘેર ગઇ હશે એમજ ચારૂદત્તે અનુમાન કર્યું હતું. તેમજ વળી વેશ્યા સાથેની પોતાની મિત્રતા જણાવતાં પણ તેને લાજ ઉપજી હતી.

પણ શકાર તેની ઉપર અપરાધ લાગુ પડવાની સાબીતી ન થાય ત્યાં સૂધી સુખે કેમ બેશી શકે? તેને તો ગમે તેમ કરી તેના ઉપર આ અપરાધ લાગુ પાડવાની મરજી હતી. તે બોલી ઉઠ્યો; "અરે, મારા પુષ્પકરંડક નામના જુના બાગમાં તેડી જઇ ઘરેણાની લાલચે તેને ગળે બાથ ભીડી મારી નાખી અને હવે કહે છે કે, પોતાને ઘેર ગઇ! કેમ?"

આ સાંભળી ગુસ્સે થઇને ચારૂદત્ત બોલ્યો, "અરે, સમજ્યા વગર કેમ બોલે છે? આકાશમાંના મેઘથી જેમ ચાપ પક્ષીનો પાંખો માત્ર ભીજાય છે, પણ તેના મોઢામાં તો છાંટો સરખોએ પડતો નથી. ઉપર ઉપરથી તેની ઉપર પાણી પડે છે તેથી જેમ તે મેલુંજ દેખાય છે, તેમ તારૂં મોઢું પણ ફીકકું પડી ગયું છે. ઉપર કાળાશ છવાઇ રહી છે. હેમંત ઋતુના કમળ પેઠે તારૂં મોઢું પોતાની મેળેજ ફીકકું પડતું જાય છે."

બેઉનું આવું બોલવું સાંભળી ન્યાયાધીશે કાયસ્થ તથા શેઠજીને ધીમેથી કહ્યું, "મને તો આ ખોટો ખેલ જણાય છે. હિમાલયનો તોલ કરવો અને સમુદ્ર તરી જવો, તેમજ વાયુને પકડી રાખવો એ જેવું અસંભવિત છે તેવુંજ આર્ય ચારૂદત્તની ઉપર કલંક મુકવાનું છે. (બધા સાંભળે તેમ કહ્યું) મૂર્ખ, આ આર્ય ચારૂદત્ત છે, એ અકાર્ય કેમ કરે? એના હાથથી એવું કર્મ કદી પણ ન થાય. એવી મનમાં શંકા પણ ન થાય."

આ સાંભળી શકાર બોલ્યો, "ઠીક છે; તમે પક્ષપાતથી આ ફરિયાદનો અંત લાવશો કે કેમ?"

આ સાંભળી તિરસ્કારથી ન્યાયાધીશે કહ્યું, "મૂર્ખ, દૂર થા. વગર વિચાર્યું શું બોલે છે? વેદનો અર્થ જેમ અજ્ઞાન કરવા પ્રયત્ન કરે તેમ તારા મોઢામાંથી આવા શબ્દો નીકળવા કેમ પામે છે? તારી જીભ ગળાઇ કેમ પંડતી નથી! એજ મોટું આશ્ચર્ય છે. મધ્યાનના સૂર્ય સામી તું નજર કરી રહ્યો છે છતાં તારી નજર હજી મંદ તેમજ ચલીત કેમ થતી નથી? આ આર્ય ચારૂદત્તને તું કલંક લગાડે છે તેથી આ પૃથ્વી તને ગળી કેમ નથી જતી! સળગતા અગ્નિમાં તેં હાથ નાખ્યો છતાં તારો હાથ બળી કેમ જતો નથી! ચારૂદત્તને હાથે આવું કામ થશે એમ કહેતાં પણ લાજ આવે છે. તેણે યાચકોને એટલા તો રત્નો દાનમાં આપ્યા છે કે, તેથી સમુદ્રમાંથી રત્નોનું નામ સુદ્ધાં જતું રહ્યું છે! લોકો નહિ કહેતા હતા છતાં તેમની ઉપર સોના રૂપાની વૃષ્ટિ કીધી છે! આવો જે ચારૂદત્ત તે થોડા દ્રવ્ય માટે હત્યા કરશે એમ કોઇ માને વારૂ? અને તે પણ કોની હત્યા! એક સ્ત્રીની! પારધી સુદ્ધાં નારી જાતિ ઉપર દયા કરે છે તો આ ચારૂદત્ત તે શી રીતે સ્ત્રીને મારી શકે? તેમાં પણ વળી વસંતસેના સરખી સ્ત્રી અને વળી પોતા ઉપર પ્રેમાસક્ત થયલીની? શિવ, શિવ! તારી આ ફરિયાદ સાંભળતાં પણુ અમને લાજ આવે છે!"

ન્યાયાધીશના આવા શબ્દો સાંભળી ગુસ્સે થઇ શકાર બોલ્યો, "ઠીક કાંઈ ચિંતા નહિ. દેખી પાખીને તમારે પક્ષપાતે ન્યાય કરવો છે કેમ?"

વસંતસેનાની મા જે આ બધી વાત સાંભળતી હતી તે બોલી, "મુઆ, તારૂં કાળું થાય! તારો જીભ ગ-

જાઇ કેમ જતી નથી? મારી છોકરીએ એક વખત તેને પોતાના થોડા ઘરેણા સાચવવા આપ્યા હતા તે ચોરાઇ ગયા તેને બદલે ચારે સમુદ્રમાં ન જડે એવો અમુલ્ય રત્નનો હાર મોકલી દીધો તે થોડા ઘરેણા માટે આવું દુષ્ટ કામ કેમ કરે?" આમ બોલતાની સાથે તે ડોસી રડવા લાગી.

ન્યાયાધીશે પૂછયું, "આર્ય ચારૂદત્ત, તે તમારા ઘરમાંથી ગઈ તે વખત ચાલતી ગઇ કે, ગાડીમાં ગઇ તે તમે જાણોછો?"

ચારૂદત્તે જવાબ આપ્યો, "ખરૂં પૂછશો તો તે વખતે હું ઘરમાં ન હતો તેથી તે ચાલતી ગઇ કે, ગાડીમાં ગઈ તે હું કહી શકતો નથી."

આટલામાં એક બીજો બનાવ બન્યો. આગળે દિવસે ચારૂદત્તનો રથ તપાસતી વખતે ચંદનક સાથે વીરકને મારામારી થઈ હતી. તે પછી ચંદનક ત્યાંથી જતો રહ્યો અને વીરક ન્યાય મેળવવા માટે દરબાર તરફ ગયો તે આપણે આગલા પ્રકરણમાં જોયું. પણ તે દિવસે દરબાર ઉઠી ગઇ હતી તેથી વીરક પોતાની ફરિયાદ રજુ કરી શકયો ન હતો. તે આજ ફરિયાદ કરવા આવ્યો. તે ધાંધળ કરતો આવ્યો. તે આવતાં આવતાં મનમાં બોલતો હતો કે, ચંદનકે મને લાત મારી મારૂં અપમાન કર્યું. તેનું વેર કેવી રીતે લેવું તે વિષે વિચાર કરતાં કરતાં આખી રાત તો દુઃખે પાપે કાઢી. હવે આજ કચેરીમાં આવ્યો. પછી ન્યાયાધીશની સામે જઇ તે બોલ્યો, "મહેરબાન આર્યો, આપને સુખ પ્રાપ્ત થાઓ."

ન્યાયાધીશે તેને જોઇને કહ્યું, "આ તો શહેરના કોટવાલ વીરક છે. તમારે શા માટે આવવું પડયું,"

વીરકે કહ્યું, "મહારાજ સાંભળો. જ્યારે કેદખાના-

માંથી પેલો ગોવાળીઓ આર્યક નાઠો ત્યારે તેને પકડવાની ગડબડ મચી રહી હતી. તે વખતે એક પડદા નાખેલો રથ રસ્તામાંથી જતો હતો. તેને તપાસી જોવાનો હું અને ચંદનક વિચાર કરતા હતા. પ્રથમ ચંદનકે તે રથ તપાસ્યો અને પછી મને જરા વહેમ પડવાથી મેં રથ તપાસવા માગ્યો એટલે તે મારી સાથે કજીઓ કરવા લાગ્યો અને પછી મને લાતો મારી. હવે મારી ફરિયાદી સાંભળી મને ન્યાય આપો."

ન્યાયાધીશે પૂછ્યું, "ભલા, તે ગાડી કોની હતી તે તમે પૂછ્યું કે નહિ?"

ચારૂદત્ત આ વખત પાસેજ ઉભો હતો તેને બતાવીને વીરકે કહ્યું, "હા, આર્ય ચારૂદત્તની તે ગાડી હતી અને અંદર વસંતસેના બેઠી હતી તે પુષ્પકરંડક બાગમાં સહેલ કરવા જતી હતી એમ ગાડીવાન કહેતો હતો."

નસીબ બદલાઇ જતાં બધુંજ બદલાઇ જાય છે. સારૂં થવાને બદલે માઠું થાય છે, અને નસીબ અનુકુળ થતાં માઠું થતું હોય છે તે પણ સારૂં થાય છે. નસીબની ગતિજ વિચિત્ર છે. ચારૂદત્તને પણ તેજ પ્રમાણે થયું હતું. આટલી વાર સુધી તો ચારૂદત્ત સામે કાંઈ પુરાવો ન હતો પણ વીરકે આવીને કહ્યું કે, કાલે એક રથ જતો હતો અને અંદર વસંતસેના બેઠી હતી અને તે પુષ્પકરંડક બાગમાં સહેલ કરવા જતી હતી.

શકારની ફરિયાદ પણ એવીજ મતલબની હતી. ચારૂદત્તે વસંતસેનાને બાગમાં મારી નાખી એવું તે કહેતો હતો, પણ ખરી વાત ચારૂદત્ત ખુલ્લી કરી શકતો ન હતો. તે તો જુદીજ વાત હતી. આર્યક પોતાના રથમાં બેશીને નાશી ગયો હતો તે વાત અહીં બોલાય તેવી ન હતી. જો પોતાના રથમાં આર્યક નાશી આવ્યો એવી વાત તે

આ વખત જાહેર કરે તો તેનો પુરાવો પણ તે મેળવી શકે. પણ તેમ કરતાં મહા અનર્થ થાય. રાજ્ય કેદીને નસાડી મૂકી રાજદ્રોહનો અપરાધ તેની ઉપર લાગુ પડે. કારણ કે, આર્યક તેના રથમાં બેસી નાશી ગયો તે વાત તેણે રાજ્યના અધિકારીઓને જાહેર કરી ન હતી. વળી આર્યકને તેણે અભય આપેલું હતું તેથી આર્યક ઉપર પણ કાંઈ સંકટ આવી પડે. આ બધી બાબતોનો વિચાર કરી ચારૂદત્ત ચૂપજ રહ્યો.

વીરકનું કહેવું પોતાની ફરિયાદને ટેકો આપનારૂં છે જાણીને શકારે કહ્યું, "ન્યાયાધીશ મહારાજ, આપે આ તો સાંભળ્યું? હવે શું કહો છો?"

ન્યાયાધીશે દુઃખી થઇ કહ્યું, "અરે, આ તો શુદ્ધ નિર્મલ ચંદ્રને રાહુ ગળી જવા માગે છે! પાણી નિર્મલ છતાં આસપાસના કાંઠા ઉપરથી માટી પડી તે ગદળું થાય છે! ઠીક, ફીકર નહિ. વીરક, તમારી ફરિયાદ પાછળથી સાંભળી ન્યાય કરીશ. પ્રથમ તમારે અહીંનું કામ કરવું છે. કચેરીના દરવાજા આગળ ઘોડો બાંધેલો છે એની ઉપર બેસીને તમે પુષ્પકરંડક બાગમાં જાઓ અને ત્યાં કોઇ સ્ત્રીનું મુરદું પડેલું હોય તો બરાબર તપાસ કરીને જોઈ આવો."

આ વધારે જરૂરના કામમાં ન્યાયાધીશની આજ્ઞા થતાંજ વીરક ઘોડેસ્વાર થઇ ત્યાં ગયો અને થોડીવારે પાછો આવ્યો. તેને ન્યાયાધીશે પૂછ્યું, "કેમ, ત્યાં કાંઈ જણાયું?"

વીરકે જવાબ આપ્યો, "હા, મહારાજ, ત્યાં શોધ કરતાં એક ઠેકાણે સ્ત્રીનું મુરદું પડેલું જણાયું. તે જનાવરોથી ચુંથાઇ ગયલું છે."

કાયસ્થ તથા શેઠજીએ પૂછ્યું, "તેં કેમ જાણ્યું કે, તે કોઈ સ્ત્રીનું મુરદું હતું?"

વીરકે જવાબ આપ્યો, "હાથ, મોઢું, માથાના વાળ વગેરે સલામત હતા તે ઉપરથી."

ન્યાયાધીશે દુઃખિત થઇને કહ્યું, "આ તો બધું ઉલ-ટુંજ જણાય છે. જેમ જેમ વધારે બારીકીથી તપાસ કરૂં છું તેમ તેમ આમાંથી તો વધારે મુદ્દાઓ નીકળતા જાય છે. વ્યવહાર અને ન્યાય એક બીજામાં ગુચવાઇ ગયા છે, તેથી એમાંથી સાચું શું અને જુઠું શું તે કાંઈ જણાતુ નથી. આ તો કાદવમાં ફસી પડેલી ગાયની પેઠે મારી બુ-દ્ધિ પણ તેમજ ફસી પડી જણાય છે."

ખરૂં જોતાં તો વસંતસેના મરણ પામી ન હતી. તે તો પેલા જતી સાથે અપાસરામાં ગઇ હતી. બાગમાં કોઇ સ્ત્રીનું મુરદું હતું કે નહિ તે વિષે તપાસ કરવાને વીરક ગયો હતો. વીરકને ચારૂદત્ત ઉપર કાંઇ ખાર ન હતો પ-ણ ગઇ કાલે ચંદનક સાથે તેને જે મારામારી થઈ તે ચારૂદત્તની ગાડી માટેજ હતી, અને તેથી ચંદનક ઉપર વેર લેવા માટે તેણે કદાચ ત્યાં કોઇ સ્ત્રીનું મુરદું પડેલુ છે એમ જણાવ્યું હોય તો તે સંભવિત જણાય છે. વળી શકાર જે વખતે બાગમાં હતો અને વસંતસેના મૂર્છિ-ત થઇને પડી હતી અને વિટ સ્થાવરક ચેટને લઇને ત્યાં આવ્યો તે વખતે તેની નજરે રસ્તામાં કોઇ સ્ત્રીનુ મુરદું પડયું હતું. કદાચ તે કોઇ બીજી સ્ત્રીનું મુરદું ત્યાં પડયું હોય અને વીરકે દીઠું હોય અથવા તો ગમે તે રીતે પણ તેણે આવીને કહ્યું કે, ત્યાં કોઇ સ્ત્રીનું મુરદુ પડયું છે તે દીઠું. વીરક મોટો અમલદાર હતો અને તે-થી તેનું કહેવું માન્ય કરવામાં ન્યાયાધીશને કોઇ પણ રી-તનો વહેમ ઉત્પન્ન ન થયો.

આ વખતે ચારૂદત્તની પણ હીમત જતી રહી. તે મનમાં બોલ્યો કે, ફૂલમાં જ્યાં સૂધી મકરંદ હોય છે ત્યાં સૂધી ભમરો તેની આસપાસ ગુંજારવ કરે છે, પણ જ્યારે તે મકરંદ કાઢી લેવામાં આવે છે ત્યારે ભમરો તેને તજી જાય છે. તેમજ મનુષ્યને પણ છે. જ્યાં સૂધી તેની પાસે પૈસા હોય છે ત્યાં સૂધી તેની આસપાસ ભમરની પેઠે લોકો ભમે છે પણ જ્યારે તેજ મનુષ્ય વિપતીમાં પડે છે ત્યારે તેને બધા તજી જાય છે અને ચારે તરફથી તેની ઉપર હુમલો થાય છે. હશે, દૈવની ઇચ્છા હશે તે થશે.

પછી ન્યાયાધીશે ચારૂદત્તને કહ્યું, "આર્ય ચારૂદત્ત, જે ખરેખરો બનાવ બન્યો હોય તે કહી દો."

ચારૂદત્તે જવાબ આપ્યો, "બીજાના ગુણની અદેખાઇ કરનાર, વિકારોથી આંધળો બનેલો, બીજાનો જીવ લેવાના ઇરાદાથી જુઠું બોલનાર, તેવાનું બોલવું કાંઇ ન્યાયમાં પ્રમાણ મનાતું નથી. વળી મારો સ્વભાવ કેવો છે તે મારે મોઢે હું બોલું તે યોગ્ય નથી, પણ આ વખત કહ્યા વગર ચાલે તેમ પણ નથી. બાગમાં વેલને ફૂલ આવ્યા હોય તો તે પણ હું કાઢી લેતો નથી, કારણ કે, તેમ કરવાથી વેલની શોભા જતી રહે છે. તેજ હું, કાળા ભમર જેવા, પગની પહાની સૂધી પહોંચતા, વાળ પકડી સ્ત્રી (વસંતસેના)ને મારૂં એ બનેજ કેમ? આપ વિચાર કરી જુઓ." આટલું બોલતાંની સાથે તેણે નિઃશ્વાસ નાખ્યો.

ચારૂદત્ત ઉપર આટલીવાર સૂધી તો અપરાધ લાગુ પડ્યો ન હતો તેથી તેને ન્યાયાધીશની પાસે આસન ઉપર બેસાડ્યો હતો. પણ તેને આટલું આપવામાં આવતું માન શકારથી સહન થતું ન હતું પણ હવે તેનો વારો આવ્યો છે એમ તેણે જોયું. ચારૂદત્ત ઉપર અપરાધ લાગુ થશે એમ તેને લાગ્યું. તેથી તે બોલ્યો, "જુ-

ઓ, જુઓ, આ દરબારમાં પક્ષપાત કેવો રહે છે? આ અપરાધીને આસન ઉપર બેસાડવામાં આવ્યો છે. ઠીક છે, થવા દો. જોઇ લઇશું."

ચારૂદત્ત ઉપર કાંઇક અપરાધ લાગુ પડયો છે એમ હવે ન્યાયાધીશને પણ લાગ્યું અને તેથી અપરાધીને આસન ઉપર બેસવા દેવું એ ન્યાયથી ઉલટું હતું એમ તેને લાગ્યું. તેથી તેણે શોધનક જમાદારને ઇસારત કીધી કે, ચારૂદત્તને આસન ઉપરથી ઉતારી નીચે બેસાડ. ન્યાયાધીશની આજ્ઞા મુજબ શોધનકે ચારૂદત્તને કહ્યું, "ચારૂદત્ત, તમે અહીં નીચે બેસો." આમ કહી હાથ પકડીને તેને નીચે બેસાડવા માટે ઉભો કર્યો.

ચારૂદત્ત દલગીર થઇને બોલ્યો, "ન્યાયાધીશ મહારાજ, આપ વિચાર કરો, જરા વિચાર કરો." પણ ન્યાયાધીશે તેની ઉપર ધ્યાન ન આપ્યું તેથી તે જમીન ઉપર બેઠો.

ચારૂદત્ત જમીન ઉપર બેઠો તેથી આનંદ પામીને શકારે મનમાં કહ્યું, "ચાલો, એ પણ ઠીકજ થયું. મેં કરેલા અપરાધ બીજાને માથે નાખી દેતાં બહુ મહેનત તો ન પડી. ઠીકજ થયું. હવે એ બેઠો હતો ત્યાં હું જઇને બેસું." પછી ચારૂદત્ત આગળ જઇ બધા સાંભળે તેમ કહ્યું, "અલ્યા ચારૂદત્ત, મારી સામે જો. શા માટે તારો વાંક સંતાડે છે. કહી નાખને કે, મેં મારી નાખી."

તેની દરકાર ન કરતાં ચારૂદત્ત બોલ્યો, "ન્યાયાધીશ મહારાજ, આ દુષ્ટ મારો શત્રુ છે. બીજાના ગુણની અદેખાઇ કરનાર, વિકારોથી આંધળો બનેલો, બીજાનો જીવ લેવાના ઇરાદાથી જુઠું બોલનાર, તેવાનું બોલવું કાંઇ ન્યાયમાં પ્રમાણરૂપ ગણાતું નથી. માટે આપ કાંઇક વિચાર કરો." પછી તે નિઃશ્વાસ મૂકી મનમાં બોલ્યો, "ર

મિત્ર મૈત્રેય, આ મારા ઉપર કેવી વિપતી આવી પડી છે? હા, રોહસેન, સુજ પુત્ર, તું આ દુઃખની દશા જાણતો નથી, તું તો તારા બાળક સ્વભાવ પ્રમાણે આનંદથી રમતમાં લાગ્યો હશે. હાય નસીબ! પણ હજી મૈત્રેય કેમ ન આવ્યો? વસંતસેનાએ રોહસેનને રમવા માટે ગાડી કરવા માટે સોનાના દાગીના આપ્યા હતા તે પાછા આપવા અને તેના સમાચાર પૂછવા મૈત્રેય ગયો છે તેને ઘણીવાર થઈ તે પાછો ન ફર્યો તેનીજ મને ચિંતા થાય છે."

આ તરફ મૈત્રેય ચારૂદત્તના કહેવા મુજબ વસંતસેનાને ઘરેણા આપવા નીકળ્યો હતો. ઘરેણાનું પોટલું બગલમાં મારીને તે જતો હતો. રસ્તે જતાં તે બેચાર ઠેકાણે ઉભો રહેતો ગયો. થોડીવારમાં તેને રસ્તામાં રેભીલ શેઠ સાથે મેલાપ થયો. આ વખત રેભીલ શેઠને ચારૂદત્તના કાંઈક સમાચાર મળ્યા હતા તેથી તે ઉદાસ થઇને ઉદ્વેગમાં જતો હતો. તેને ઉભો રાખી મૈત્રેયે પૂછ્યું, "આર્ય રેભીલ, આમ કેમ? તમે ઉદાસ શા માટે છો?"

રેભીલે પૂછ્યું, "મૈત્રેય, તમને કાંઈ ખબર નથી?"

મૈત્રેયે આશ્ચર્ય પામીને કહ્યું, "શાની ખબર?"

રેભીલે કહ્યું, "આર્ય ચારૂદત્ત વિષેની."

મૈત્રેય બોલ્યો, "થોડીવાર પહેલાંજ ચારૂદત્તે મને એક કામ માટે મોકલ્યો છે તે કામે હું જાઉં છું. ચારૂદત્ત ઘરમાં છે."

રેભીલે જોયું કે, મૈત્રેય ઘરમાંથી નીકળ્યો પછીજ ચારૂદત્તને ન્યાયદરબારમાં લઇ ગયા હશે તેથી તે અજાણ્યો છે. આમ જાણી તેને બધી વાત કહી તે સાંભળી મૈત્રેય બોલ્યો, "આર્ય ચારૂદત્તને કચેરીમાં બોલાવ્યા છે

ઓ, જુઓ, આ દરબારમાં પક્ષપાત કેવો રહે છે? એ અપરાધીને આસન ઉપર બેસાડવામાં આવ્યો છે. ઠીક છે, થવા દો. જોઇ લઇશું."

ચારૂદત્ત ઉપર કાંઇક અપરાધ લાગુ પડ્યો છે એમ હવે ન્યાયાધીશને પણ લાગ્યું અને તેથી અપરાધીને આસન ઉપર બેસવા દેવું એ ન્યાયથી ઉલટું હતું એમ તેને લાગ્યું. તેથી તેણે શોધનક જમાદારને ઇસારત કીધી કે, ચારૂદત્તને આસન ઉપરથી ઉતારી નીચે બેસાડ. ન્યાયાધીશની આજ્ઞા મુજબ શોધનકે ચારૂદત્તને કહ્યું, "ચારૂદત્ત, તમે અહીં નીચે બેસો." આમ કહી હાથ પકડીને તેને નીચે બેસાડવા માટે ઉભો કર્યો.

ચારૂદત્ત દલગીર થઇને બોલ્યો, "ન્યાયાધીશ મહારાજ, આપ વિચાર કરો, જરા વિચાર કરો." પણ ન્યાયાધીશે તેની ઉપર ધ્યાન ન આપ્યું તેથી તે જમીન ઉપર બેઠો.

ચારૂદત્ત જમીન ઉપર બેઠો તેથી આનંદ પામીને શકારે મનમાં કહ્યું, "ચાલો, એ પણ ઠીકજ થયું. મેં કરેલા અપરાધ બીજાને માથે નાખી દેતાં બહુ મહેનત તો ન પડી. ઠીકજ થયું. હવે એ બેઠો હતો ત્યાં હું જઇને બેસું." પછી ચારૂદત્ત આગળ જઇ બધા સાંભળે તેમ કહ્યું, "અલ્યા ચારૂદત્ત, મારી સામે જો. શા માટે તારો વાંક સંતાડે છે. કહી નાખને કે, મેં મારી નાખી."

તેની દરકાર ન કરતાં ચારૂદત્ત બોલ્યો, "ન્યાયાધીશ મહારાજ, આ દુષ્ટ મારો શત્રુ છે. બીજાના ગુણની અદેખાઇ કરનાર, વિકારોથી આંધળો બનેલો, બીજાનો જીવ લેવાના ઇરાદાથી જુઠું બોલનાર, તેવાનું બોલવું કાંઇ ન્યાયમાં પ્રમાણરૂપ ગણાતું નથી. માટે આપ કાંઇક વિચાર કરો." પછી તે નિઃશ્વાસ મૂકી મનમાં બોલ્યો, "રે

મિત્ર મૈત્રેય, આ મારા ઉપર કેવી વિપતી આવી પડી છે? હા, રોહસેન, મુજ પુત્ર, તું આ દુઃખની દશા જાણતો નથી, તું તો તારા બાળક સ્વભાવ પ્રમાણે આનંદથી રમતમાં લાગ્યો હશે. હાય નસીબ! પણ હજી મૈત્રેય કેમ ન આવ્યો? વસંતસેનાએ રોહસેનને રમવા માટે ગાડી કરવા માટે સોનાના દાગીના આપ્યાં હતા તે પાછા આપવા અને તેના સમાચાર પૂછવા મૈત્રેય ગયો છે તેને ઘણીવાર થઈ તે પાછો ન ફર્યો તેનીજ મને ચિંતા થાય છે."

આ તરફ મૈત્રેય ચારૂદત્તના કહેવા મુજબ વસંતસેનાને ઘરેણા આપવા નીકળ્યો હતો. ઘરેણાનું પોટલું બગલમાં મારીને તે જતો હતો. રસ્તે જતાં તે બેચાર ઠેકાણે ઉભો રહેતો ગયો. થોડીવારમાં તેને રસ્તામાં રેભીલ શેઠ સાથે મેલાપ થયો. આ વખત રેભીલ શેઠને ચારૂદત્તના કાંઈક સમાચાર મળ્યા હતા તેથી તે ઉદાસ થઇને ઉદ્વેગમાં જતો હતો. તેને ઉભો રાખી મૈત્રેયે પૂછ્યું, "આર્ય રેભીલ, આમ કેમ? તમે ઉદાસ શા માટે છો?"

રેભીલે પૂછ્યું, "મૈત્રેય, તમને કાંઈ ખબર નથી?"

મૈત્રેયે આશ્ચર્ય પામીને કહ્યું, "શાની ખબર?"

રેભીલે કહ્યું, "આર્ય ચારૂદત્ત વિષેની."

મૈત્રેય બોલ્યો, "થોડીવાર પહેલાંજ ચારૂદત્તે મને એક કામ માટે મોકલ્યો છે તે કામે હું જાઉંછું. ચારૂદત્ત ઘરમાં છે."

રેભીલે જોયું કે, મૈત્રેય ઘરમાંથી નીકળ્યો પછીજ ચારૂદત્તને ન્યાયદરબારમાં લઇ ગયા હશે તેથી તે અજાણ્યો છે. આમ જાણી તેને બધી વાત કહી તે સાંભળી મૈત્રેય બોલ્યો, "આર્ય ચારૂદત્તને કચેરીમાં બોલાવ્યા છે

તે કાંઈ નાનું સુનું કામ નહિ હોય. માટે હાલ વસંતસે-નાને ત્યાં જવાની જરૂર નથી. પાધરો કચેરીમાંજ જાઉં."

આમ કહી તે કચેરી તરફ વળ્યો અને કચેરીમાં આવીને બોલ્યો, "સર્વનું કલ્યાણ થાઓ. મારા મિત્ર ક્યાં છે?"

મૈત્રેય ચારૂદત્તના ઘરનોજ માણસ છે એમ બધા જાણતા હતા તેથી ન્યાયાધીશે તેને કહ્યું, "આ રહ્યા. તમારા મિત્ર."

મૈત્રેયે ચારૂદત્ત પાસે જતાં કહ્યું, "કલ્યાણ થાઓ પ્રિય મિત્રનું."

ખેદયુક્ત ચહેરે ચારૂદત્ત બોલ્યો, "હવે પછી થશે."

મૈત્રેય બોલ્યો, "ક્ષેમ તો છોના?"

તેવીજ રીતે ચારૂદત્તે ઉત્તર આપ્યો, "તે પણ હવે પછીજ થશે."

ચારૂદત્તને ખેદયુક્ત જોઇ મૈત્રેયે પૂછ્યું, "આર્ય બહુજ ઉદ્વેગમાં જણાઓછો તેનું કારણ શું? અહીંઆ શા આવવું પડ્યું છે?"

ચારૂદત્ત બોલ્યો, "મિત્ર, વાત એમ બની છે કે, પાપીએ પરલોકનો ડર ન કરી સાક્ષાત રતિ જેવી નારીને—પછી તો આ નર કહેશે." આમ કહી તેણે શકાર તરફ હાથ કર્યો. એટલે "હણી" એ શબ્દ તેના મોઢામાંથી નીકળી ન શકયો. સાક્ષાત કામદેવની પત્ની રતિ જેવી નારીને મેં મારી નાખી એમ તે કહીજ કેમ શકે.

પણ આટલાથી મૈત્રેય સમજ્યો ન હતો તેથી તેણે બધી વાત જાણવા માગી. આર્ય ચારૂદત્તે ધીમે સાદે પોતાની ઉપર આરેલો અપરાધ કહી સંભળાવ્યો. તે સાંભળ્યા પછી મૈત્રેયે પૂછ્યું, "પણ એ વાતની ફરિયાદી કોણ કરે છે? તમને દૂષિત કોણ કરે છે?"

શકારને બતાવીને ચારૂદત્ત બોલ્યો, "યમરાજ પોતે આ તપસ્વીરૂપે આવીને મને દૂષિત કહેછે."

મૈત્રેયે ધીમેથી કહ્યું, "પણ એ પોતાને ઘેર ગઇ એમ તમે કેમ કહેતા નથી."

ચારૂદત્ત બોલ્યો, "એ પણ મેં કહ્યું પણ મારી ભાગ્યદશા બળે તે સાચુ મનાતું નથી."

મૈત્રેય એક તો ક્રોધી હતોજ; તેમાં વળી શકાર જેવા નીચ પુરુષે ચારૂદત્ત જેવા ઉપર આવો અસહ્ય અપરાધ મૂકયો તેને સહન શી રીતે કરી શકે? તે તો ત્યાંજ ગાજી ઉઠયો, "અહીં એકઠા મળેલા લોકો, તમે બધા એ સાંભળજો. આ નગરીના ભવ્ય મકાનો, જાહેર મકાનો, વિહારના બાગો, દેવાળયો, કુવાતળાવો, યજ્ઞસ્થંભો તથા બીજા એવા હજારો પુન્યના કામો કરી જેણે આ ઉજ્જન નગરી શોભાવી છે, તે આ આર્ય ચારૂદત્ત થોડા ધન માટે આવું અકાર્ય કરે? કહો, એવી વાત કહેવીએ સંભવે? (વધારે ક્રોધ કરીને) અલ્યા દુષ્ટ રાજાના સાળા સંસ્થાનક! મૂર્ખ, પાપના ઘડા! બહુ સોનેથી મઢેલા વાંદરા, બોલ, બોલ! મારી પાસે બોલ! આ મારા પરમ પ્રિય મિત્ર કે, જેનાથી ફૂલથી લચી રહેલી લતા ઉપરથી એકે ફૂલ તોડી શકાતું નથી, અરે તેનું એકે પાંદડું પણ તોડી શકાતું નથી! તે આવું અકાર્ય! અરે આ લોક અને પરલોક વિરૂદ્ધનું કાર્ય કરે! એ વાત સંભવે પણ ખરી! ઉભો રહે, દુષ્ટ, ઉભો રહે! આ મારી ડાંગના ફટકાથી તારા માથાના સો કટકા કરી નાખુંછું." આમ બોલતાંની સાથે મૈત્રેય તેને મારવાને તૈયાર થયો.

શકાર ક્રોધ કરી ઉભો થતાં બોલ્યો, "જુઓ, જુઓ, સાંભળો, સાંભળો! મારે તો આ ચારૂદત્તને લડાઇ છે તેમાં આ કાગડાના પગ જેવા માથાવાળો શા માટે

તે કાંઈ નાનું સુનું કામ નહિ હોય. માટે હાલ વસંતસેનાને ત્યાં જવાની જરૂર નથી. પાધરો કચેરીમાંજ જાઉં."

આમ કહી તે કચેરી તરફ વળ્યો અને કચેરીમાં આવીને બોલ્યો, "સર્વનું કલ્યાણ થાઓ. મારા મિત્ર ક્યાં છે?"

મૈત્રેય ચારૂદત્તના ઘરનોજ માણસ છે એમ બધા જાણતા હતા તેથી ન્યાયાધીશે તેને કહ્યું, "આ રહ્યા તમારા મિત્ર."

મૈત્રેયે ચારૂદત્ત પાસે જતાં કહ્યું, "કલ્યાણ થાઓ પ્રિય મિત્રનું."

ખેદયુક્ત ચહેરે ચારૂદત્ત બોલ્યો, "હવે પછી થશે."

મૈત્રેય બોલ્યો, "ક્ષેમ તો છોના?"

તેવીજ રીતે ચારૂદત્તે ઉત્તર આપ્યો, "તે પણ હવે પછીજ થશે."

ચારૂદત્તને ખેદયુક્ત જોઇ મૈત્રેયે પૂછ્યું, "આર્ય બહુજ ઉદ્વેગમાં જણાઓછો તેનું કારણ શું? અહીંઆ શા માટે આવવું પડયું છે?"

ચારૂદત્ત બોલ્યો, "મિત્ર, વાત એમ બની છે કે, મેં પાપીએ પરલોકનો ડર ન કરી સાક્ષાત રતિ જેવી નારીને—પછી તો આ નર કહેશે." આમ કહી તેણે શકાર તરફ હાથ કર્યો. એટલે "હણી" એ શબ્દ તેના મોઢામાંથી નીકળી ન શકયો. સાક્ષાત કામદેવની પત્ની રતિ જેવી નારીને મેં મારી નાખી એમ તે કહીજ કેમ શકે.

પણ આટલાથી મૈત્રેય સમજ્યો ન હતો તેથી તેણે બધી વાત જાણવા માગી. આર્ય ચારૂદત્તે ધીમે સાદે પોતાની ઉપર આવેલો અપરાધ કહી સંભળાવ્યો. તે સાંભળ્યા પછી મૈત્રેયે પૂછ્યું, "પણ એ વાતની ફરિયાદી કોણ કરે છે? તમને દૂષિત કોણ કરે છે?"

કાયસ્થ તથા શેઠજીએ પૂછયું, "એમ નહિ, મનમાં કાંઇ પણ લાવ્યા વગર કહો. આ ઘરેણા તમારી દીકરીના ખરા કે નહિ?"

ડોસી બરાબર જોતી હોય એવો દેખાવ કરી બોલી, "કારીગરની કારીગરીથી આંખ છેતરાય છે, પણ આ ઘરેણા અમારા નથી."

આર્ય ચારૂદત્ત ઉપરથી અપરાધ ઉડી જાય તેથી ડોસી આમ બોલતી હતી.

ન્યાયાધીશે પૂછયું, "ત્યારે આ ઘરેણાને તમે ઓળખો છો?"

ડોસી બોલી. "મને બરાબર જોવા દો. જોઇને કહું. આ ઘરેણા મારા જોવામાં આવ્યા નથી, મેં દીઠા પણ નથી. નથી આવ્યા. કદી કારીગરે એવા ઘડયા હશે!"

ન્યાયાધીશે કહ્યું, "જુઓ શેઠજી, હાથે ઘડેલા ઘાટ ઘણા એક સરખા દેખાય છે. કેટલીક વખત તો આંકાર વિષે જરા પણ ફેર પડતો નથી, અને તેથી ઓળખવા પણ મુશ્કેલ પડે છે. કારીગરોની નજર તિક્ષ્ણ હોય છે તેઓ બુદ્ધિમાન હોય છે તેથી એક સરખા ઘાટ પણ ઘણા બનાવે છે."

શેઠજી તથા કાયસ્થે કહ્યું, "કદાચ આ ઘરેણા આર્ય ચારૂદત્તનાજ હશે."

આ સાંભળી ચારૂદત્તે કાંઇ ઉત્તર આપ્યો ન હોત તો તેના હકમાં ફાયદો થાત. પણ તે સત્યવાદી પુરુષ હતો તેથી જુઠું તે બોલે તેવો ન હતો. તે બોલી ઉઠયો, "નહિ, નહિ, એ ઘરેણા મારા નથી."

કાયસ્થે પૂછયું, "ત્યારે એ ઘરેણા કોના છે?"

વસંતસેનાની મા તરફ હાથ કરી સત્યવાદી ચારૂદત્તે કહ્યું, "આ બાઇની છોકરી . . ."

કુદી પડે છે. વળી એ મારા માથાના સો કટકા કરવા માગે છે. ચૂપ રહે, ખરાબ છોકરા.

મૈત્રેય પોતાની ડાંગ ઉગામી બોલ્યો, "અલ્યા દુષ્ટ, તારા માથાના તો સો કટકાજ કરીશ." બેઉ જણા મારામારી કરે છે એટલામાં મૈત્રેયની બગલમાંથી ઘરેણાની પોટલી પડી જાય છે. શકાર તે ઉંચકી લઇ બીહતાં બીહતાં તે ઉખેડીને બોલ્યો, "જુઓ મહારાજ, આ તેજ મરનારના ઘરેણા. એજ ઘરેણા માટે એને મારી નાખી છે."

ન્યાયાધીશ વગેરે વિચારમાં પડી નીચું જોઇ રહેછે.

ચારૂદત્ત ધીમેથી બોલ્યો, "મારા દુર્ભાગ્યના બળથી બધું ઉલટુંજ બનતું જાય છે."

મૈત્રેયે તેને કહ્યું, "આર્ય, આ ઘરેણા વિષેની બનેલી વાત શા માટે કહેતા નથી?"

ચારૂદત્ત બોલ્યો, "ભાઇ, રાજા આંખે આંધળો બન્યો છે. છતી આંખે તે કાંઈ દેખતો નથી. ખરી વાત તેનાથી જણાતી નથી તો પછી ખરી વાત કહેતા મારૂં મૃત્યુ નક્કીજ છે."

ન્યાયાધીશ ધીમેથી બોલ્યો, "આ તો બધાએ ખરાબ ગ્રહ એકઠા થવા લાગ્યા છે."

કાયસ્થે વસંતસેનાની માને કહ્યું, "આ બધાએ આ ઘરેણાં જોઇ લીધાં છે, માટે હવે તમે જુઓ, કે, એ કોના છે. તમારી દીકરીના ખરા કે નહિ?"

ડોસીએ ઘરેણાં જોઇ કહ્યું, "ઘરેણા એના જેવા છે પણ એ નથી."

શકાર ચીડથી બોલ્યો; "ડોસલી, આંખે કહ્યું છે અને જીભે દીઠું છે. માટે જરા ખરૂં તો બોલ."

ડોસી તેનો તિરસ્કાર કરતી બોલી, "ચલ, હઠ, મૂર્ખ!"

એવો માર ખાવાને બદલે જે ખરી હકીકત બની હોય તે કહી દે."

આ સાંભળી ચારૂદત્ત ખેદ પામીને બોલ્યો, "હું નિ-દોષ છું. શુદ્ધ ઉત્તમ કુળમાં જન્મ્યો છું. મારા મનમાં પાપ નથી. છતાં પણ જો મને અપરાધી—પાપી—માનતા હો તો પછી મારે તેમ જણાવવાની જરૂર નથી." તે મ-નમાં બોલ્યો, 'વસંતસેના વગર જીવતા રહેવામાં શો અર્થ છે?' પછી ન્યાયાધીશને કહ્યું, "મહારાજ, તમને વધારે વખત ખોટી કરવા અને ત્રાસ આપવા હું ઇચ્છતો નથી. હું કહું છું તે સાંભળી લ્યો. આ લોક અને પરલોકનો ડર ન રાખીને મેં પાપીએ પ્રીતિ અને—પછી આ (શકાર તરફ હાથ કરીને) કહેશે." આમ કહી તે ચૂપ રહ્યો.

શકાર બોલ્યો, "મારી નાખી. લે, હવે તો બોલ કે, મેં મારી નાખી."

ચારૂદત્ત બોલ્યો, "તુંજ તે કહેછે એટલે થયું."

શકાર ગભરાઇને બોલ્યો, "સાંભળો, સાંભળો! એ 'મારી' એમ કહે છે! હવે તો તમારો વહેમ દૂર થયો. આ ભીખારી ચારૂદત્ત ઉપર અપરાધ પુરવાર થયો છે, હવે એને દેહાંત દંડની શિક્ષા શા માટે કરતા નથી!"

"તુંજ તે કહે છે" એમ ચારૂદત્તે શકારને કહ્યું તે-નો અર્થ તો જુદોજ થતો હતો, પણ શકારે પોતાની મતલબને અનુસરતો અર્થ કરી લીધો. ચારૂદત્ત પોતાનો અપરાધ કબૂલ કરે છે એમ તેણે કહેવા માંડ્યું.

ન્યાયાધીશનો પણ હવે ઇલાજ ન હતો. તેણે જ-માદારને કહ્યું, "બરાબર છે. આ રાજસાળો સંસ્થાનક કહે છે તેમ કર. ચારૂદત્તને પકડીને બાંધો."

ન્યાયાધીશના હુકમનો તુરતજ અમલ થયો. ચારૂ-દત્તને પકડીને તેના મુસકા બાંધવામાં આવ્યા. ત્યાં હજા-

કાયસ્થ તથા શેઠજીએ પૂછયું, "ત્યારે એ ઘરેણાં તમારે ત્યાં શી રીતે આવ્યા?"

ચારૂદત્ત બોલ્યો, "એ એવી રીતે આવ્યા કે—" આમ બોલી તે વિચારમાં પડ્યો. ખરી વાત કહેતાં તેને શરમ ઉપજી.

કાયસ્થે કહ્યું, "જે ખરેખરૂં હોય તે કહી દો. શરમનું કામ નથી."

ચારૂદત્તે ઉત્તર આપ્યો, "શરમાવા જેવું છે તેથીજ મારાથી કહેવાતુ નથી, પણ જ્યાં ન્યાયજ પૂછે છે ત્યાં મારે કહેવું જોઇએ. મારો પુત્ર રોહસેન પડોસીનાં છોકરાંની સોનાની ગાડી જોઇ તેવીજ પોતાને જોઇએ એમ કહી રડતો હતો તેને સોનાની ગાડી કરાવવા માટે વસંતસેનાએ ઉતારી આપ્યા હતા. પણ તે રખાય નહિ તેથી મેં આ મારા મિત્ર મૈત્રેય સાથે તેને ત્યાં પાછા મોકલ્યા હતા. આમ આ વાત છે."

આ સાંભળી ગુસ્સે થઇ મોઢું વાકું કરી શંકાર બોલ્યો, "એ બધી જુઠી ઉભી કરેલી વાત છે. ઘરેણાની લાલચે મારા બાગમાં મારી નાંખીને હવે એવી વાત કરેછે?"

ચારૂદત્ત નિરપરાધી છે એમ ન્યાયાધીશ જાણીને તેની પક્ષ રાખતો હતો, પણ આ ઘરેણાની બાબત નીકળી ત્યારથી તેના મનમાં એ શક ઉત્પન્ન થયો હતો. તેમાં પણ વળી ચારૂદત્ત ગુંચવાઇ ગયો તેથી તો ન્યાયાધીશનો વિચાર તદન બદલાઇ ગયો. ચારૂદત્ત જુઠી વાત ઉભી કરીનેજ પોતાનો બચાવ કરે છે એવી તેની ખાત્રી થઈ. તેણે જરા ક્રોધ કરીને કહ્યું, "ચારૂદત્ત, ખરેખરૂં કહી દે. હવે જુઠું બોલવામાં સાર નથી. એમ જો ન કરીશ તો તારા આ કોમળ શરીર ઉપર ચાબુકનો માર પડશે. માટે

શકારે જોયું કે ન્યાયાધીશ ડોસીના બોલવા ઉપર વજન રાખતા નથી તેથી ડોસીને ધમકાવવી ઠીક પડશે એમ ધારીને તે ગુસ્સે થઇને બોલ્યો, "ડોસી ચલ બાજુ ખસ! તારૂં અહીં હવે શું કામ છે? આઘી રહે!"

ડોસી તો મોટેથી રડવા લાગી એટલે ન્યાયાધીશે કહ્યું, "બાઇ, તમે હવે જાઓ. સીપાઇ, એમને રસ્તો બતાવ."

ન્યાયાધીશનો હુકમ થતાંજ સીપાઇ ડોસીનો હાથ પકડી તેને ત્યાંથી બહાર લઇ ગયો. ડોસી તો "હાય, પુત્ર, હાય, આર્ય ચારૂદત્ત!" આમ રડતી રડતી ગઇ.

શકારને જે કરવાનું હતું તે તો તે કરી ચૂક્યો. તેણે મનમાં કહ્યું, "ચાલો, જે કાંઈ કરવાનું હતું તે તો કરી ચૂક્યા. મનની ઉમેદ તો પાર પડી. હવે અહીં રહેવામાં સાર નથી." આમ કહી તે ત્યાંથી જતો રહ્યો.

તેના આવી રીતે ત્યાંથી જલદીથી જતા રહેવામાં પણ મતલબ હતી. પાલક રાજાને પણ ચારૂદત્ત સાથે સંબધ હતો. તેથી કદી રાજા તેને છોડી દેશે એવી શકારના મનમાં બીક ઉત્પન્ન થઇ હતી તેથી પોતાથી બને તેટલા રાજાના કાન ભંભેરવાની મતલબે તે ત્યાંથી ગયો.

ન્યાયાધીશે ચારૂદત્તને અપરાધી તો ઠેરાવ્યો, પણ આવા મોટા અપરાધીને શિક્ષા કરવાનો અધિકાર તેના હાથમાં ન હતો. આ કામ રાજાનું હતું. રાજા ગમે તો શિક્ષા કરે કે, ગમે તો છોડી મૂકે. તે તો જેવું તેનું ધ્યાન. વળી તે વખતે બ્રાહ્મણે ખુન કરેલ હોય તોપણ તેને મોતની શિક્ષા ન કરતાં તેને કુટુંબ સુદ્ધાં દેશપાર કરવામાં આવતો હતો. પણ આ કજીઆમાં તો ચારૂદત્ત જેવો પુરુષ અપરાધી હતો. તેને રાજા ગમે તે કરે.

ચારૂદત્ત ન્યાયની નજરમાં ખુની ઠર્યો છતાં ન્યાયા-

રે માણસો એકઠા થઇ ગયા, તે બધાની આંખમાંથી આ દેખાવ જોઇ આંસુઓ પડવા લાગ્યા. ઉજ્જયની શહેરમાં કોઇ એવો મનુષ્ય ન હતો કે, જેને ચારૂદત્ત સાથે કદી પ્રસંગ પડયો ન હોય. દરેક જણ સાથે તે ભલો હતો. બધાના કલ્પવૃક્ષ જેવો હતો. પણ આ વખત ગરીબ-દરિદ્રી થઇ ગયાથી તેનું કહેવું સાચું મનાતું ન હતુ.

જેવો ચારૂદત્તના ઉપર અપરાધ પુરવાર થયો અને તેને પકડીને બાંધવામાં આવ્યો કે, વસંતસેનાની મા હાથ જોડી ન્યાયાધીશ સામે ઉભી. પોતાની પુત્રી મરણ પામી છે એ વાતનું દુઃખ આર્ય ચારૂદત્તના દુઃખ આગળ તેને હિસાબમાં ન હતું. તે રડતી કકળતી હાથ જોડીને બોલી, "મહારાજ, દયા કરો, દયા કરો; મારી ઉપર કૃપા કરો. મારી અરજ સાંભળો. જેણે થોડા ઘરેણા ચોરાઇ ગયા તેને બદલે અમુલ્ય રત્નહાર આપી દીધો તે આવું કામ કરે એ તો બનેજ નહિ. કદાચ મારી દીકરી મરી ગઇ હોય તો પણ ભલે. આ ચિરંજીવ જીવતો રહે એટલુંજ હું તો માગું છું. વળી ફરિયાદી અને અપરાધીને તકરાર હોય છે, પણ જો ફરિયાદી ફરિયાદ ન કરે તો પછી ત્રીજાએ વચ્ચે પડવાનું શું કામ છે? આ કજીઆમાં ફરિયાદી હું છું. હું પોતે આ ફરિયાદ પ્રથમથીજ ચલાવવાને નારાજી છું તો પછી આપે પણ તે ધ્યાનમાં લેવું જોઇએ. આપ એ કજીઓ કાઢી નાખો."

એક રીતે જોતાં તો ડોસીનું કહેવુ વાજબી હતું, પણ તે ન્યાયમાં ચાલે તેમ ન હતુ. આવા કજીઆમાં સરકાર પોતે વચ્ચે પડે તેવું હતું. જો ફરિયાદી ફરિયાદ ન કરે તો પણ રૈયતના જાનમાલ માટે રાજાએ ચોકસી કરી જોઇએ. આમ હોવાથી ન્યાયાધીશે ડોસીના બોલવા તરફ ધ્યાન ન આપ્યું.

શકારે જોયું કે ન્યાયાધીશ ડોસીના બોલવા ઉપર વજન રાખતા નથી તેથી ડોસીને ધમકાવવી ઠીક પડશે એમ ધારીને તે ગુસ્સે થઇને બોલ્યો, "ડોસી ચલ બાજુ ખસ! તારૂં અહીં હવે શું કામ છે? આઘી રહે!"

ડોસી તો મોટેથી રડવા લાગી એટલે ન્યાયાધીશે કહ્યું, "બાઇ, તમે હવે જાઓ. સીપાઇ, એમને રસ્તો બતાવ."

ન્યાયાધીશનો હુકમ થતાંજ સીપાઇ ડોસીનો હાથ પકડી તેને ત્યાંથી બહાર લઇ ગયો. ડોસી તો "હાય, પુત્ર, હાય, આર્ય ચારૂદત્ત!" આમ રડતી રડતી ગઇ.

શકારને જે કરવાનું હતું તે તો તે કરી ચૂક્યો. તેણે મનમાં કહ્યું, "ચાલો, જે કાંઈ કરવાનું હતું તે તો કરી ચૂક્યા. મનની ઉમેદ તો પાર પડી. હવે અહીં રહેવામાં સાર નથી." આમ કહી તે ત્યાંથી જતો રહ્યો.

તેના આવી રીતે ત્યાંથી જલદીથી જતા રહેવામાં પણ મતલબ હતી. પાલક રાજાને પણ ચારૂદત્ત સાથે સંબધ હતો. તેથી કદી રાજા તેને છોડી દેશે એવી શકારના મનમાં બીક ઉત્પન્ન થઇ હતી તેથી પોતાથી બને તેટલા રાજાના કાન ભંભેરવાની મતલબે તે ત્યાંથી ગયો.

ન્યાયાધીશે ચારૂદત્તને અપરાધી તો ઠેરાવ્યો, પણ આવા મોટા અપરાધીને શિક્ષા કરવાનો અધિકાર તેના હાથમાં ન હતો. આ કામ રાજાનું હતું. રાજા ગમે તો શિક્ષા કરે કે, ગમે તો છોડી મૂકે. તે તો જેવું તેનુ ધ્યાન. વળી તે વખતે બ્રાહ્મણે ખુન કરેલ હોય તોપણ તેને મોતની શિક્ષા ન કરતાં તેને કુટુંબ સુદ્ધાં દેશપાર કરવામાં આવતો હતો. પણ આ કજીઆમાં તો ચારૂદત્ત જેવો પુરુષ અપરાધી હતો. તેને રાજા ગમે તે કરે.

ચારૂદત્ત ન્યાયની નજરમાં ખુની ઠર્યો છતાં ન્યાયા-

ધીશે તેનું અપમાન ન કરતાં કહ્યું, "આર્ય ચારૂદત્ત, ન્યાયની રીતિએ જેવી રીતે વરતવું જોઇએ તેવી રીતે અમે વરત્યા છીએ. બરાબર ચોકસી કરી અપરાધી ઠરાવવાનું અમારૂં કામ છે. અપરાધી ઠર્યા પછી તેને શિક્ષા કરવી કે છોડી મૂકવો એ કામ અમારૂં નથી, પણ રાજાજીનું છે. મારી નજરમાં જે આવ્યું તે હું રાજા આગળ જાહેર કરવા મોકલું છું. ત્યાંથી જે છેવટનો હુકમ આવે તે ખરો." આમ કહી બધી બાબત લખીને શોધનક સાથે રાજા આગળ મોકલી દીધી.

આ તરફ પાલક રાજાને તો આર્યક ગોવાળ નાશી ગયો તેની ધાસ્તી લાગી હતી. પોતાનું શું થશે તેમાંજ તેનું ચિત્ત હતું. ન્યાયાધીશના હુકમ પ્રમાણે શોધનક ચારૂદત્તની શિક્ષાનો હુકમ લેવા આવ્યો તે વખતે પણ તે આર્યકનાજ વિચારમાં હતો. તેમાં વળી શકાર જેવા સાળાએ અગાઉથી કાન ભરી દીધા હતા તેથી વસંતસેનાનું ચારૂદત્તે ખુન કર્યું છે એવી તેની ખાત્રીજ થઇ ચૂકી હતી. ન્યાયાધીશની તરફથી આવેલો હેવાલ જાણી લઇ તે ઉપર કાંઇ પણ વિચાર કર્યા વગર તેણે હુકમ આપ્યો, "જે ધણીએ વસંતસેના સરખી ગુણવાન્ સ્ત્રીનું કાંઇ પણ દયા ન લાવતાં ઘરેણાની લાલચે ખુન કર્યું તેને તેજ ઘરેણા ગળામાં બાંધી આખા શહેરમાં ફેરવી, થાલી પીટાવી લોકોને જાહેર કરાવવું કે, જે કોઇ આવું કામ કરશે તેણે ન્યાયી પાલક આવી શિક્ષા કરશે. આમ બધાને જાહેર કર્યા પછી ચારૂદત્તને દક્ષિણ તરફના સ્મશાનમાં શૂળી દો."

રાજાનો હુકમ લઇને શોધનક ન્યાય દરબારમાં આવ્યો અને ન્યાયાધીશને રાજાનો હુકમ કહ્યો. આ પ્રમાણે ચારૂદત્તને માટે મોત નક્કી થઈ ચૂક્યું.

આ તરફ જ્યારે શોધનક ન્યાયાધીશ તરફનો હુકમ લઈને રાજા આગળ ગયો ત્યારે ચારૂદત્તને આશા ઉપજી હતી કે, રાજા કાંઈક વિચાર કરશે. પણ જ્યારે તેણે તો તુરતજ છેવટનો હુકમ મોકલ્યો ત્યારે તેની છેવટની આશા ભાંગી પડી. તે બોલ્યો, "અરે પાલક રાજા પણ અવિચારી છે. તેણે કાંઈ વિચાર ન કર્યો એ આશ્ચર્ય જેવી વાત છે! પણ રાજાએ શું કરે! તેની પાસે રહેલા લોકોએ બરાબર યુક્તિ રચી બધું તૈયાર કરી મૂકયું હોય તો તે તરફ ઢળતાં રાજાને વાર લાગતી નથી. પાસેના લોકોની નીચ કૃતિથી રાજાને નરકવાસ કરવા લાયક અયોગ્ય કર્મ કરવાં પડે છે. તેમજ વળી શકાર જેવા સફેદ કાગડા* જ્યાં રાજાની પાસે હોય ત્યાં સેંકડો નિરપરાધી મનુષ્યોનો અન્યાયથી નાશ થાય છે. હશે, ખેર. બની આવેલી વાતથી ધાસ્તી કરવામાં સાર નથી. કોઇ દિવસ પણ આ દેહ પડી તો જશે ત્યારે તે પાછળથી પડો કે આગળથી એ બધું સરખુંજ છે. વળી મારા જેવો દરિદ્રી થયલો જીવતો રહીને લોકોનું કલ્યાણ પણ કેવી રીતે કરી શકશે? દરિદ્રતામાં જીવવા કરતાં મરવું ભલું છે. પણ આ તો અતિ નિંદ્ય મૃત્યુ છે. પણ હું પોતે કાયા, વાચા, મનસાએ કરીને આ દોષથી નિર્દોષ છું. મારૂં મન તે વાતની સાક્ષી પુરે છે. માટે હવે તો ગમે તે પ્રકારે મૃત્યુ આવે પણ તેને આનંદથી તાબે થવું. આમ વિચાર કરી તેણે મૈત્રેયને કહ્યું, "મિત્ર મૈત્રેય, મારી માતાને મારા છેવટના પ્રણામ કહેજે, અને મારા પુત્ર રોહસેન–તે તારે પણ પુત્ર જેવોજ છે–તેનું સારી રીતે પા-

---

* કાગડા કાલાજ થાય છે, પણ હિમાલયના કેટલાક ભાગમાં કોઇ કોઈ સફેદ કાગડા થાય છે. તેઓ દેખાવે સુકુમાર અને ગરીબ હોય છે પણ ઘાતકી બહુજ હોય છે.

લન કરજે. બસ. એટલુંજ મારે કહેવું છે બીજું કાંઈ કહેવું નથી."

આ સાંભળીને મૈત્રેયને કેવું લાગ્યું હશે તેનું વર્ણન થાય તેમ નથી. તે બોલ્યો, "છોકરાની કાળજી શા માટે કરોછો? ઝાડના મૂળ છેદાયા પછી તેનું પાલન શી રીતે થાય?"

ચારૂદત્તે આ સાંભળી કહ્યું, "ભાઈ, એમ ન બોલ. પરલોકવાસી થયલા મનુષ્યનો પુત્ર તેના રૂપજ છે—તેની છબીજ છે. મારી ઉપર તારો જે સ્નેહ છે તે હવે રોહસેન ઉપર રાખ."

મૈત્રેયે કહ્યું, "તમે મારા પ્રિય મિત્ર છો. તમારા વગર હું એક પળ પણ જીવતો રહીશ એમ તમે ધારોછો?"

પણ ચારૂદત્તનું ધ્યાન આ વખત બીજી બાબત તરફ દોડયું હતું. પોતાના પુત્રને એક વખત મળવાની તેની મરજી થઈ હતી. તેણે કહ્યું, "મિત્ર, એક વખત મને મારો રોહસેન દેખાડજે."

મૈત્રેય બોલ્યો, "હા, એ વાત સારી કહી."

તે વખતે એવો ધારો હતો કે, મોતની શિક્ષા પામેલાની પાસે તે શિક્ષાનો અમલ થાય તે વખતે તેના સૌથી પાસેના સંબંધી સુદ્ધાંને આવવા દેતા ન હતા. તેથી ન્યાયાધીશે હુકમ કર્યો "શોધનક, હવે વખત લગાડવાની જરૂર નથી. આ બ્રાહ્મણને અહીંથી દૂર કર."

હુકમ પ્રમાણે મૈત્રેયને કચેરીમાંથી બહાર કાઢવામાં આવ્યો. પછી ન્યાયાધીશે કહ્યું, "ચંડાળોને પણ હુકમ આપી દે." આમ કહી તે ત્યાંથી જતો રહ્યો. કચેરીના માણસો પણ ત્યાંથી ગયા.

પછી શોધનકે કહ્યું, "આર્ય ચારૂદત્ત, આમ આવો."

ચારૂદત્ત ખેદયુક્ત બોલ્યો, "હે મૈત્રેય! આજ મારા ઉપર આ કેવો પ્રસંગ આવી બન્યો છે તે તું જો. હાય, પ્રિયા, તું ઉત્તમ બ્રાહ્મણના કુળમાં જન્મી છે, તે આ વેળા હું કેવી હાલતમાં છું તે જો. હા, રોહસેન, મારી ઉપરની આજની વિપતી તું જોતો નથી."

આટલીવાર સૂધી ચારૂદત્તે રાજા તરફ એકે કઠોર વચન ઉચાર્યો ન હતો પણ હવે તેનાથી બોલ્યા વગર ન રહેવાયું. તે બોલ્યો, "હે દુષ્ટ રાજા, મારા હાથે કાંઈ પણ અપરાધ થયો હોત અને તેથી તેં શૂળીની કે તેથી પણ વધારે અસહ્ય શિક્ષા કરી હોત તો ઠીક હતું, પણ રાજા, મારા શત્રુના બોલવા ઉપર વિશ્વાસ રાખી મારા જેવા નિર્દોષ બ્રાહ્મણને મારે છે તે યોગ્ય નથી. એતું ફળ તને જલદીજ મળશે. તારા પુત્રપૌત્રાદિક સાથે તું નરકમાં પડીશ. હાય. ચાલ ભાઈ, હું આવુંછું."

આમ કહી તે ચંડાળોને વશ થઇ તેમની સાથે ચાલ્યો. ત્યાં એકઠા થયલા લોકો પણ તેની પાછળ ગયા.



## પ્રકરણ ૨૦ મું.

### શૂળીએ ચઢતો ચારૂદત્ત.

મોતની શિક્ષા પામેલા અપરાધીને જેવો વેશ પહેરાવવો જોઇએ તેવો વેશ પહેરાવીને બે ચંડાળો તેને લઇ શહેરમાં ફરવા નીકળ્યા. મોતની શિક્ષા પામેલાઓનો જીવ લેવાનો તેમનો ધધોજ હતો તેથી તેમને દયા તે ક્યાંથી હોય? ચારૂદત્તના બેઉ હાથ બાંધેલા હતા અને તેની બાજુએ બે ચંડાળો ચાલતા હતા. તેઓ પોત પોતામાં વાતો કરતા હતા. એક બોલ્યો, "આ કામ તો આપણાથી બરાબર થશે ના?"

બીજાએ જવાબ આપ્યો, "લે, વળી એમાં પૂછવાનું હોય? હું અને તું જ્યાં એકઠાં હોઇએ ત્યાં કાંઈ પણ બાકી રહે! કોઇને બાંધવો હોય કે ઠાર કરવો હોય તો તેમાં તો આપણે હુશિયાર છીએ. વળી એકે સપાટે માથું ઉડાવવું કે શૂળીએ ચઢાવવું હોય તો તેમાં વાર લાગતી નથી. આ અપરાધી (ચારૂદત્ત) ના ગળામાં રાતા કણેરના ફૂલોની માળા પહેરાવી, મજબૂત બાંધેલ છે. હવે જેમ તેલ ખપી જવાથી દીવો હળવે હળવે મંદ થતો જાય છે તેમ આના પ્રાણ પણ ધીમે ધીમે જતા રહેશે."

ચારૂદત્ત જેવો સજ્જન પુરુષ ફાંસી જતો હતો તેથી તેને જોવા માટે આખું શહેર બહાર નીકળી પડ્યું હતું. દરેક જણ ચારૂદત્તને છેલ્લીવાર જોવા માટે એક બીજાથી આગળ થઈ અથવા સામેથી આવીને પોતાની તે ઇચ્છા તૃપ્ત કરતા હતા. આમ થવાથી ચારૂદત્ત અને તેને શૂળીએ ચઢાવા જનાર ચંડાળોને રસ્તામાં ચાલવાની જગા મળતી ન હતી.

તેમને આવી રીતે ભીડ કરતા જોઈ ચંડાળો બોલ્યા, "બાજુ ખસો, બાજુ ખસો, દૂર થાઓ! એજ તે ચારૂદત્ત છે! હે સજ્જન પુરુષો! તમે શું જુઓછો? સત્પુરુષરૂપ પક્ષીઓને રહેવાના ઘર લાયક આ કલ્પવૃક્ષ (ચારૂદત્ત) ને તોડવા લઇ જઇએ છીએ. હવે તેને શું જુઓ છો? ચાલ, ચારૂદત્ત, ચાલ, જલદી કર." આ સૌથી નીચ જાતના લોકો પણ તેને ઓળખતા હતા અને તેના ઉત્તમ ગુણ અને ઉદારતાથી જાણીતા હતા.

પોતાનું શરીર જોતો ચારૂદત્ત બોલ્યો, "અરે, મારા આખા શરીરે રાતા ચંદનના છાપા માર્યા છે! શરીરે હળદ અને ચુનો ચોપડયો છે! મનુષ્ય છતાં દેવની સામે બલિદાન તરીકે લઈ જતા પશુ જેવો અવતાર મને આ-

ર્યો છે!" પોતાની આસપાસ અને સામે ઉભેલા લોકોના ટોળા તરફ જોઇને તે બોલ્યો, "આ લોકો મારી આવી સ્થિતિ જોઇ માનવી જીદગીનો તિરસ્કાર કરે છે. મારૂં રક્ષણ કરવું એમ બધાના મનમાં છે, પણ તેમ કરવાની તેમનામાં શક્તિ નથી, તેથી મને મુઆ પછી સ્વર્ગની પ્રાપ્તિ થાઓ એમ કહીને બધા આશીર્વાદ આપે છે." આમ કહેતી વખતે તેનું મોઢું તદ્દન ઉતરી ગયું.

લોકો ખસતા નથી અને તેથી જવાનો રસ્તો મળતો નથી જોઇ ચંડાળો બોલ્યા, "મહારાજ, જરા રસ્તો આપો, બધા ખસો. અમારી પાસે ન આવશો. જુઓછો શું? આ જોવા જેવું નથી એ શું તમે નથી જાણતા? આકાશમાંથી પડતા તારા, પ્રસૂત થતી ગાય, તેમજ ગ્રહનું સામસામે આવી જવું અને સત્પુરુષનો વધ એ નજરે ન જોવો એ વાત શું તમે જાણતા નથી?"

આ બે ચંડાળોમાંના એકનું નામ આહિંત તથા બીજાનું નામ ગોહા હતું. ચારૂદત્તને જોવા માટે સ્ત્રીઓ પણ પોત પોતાની બારીઓમાં ઉભી હતી. તેઓ દીન મુખે રડતી હતી. તે તરફ જોતો ગોહા બોલ્યો, "અલ્યા આહિંત, આ જો તો ખરો! આ પુરુષને મારવા લઇ જતાં ઉપરથી પાણીની ધારા પડે છે! આ શું આકાશ રડે છે અને તેના આંસુ પડે છે કે શું? વરસાદની ઋતુ નથી છતાં વરસાદ પડે છે અને વાદળ થયા વગર વીજળી પડે છે. આ છે તે શું? કાંઈ સમજ પણ પડતી નથી!"

તે સાંભળી આહિંત બોલ્યો, "અલ્યા ગોહા, તું આ સમજ્યો નથી શું? આકાશએ રડતું નથી અને વાદળ વગર વીજળી પણ પડતી નથી! એ તો કાંઇક જુદીજ બીના છે. આ સત્પુરુષ ઉપર આવો પ્રસંગ આવ્યો

છે તેથી આ શહેરની સ્ત્રીઓ દુઃખી થઇને રડે છે તેમની આંખોમાંથી વરસાદની ધારની પેઠે આ આંસુ પડે છે. આને મારવા લઇ જઇએ છીએ તેથી જ્યાં ત્યાં એકઠા થયલા લોકો રડે છે તેમના આંસુથી જમીન ભીજી ગઇ છે એટલે ધૂળ પણ ઉડતી નથી.''

પોતાને માટે દુઃખી થતી શહેરની સ્ત્રીઓને પોતાનું મોઢું દેખાડતાં પણ **ચારૂદત્તને** શરમ લાગતી હતી. પોતાની તરફ આટલી બધી લાગણી જેઓ દેખાડે છે તેમની તરફ આભારની નજરે જોવું જોઇએ. એમ ધારી દીન મુખ મુદ્રાએ તેમની તરફ જોવા માંડયું. આ વખતે બધી સ્ત્રીઓના મોઢામાંથી જાણે સરખાજ શબ્દો નીકળતા હોય તેમ કોળાહળ થઈ રહ્યો તેઓ—"હે દેવ, તું આનું રક્ષણ કર! અમારા શહેરનો દયાળુ અને બધાનો પાલક જાય છે!"—આ પ્રમાણે જુદી જુદી રીતના શબ્દોથી કલ્પાંત કરવા લાગી. તેમની આવી વાણીથી **ચારૂદત્ત** બોલ્યો, "મારે માટે આ સ્ત્રીઓ 'હાય **ચારૂદત્ત**!' એમ ઉચ્ચારે છે. કોઈ બારીમાં, કોઇ ખડકીમાં, કોઇ ઓટલા ઉપર ઉભી રહીને મારી દયા ખાતી આંસુ વરસાવે છે એ સ્ત્રીઓ મારે વિષે આટલું કલ્પાંત કરે છે તે મેં એમનું એટલું બધું તે શું કર્યું છે?" આમ બોલતો **ચારૂદત્ત** ઉભો રહ્યો તેને ધક્કો મારતાં એક ચંડાળે કહ્યું, "ચાલરે ચાલ, ઉભો શા માટે? આપણે ચૌટા આગળ આવી પહોંચ્યા છીએ. હવે અહીં દાંડી પીટી સાદ પાડવાનો છે. માટે સાદ પાડ."

લોકોને દાંડી પીટી એકઠા કરવાની તો જરૂરજ ન હતી, તેઓ તો સાથેના સાથેજ હતા. એટલે એક ચંડાળે કહ્યું, "સાંભળો, લોકો, મહાજનો, સાંભળો! આ વિનયદત્ત શેઠનો પૌત્ર અને સાગરદત્ત શેઠનો પુત્ર **ચારૂદત્ત**

નામે છે. એ તમને ખબર તો છે. એણે વસંતસેના નામની સ્ત્રીને ઘરેણાની લાલચે પુષ્પકરંડક નામના ફૂલ બાગમાં લઇ જઇને વગર લેવે દેવે ગળામાં બાથ ભીડીને મારી નાખી છે, તેને તે ઘરેણા ગળામાં બાંધીને રાજા પાલકે મારી નાખવાનો હુકમ કર્યો છે બીજો કોઈ એવું નઠારૂં કામ કરશે તેને પણ રાજા આવીજ શિક્ષા કરશે. માટે બધા સારી રીતે વર્તજો.”

આ માંગ (ચંડાળ)ને મોઢે પોતાને માટે (રાજાની આજ્ઞાથી) બોલાતું સાંભળી ચારૂદત્ત પોતાના મનમાં બોલ્યો, “અરે હાય! સેંકડો યજ્ઞો કરી મારા કુળે કીર્તિ મેળવેલી, હજારો ધર્મશાળાઓ, કુવાઓ, તળાવો, વગેરે સ્થાનકો બાંધી કીર્તિ મેળવેલી, જેના ઘરમાં દરરોજ વેદના શબ્દો થતા હતા તેમજ મોટા મોટા વિદ્વાનો, તપસ્વીઓ, સાધુઓ બ્રાહ્મણો વગેરેથી જેનું મકાન પવિત્ર થતું હતું, તેના કુળમાં જન્મેલો હું, તેના મરણ સમય આ હલકા (ચંડાળ) લોકો દોડી પીટી આવી રીતે મને જાહેર કરે છે. હા, દૈવ, તારી ગતિ વિચિત્ર છે! (વસંતસેનાને યાદ કરતાં) પ્રિય વસંતસેના; તારા ચંદ્રની કાંતિ જેવા મુખ કમળ ઉપરથી અમૃતનું પાન કરી આ અપયશરૂપ ઝેર આ વખત હું પીઉંછું. ધિક્કાર હજો!”

લોકોને એકદમ પાસે આવેલા જોઇ ચંડાલો બોલ્યા, “બાજુ ખસો, મહાજનો, બાજુ ખસો. આ (ચારૂદત્ત) ગુણરૂપી રત્નોનો ભંડાર છે. સજ્જનના દુઃખનું નીવારણ કરનાર છે. સુવર્ણનો (સોનાનો) નથી છતાં સુવર્ણ (સારા આકાર) થી આ શહેરના કેવળ અલંકાર રૂપને અમે હવે બહાર લઇ જઇએ છીએ. ઉત્તમ સુખ પામેલા માણસની બધા કાળજી કરે છે, પણ દુઃખીને મદદ કરનાર તો કોઇકજ નીકળે છે!”

ચારૂદત્તને શહેર બહાર સ્મશાનમાં લઇ જાય છે જોઇને લોકો ધીમે ધીમે વીખરાવા લાગ્યા. તે જોઇ નિઃશ્વાસ નાંખી ચારૂદત્ત બોલ્યો, "મોઢા ઉપર છેડો નાખી રડતા કકળતા લોકો પાછા ફરે છે. મારા મિત્રો સુદ્ધાં પાછા વળે છે એ આશ્ચર્યની વાત છે! પણ એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? સારી સ્થિતિમાં મનુષ્યને વગર ઓળખીતા પણ ઓળખવાનો દાવો કરે છે, પણ દુઃખમાં મનુષ્યનો મિત્ર કોણ થાય છે? આ લોકો પણ પાછો જાય છે એ ઠીકજ કરે છે."

લોકો ધીમે ધીમે વીખરાતા ગયા તે જોઇને એક ચંડાળે કહ્યું, "હવે ભીડ ઓછી થઇ. ચાલો આપણે ચારૂદત્તને એકદમ બહાર લઇ જઇએ; અને મારી નાખવાની તૈયારી કરીએ."

ચારૂદત્તે નિઃશ્વાસ નાખી કહ્યું, "હાય પ્રિય મિત્ર મૈત્રેય! આ કેવું દુઃખ!" આમ કહી મૈત્રેય તથા પોતાના પુત્ર અને પત્નીનું નામ લેઇ વિલાપ કરવા લાગ્યો.

આ વખતે મૈત્રેય ચારૂદત્તના પુત્ર રોહસેનને તેડીને ત્યાં આવી પહોંચ્યો હતો. તે 'હા પિતા! હા તાત!' એમ પોકારતો આવતો હતો. તેનો શબ્દ સાંભળી ચારૂદત્તની મરજી તેને એક વખત મળવાની થઈ, તેથી તેણે ચંડાળોને કહ્યું, "અહો મહેતરો! તમારી પાસે એક દાન માગું છું."

આ સાંભળી આશ્ચર્ય પામી બેઉ બોલી ઉઠ્યા, "અમે ચંડાળ છીએ તેની પાસે બ્રાહ્મણે તે શું માગવાનું હોય? માટે વિચારીને માગવું હોય તે માગ."

ચારૂદત્તે કહ્યું, "અવિચારી-દુરાચારી-પાલક રાજા જેવા તમે કાંઇ ચંડાળ નથી. મારે માગવાનું એટલુંજ

છે કે, પરલોકમાં મારી ગતિ થવા માટે છેલ્લીવાર મારા પુત્રનું મોઢું મને જોવા આપો.”

આ ચંડાળો દયાળુ હતા તેથી તેમણે ચારૂદત્તને કહ્યું; “બેલાશક જોઇ લે. અમારી ના નથી.”

પણ ત્યાં હજી લોકોની ભીડ હતી તેથી મૈત્રેય તથા રોહસેન આગળ આવી શકતા ન હતા, પણ દૂરથીજ બુમો પાડયા કરતા હતા તેથી ચારૂદત્તે ચંડાળો પાસે ફરીથી પોતાની માગણી કીધી એટલે ચંડાળોએ લોકોને કહ્યું, “બાજુ ખસો, બાજુ ખસો, આ ચારૂદત્ત પોતાના પુત્રનું મોઢું છેલ્લીવાર જોવા માગે છે તેને પાસે આવવા માટે જરા રસ્તો કરો.” આમ કહી તેમણે લોકોને ખસાડીને રસ્તો કરાવ્યો એટલે મૈત્રેય રોહસેનને તેડીને રડતો રડતો ત્યાં આવ્યો.

તેને જોઇ ચારૂદત્તે કહ્યું, “આ અલ્પવયના બાળકને હાથે અલ્પ ઉદક (પાણી) મળશે તેથી મારે ઘણીવાર તરસ્યા રહેવું પડશે.” તેના આંખમાંથી પણ આંસુઓ પડવા લાગ્યા. તે વિચારમાં પડીને બોલ્યો, “પણ હું એને શું આપું? પણ એવો વિચાર શા માટે જોઇએ? મારી પાસે આ ઉપવિત (જનોઇ) છે તેજ એને આપું. એથી એ અધિકારી થાશે. એ નથી સોનાનું કે નથી મોતીનું, પણ તેથીએ ઉત્તમ એવું બ્રાહ્મણનું ભૂષણ છે.” આમ વિચાર કરી પોતાની ડોકમાંથી ઉપવિત ઉતારી રોહસેનને પહેરાવી દીધું.

પુત્ર તરફનો મોહ જુદી રીતનો હોય છે તેથી ગોહા નામના ચંડાળે કહ્યું, “અરે્યા ચારૂદત્ત, ચાલ, ચાલ. હવે રડવાથી શું વળવાનું છે?”

ગોહાના આવા શબ્દો સાંભળી આહિંત બોલ્યો, “અરે ગોહા, આ તું શું બોલે છે? આમના નામને તો

છડાઇથી શા માટે બોલાવે છે? શું દૈવયોગથી આમની આવી દશા થઇ તેથી શું એમની સાથે આપણે તોછડાઇ વાપરવી જોઇએ? અરે! આમની ઉપર વિપતી આવી પડી તેથી શું એમના કુળ, નામ, કીર્તિ તથા ઉત્તમ ગુણ શું જતા રહ્યા? શું ચંદ્રને રાહુ ગ્રાસે છે તેથી શું ચંદ્ર તરફ આપણે પૂજ્ય ભાવ રાખવો ન જોઇએ? તું આ સજ્જન પુરુષને તુંકારે બોલાવે છે એ મને પસંદ પડતું નથી."

રોહસેન બાળક હતો તેથી પોતાના બાપની શી વલે થવાની હતી તે જાણતો ન હતો. બધા ગભરાતા હતા તેથી તે પણ ગભરાતો હતો. ચારૂદત્તને બાંધીને આ બેઉ ચંડાળો લઇ જતા હતા તે જોઇને તે વધારે ગભરાયો હતો. તેણે ચંડાળોને કહ્યું, "અરે ચંડાળો, મારા બાપાને બાંધીને કયાં લઇ જાઓ છો?"

પોતાના પુત્રની આવી વાણી સાંભળી ચારૂદત્તને બહુજ લાગી આવ્યું. તેણે આંસુ લાવીને કહ્યું, "પુત્ર, ગળામાં ફૂલની માલા નાખી, ખભા ઉપર શૂળ, તથા હૃદયમાં શોક આપીને જેમ યજ્ઞમાં બકરાનો વધ કરવા લઇ જાય તેમ મને મારવા માટે લઇ જાય છે."

પોતાને ચંડાળ કહી રોહસેને બોલાવ્યો તે ચારૂદત્તને મારવા લઇ જનાર ચંડાળોને પસંદ ન પડયું. તેમણે કહ્યું, "છોકરા, અમે ચંડાળ નથી. અમે નીચ ચંડાળ કુળમાં જનમ્યા છીએ તોપણ અમારૂં મન ચંડાળ નથી. જે ચંડાળ કર્મ કરે અર્થાત્ દુષ્ટતાથી જે સત્પુરૂષને દુઃખી કરી તેની ઉપર સંકટ નાખે, તેજ પાપી ચંડાળ કહેવાય!"

આ સાંભળી બાલક રોહસેન બોલ્યો, "ત્યારે મારા બાપને મારવાને શા માટે લઇ જાઓછો?"

ચંડાળે જવાબ આપ્યો, "છોકરા, ઈશ્વર તને લાંબુ

આયુષ્ય આપો! આ તો રાજાનો હુકમ અપરાધી છે અ-મે અપરાધી નથી. તેની આજ્ઞા પ્રમાણે અમારે તો ચાલવું જોઇએ."

રોહસેન બોલ્યો, "ત્યારે તો મને મારી નાખો. મારા બાપાને છોડી મૂકો."

તેની આવી કરૂણવાણી સાંભળી પેલા ચંડાળોનું મન પણ પીગળી ગયું અહિંત બોલ્યો, "ચિરંજીવ રહે, છોકરા, તારૂં આયુષ્ય લાંબું થશે."

મૈત્રેયની પાસેથી પોતાના પુત્રને લઇને ગળે લગાડી ચારૂદત્તે કહ્યું, "માણસ લક્ષ્મીપાત્ર હો કે, દરિદ્રી હો પણ તેની પ્રીતિનું ઝરણુ તો એકજ ઠેકાણે વહે છે. કોઇ પણ અવસ્થામાં જેને જોઇ આનંદ થાય છે તે વસ્તુ આ (પુત્ર) જ છે. આ ચંદન નથી કે નથી વાળો પણ તેના કરતાંએ હૃદયને વધારે શિતળ કરનાર વસ્તુ છે. પુત્ર, મને જોડ, ગળામાં કણેરની માળા નાખી ખભા ઉપર શૂળ આપી યજ્ઞમાં જેમ બકરાનો હોમ કરવા લઈ જાય છે તેમ મારો વધ કરવા લઈ જાય છે." કેટલાક લોકો પોતાનું મોઢું ઢાંકીને જતા હતા તેમને જોઇને ચારૂદત્તે કહ્યું, "ભાઇઓ, તમે હવે બેક્ષાશક જાઓ. થયું. હવે તમે વધારે શું કરી શકનાર છો?"

આટલીવાર સુધી મૈત્રેયને કાંઈ બોલવાનો વખત આવ્યો ન હતો, તેથી તે મુંઝાતો હતો પણ હમણા પ્રસંગ મળ્યો એટલે તેણે ચંડાળોને કહ્યું, "તમે ભલા માણસ છો તેથી મારૂં કહેવું કાંઇક સાંભળો. આ મારા મિત્રને મૂકી દો અને મને મારો."

આ સાંભળી ચારૂદત્ત બોલ્યો, "નહિ, નહિ, એમ ન કરશો. મારી ઉપર પડેલું દુઃખ મારેજ ભોગવવું જોઇએ. બીજાને તે ભોગવવાની જરૂર નથી."

છડાઇથી શા માટે બોલાવે છે? શું દૈવયોગથી આમની આવી દશા થઇ તેથી શું એમની સાથે આપણે તોછડાઇ વાપરવી જોઇએ? અરે! આમની ઉપર વિપતી આવી પડી તેથી શું એમના કુળ, નામ, કીર્તિ તથા ઉત્તમ ગુણ શું જતા રહ્યા? શું ચંદ્રને રાહુ ગ્રાસે છે તેથી શું ચંદ્ર તરફ આપણે પૂજ્ય ભાવ રાખવો ન જોઇએ? તું આ સજ્જન પુરુષને તુંકારે બોલાવે છે એ મને પસંદ પડતું નથી."

રોહસેન બાળક હતો તેથી પોતાના બાપની શી વળે થવાની હતી તે જાણતો ન હતો. બધા ગભરાતા હતા તેથી તે પણ ગભરાતો હતો. ચારૂદત્તને બાંધીને આ બેઉ ચંડાળો લઇ જતા હતા તે જોઇને તે વધારે ગભરાયો હતો. તેણે ચંડાળોને કહ્યું, "અરે ચંડાળો, મારા બાપાને બાંધીને કયાં લઇ જાઓ છો?"

પોતાના પુત્રની આવી વાણી સાંભળી ચારૂદત્તને બહુજ લાગી આવ્યું. તેણે આંસુ લાવીને કહ્યું, "પુત્ર, ગળામાં ફૂલની માલા નાખી, ખભા ઉપર શૂળ, તથા હૃદયમાં શોક આપીને જેમ યજ્ઞમાં બકરાનો વધ કરવા લઇ જાય તેમ મને મારવા માટે લઇ જાય છે."

પોતાને ચંડાળ કહી રોહસેને બોલાવ્યો તે ચારૂદત્તને મારવા લઇ જનાર ચંડાળોને પસંદ ન પડયું. તેમણે કહ્યું, "છોકરા, અમે ચંડાળ નથી. અમે નીચ ચંડાળ કુળમાં જન્મ્યા છીએ તોપણ અમારૂં મન ચંડાળ નથી. જે ચંડાળ કર્મ કરે અર્થાત્ દુષ્ટતાથી જે સત્પુરૂષને દુ:ખી કરી તેની ઉપર સંકટ નાખે, તેજ પાપી ચંડાળ કહેવાય!"

આ સાંભળી બાળક રોહસેન બોલ્યો, "ત્યારે મારા બાપને મારવાને શા માટે લઇ જાઓછો?"

ચોહાએ જવાબ આપ્યો, "છોકરા, ઈશ્વર તને લાંબુ

ચંડાળો થાળી પીટતા દક્ષિણ દરવાજે આવી પહોંચ્યા. દક્ષિણ દરવાજા આગળજ શકારનું ઘર હતું. સ્થાવરક ચેટને છેક ઉપલે મજલે શકારે કેદ કર્યો હતો છતાં "ચારૂદત્તે વસંતસેનાને મારી નાખી" એવા શબ્દો થાળી પીટીને ચંડાળે કહ્યા તે તેના સાંભળવામાં આવ્યા. તે બોલ્યો, "અરે આ શું? નિર્દોષ ચારૂદત્તને અપરાધ વગર શા માટે મારી નાખે? હું એ વાત જઇને કહું નહિ તે માટે મારા શેઠે મને અહીં કેદ કર્યો છે પણ ચિંતા નહિ. હું અહીંથી બૂમો પાડીને ખરી વાત જાહેર કરીશ તો બધા સાંભળશે." આમ કહી તેણે મોટેથી બૂમો પાડવા માંડી, "અરે, સાંભળો, સાંભળો. મારૂં કહેવું સાંભળો. હું ખરી વાત કહુંછું તે ઉપર જરા ધ્યાન આપો. ગાડીની અદલા બદલી થવાથી વસંતસેનાને પુષ્પકરંડક બાગમાં ભૂલથી હુંજ લઇ ગયો હતો. ત્યાં મારા શેઠેજ (શકારે) તેને મારી નાખી છે. આ સત્પુરુષે તેને મારી નાખી નથી. એ હું ખાત્રીપૂર્વક ખરેખરૂંજ કહુંછું."

સ્થાવરકે આ પ્રમાણે કહેવા માંડયું પણ તેનો અવાજ કોઇએ સાંભળ્યો નહિ. લોકો કોલાહોલ કરતા અને ચંડાળો દાંડી પીટી સાદ પાડતા હતા તેથી ચેટનો અવાજ ન સંભળાયો. પોતાનું બોલવું કોઇ સાંભળતું નથી જાણી ચેટ તો ગભરાયો. બીજાના કરેલા અપરાધથી નિર્દોષ ચારૂદત્ત માર્યો જાય તે તેને ગમ્યું નહિ. સ્થાવરક ચેટ જો ખરી વાત કહે તો પોતાના ધણી ઉપર તે અપરાધ લાગુ પડે. પણ એવા દુષ્ટ શેઠનો ખોટો બચાવ કરી ચારૂદત્ત જેવા સજ્જન પુરુષનો નાશ થવા દે તેવો તે ન હતો. હવે તો બારીમાંથી કુદી પડવા વગર બીજો ઇલાજ ન હતો. સ્થાવરકે વિચાર કર્યો કે, કદી આટલી ઉચ્ચાઇએથી કુદી પડતાં હું મરણ પામીશ તો પણ તેથી

પોતાને હજી આગળ જવું હતું તેથી ચંડાળોએ લોકોને ખસાડવા માંડયા, "ચાલો, ચાલો, ખસો, ખસો. એને જોયો એટલોજ બસ છે. આ સત્પુરુષ ઉપર દૈવયોગથી આ દુઃખ આવી પડયું છે તે તમે જોયું? સોનાનો સારો મજાનો કળશીઓ હોય છે તે પણ દોરી તુટવાથી કુવામાં પડી જાય છે."

પોતાને માટે લોકલાગણીનું ચારૂદત્ત વર્ણન કરવા લાગ્યો એટલામાં આહિંતે કહ્યું, "અલ્યા ગોહા, આ બીજા ચોટામાં આવ્યા. થાલી પીટ."

ગોહાએ પ્રથમની પેઠે થાળી પીટી પોકાર મારી ચારૂદત્તે વસંતસેનાને મારી નાખી એમ કહેવા લાગ્યો. ચારૂદત્ત આ વખતે ચારે તરફના દુઃખથી ઘેરાઇ ગયો હતો, છતાં-તેણે વસંતસેનાને મારી-એ શબ્દો તે સહન કરી શકતો ન હતો. તે ઉપલા શબ્દો સાંભળી બોલ્યો, "હાય, હાય! મારી દુર્દશા દૈવયોગથી થવાની હતી તેમાં તો ગમે તે કરતાંએ ફેર પડવાનો ન હતો, અને તેથી મારી આ દુર્દશાનું મને દુઃખ ઉપજતું નથી, કારણ કે થોડીવારમાંજ-ઘડી કે અર્ધ ઘડીમાંજ હું પ્રાણથી મુક્ત થઇશ (અર્થાત્ મરી જઇશ) એટલે તે દુર્દશાથી પણ છૂટીશ. પણ વારંવાર-તેને મેં મારી-એમ કહે છે તે શબ્દો મારાથી સહન થતા નથી."

હવે આપણે બીજી તરફ જોઇએ. શકારે જે દુષ્ટ કામ કર્યું હતું તેના સાક્ષીદાર માત્ર બેજ હતા. એક વિટ તથા બીજો સ્થાવરક ચેટ. વિટ તો શકારના દુષ્ટ કામોથી કંટાળીને રાજાની વિરૂદ્ધ ઉભા થયલા શર્વિલકના પક્ષમાં જઇ મળ્યો હતો. બીજો નજરે જોનાર સ્થાવરક ચેટ હતો. તે તો શકારનો ગુલામ હતો. ચેટને શકારે હાથ પગમાં બેડીઓ નાખી કેદ કર્યો હતો. હવે ઠેકઠેકાણે

છી જો મારૂં મરણ થાય તો હું તેને પુત્ર જન્મના ઉત્સવ જેવો આનંદદાયક માનું. વળી, મેં કાંઈ એની સાથે વેર કર્યું નથી છતાં–બાણ જેમ ઝેરવાળું થઇ બીજાને ઝેર બનાવે છે તેમ–આ (શકાર) પોતે અપરાધ કરી મને અપરાધી બનાવે છે.”

શકાર તરફ લોકો પ્રથમથીજ માન દેખાડતા ન હતા. તેમાં પણ વળી આ ચારૂદત્ત ઉપર શકારે કલંક લગાવી તેને આ છેવટની શિક્ષા કરાવી તેથી તો લોકો તેના તરફ વધારે તિરસ્કાર બતાવતા હતા. એટલામાં ચેટે આવી આવી વાત કહી એટલે તેઓ વધારે ગડબડ કરવા લાગ્યા. ચંડાળોએ પણ આ સાંભળી સ્થાવરકને પૂછયું, “સ્થાવરક, આ તું ખરૂંજ કહે છે કે?”

સ્થાવરકે કહ્યું, “આ જુઓ તેની સાબેતી. હું એ વાત જાણતો હતો તેથી તે કોઇને કહી ન દઉં જાણી એણે મને બેડીઓ નાખી એક ઓરડામાં કેદ કર્યો હતો. જુઓ આ બેડીઓની નીશાની.” આમ કહી પોતાના પગમાં ભાગેલી બેડી હતી તે બધાને બતાવવા માંડી.

જે વખતે આખું શહેર શોકમય થયું હતું ત્યારે આ શકારજ માત્ર આનંદી દેખાતો હતો. તે આ વખત ખાઇ પીને પેટ ઉપર હાથ ફેરવતો પોતાના મહેલની ઉંચી અટારી ઉપર જતો બોલ્યો, “આહાહા, આજ તો આનંદનો દિવસ છે. ખારૂં, તીખું, ખાટું અને એવાજ બીજા મસાલા નાખી તૈયાર કરેલું માંસ શાક ભાજી સાથે ખાધું અને ઉપરથી કમોદના ભાત અને ગોળના ભાતને અધું ખાઇ ગયો. હવે તો પેટ બહુજ ભરાયું છે. (એટલામાં દાંડી પીટવાનો સ્વર સાંભળી કાન દઈ સાંભળતાં તે બોલ્યો) ભાગી પડેલા કાંસાના વાસણ જેવો આ સ્વર સંભળાય છે તેથી જણાય છે કે, એ પેલા ચંડાળોનો સા-

શું ? મારા જેવા સેંકડો મરણ પામે તોએ શું ? એનાથી કાંઇ કોઇનું અટકી રહેવાનું નથી. મારા જેવો જીવતો રહ્યો તેથીએ શું અને મરી ગયો તેથીએ શું ? પણ તેમ કરતાં આ કલ્પવૃક્ષ જેવા ચારૂદત્તનો તો જીવ બચશે."

આવો વિચાર કરી સ્થાવરક ચેટે ઉપરથી પડતું મેલ્યું. તે નીચે પડ્યો પણ જીવતો રહ્યો. તેના હાથ પગમાંની બેડીઓ માત્ર તુટી ગઈ. તે આનંદ પામીને બોલ્યો, "ચાલો, આ પણ ઠીકજ થયું. બેડી ભાંગી એટલુંજ નુકશાન. હું જીવતો રહ્યો. હવે જ્યાં ભીડ છે ત્યાં જાઉં. (દોડતો દોડતો) ખસો, ખસો, મને જવાને રસ્તો આપો. અલ્યા, સબૂર, સબૂર ! ઉભા રહો, ઉભા રહો."

તેનો સ્વર સાંભળી ચંડાળો બોલ્યા, "અરે એ કોણ બોલાવે છે?"

સ્થાવરકે કહ્યું, "સાંભળો, સાંભળો. વસંતસેનાને આ આર્ય ચારૂદત્તે મારી નાખી નથી. એ તો રથની અદલા બદલીથી હુંજ તેમને પુષ્પકરંડક બાગમાં ભૂલથી લઇ ગયો હતો અને ત્યાં મારા શેઠ શકારે તેનું ગળું દબાવીને મારી નાખી છે. આ સત્પુરુષે સુદ્ધાં મારી નથી, એ હું ખરેખરૂં કહુંછું."

સ્થાવરકનું આવું બોલવું સાંભળી ચારૂદત્ત આશ્ચર્ય પામીને બોલ્યો, "અરે ! હું કાળના ફાંસામાં સપડાયો છું. તે વખતે મારી ઉપર આ ઉપકાર કરનાર કોણ છે?" પોતાની ઉપર જુઠો આરોપ આવ્યાથી ચારૂદત્ત દલગીર હતો પણ આ ચેટે આવીને જ્યારે ખરી વાત જાહેર કીધી ત્યારે તેને કાંઈક સારૂં લાગ્યું. તે ચંડાળો તરફ જોઇને બોલ્યો, "આ સ્થાવરક કહે છે તે તો તમે સાંભળો છો ના? હું મરણથી બીહતો નથી પણ મને કલંક લાગ્યાથી હું દુઃખી થયો છું. મારા ઉપરનો અપરાધ ઉડી ગયા પ-

છી જો મારૂં મરણ થાય તો હું તેને પુત્ર જન્મના ઉત્સવ જેવો આનંદદાયક માનું. વળી, મેં કાંઈ એની સાથે વેર કર્યું નથી છતાં—બાણ જેમ ઝેરવાળું થઇ બીજાને ઝેર બનાવે છે તેમ—આ (શકાર) પોતે અપરાધ કરી મને અપરાધી બનાવે છે.''

શકાર તરફ લોકો પ્રથમથીજ માન દેખાડતા ન હતા. તેમાં પણ વળી આ ચારૂદત્ત ઉપર શકારે કલંક લગાવી તેને આ છેવટની શિક્ષા કરાવી તેથી તો લોકો તેના તરફ વધારે તિરસ્કાર બતાવતા હતા. એટલામાં ચેટે આવી આવી વાત કહી એટલે તેઓ વધારે ગડબડ કરવા લાગ્યા. ચંડાળોએ પણ આ સાંભળી સ્થાવરકને પૂછ્યું, ''સ્થાવરક, આ તું ખરૂંજ કહે છે કે?''

સ્થાવરકે કહ્યું, ''આ જુઓ તેની સાબેતી. હું એ વાત જાણતો હતો તેથી તે કોઇને કહી ન દઉં જાણી એણે મને બેડીઓ નાખી એક ઓરડામાં કેદ કર્યો હતો. જુઓ આ બેડીઓની નીશાની.'' આમ કહી પોતાના પગમાં ભાગેલી બેડી હતી તે બધાને બતાવવા માંડી.

જે વખતે આખું શહેર શોકમય થયું હતું ત્યારે આ શકારજ માત્ર આનંદી દેખાતો હતો. તે આ વખત ખાઇ પીને પેટ ઉપર હાથ ફેરવતો પોતાના મહેલની ઉંચી અટારી ઉપર જતો બોલ્યો, ''આહાહા, આજ તો આનંદનો દિવસ છે. ખારૂં, તીખું, ખાટું અને એવાજ બીજા મસાલા નાખી તૈયાર કરેલું માંસ શાક ભાજી સાથે ખાધું અને ઉપરથી કમોદના ભાત અને ગોળના ભાતને બધું ખાઇ ગયો. હવે તો પેટ બહુજ ભરાયું છે. (એટલામાં દાંડી પીટવાનો સ્વર સાંભળી કાન દઈ સાંભળતાં તે બોલ્યો) ભાગી પડેલા કાંસાના વાસણ જેવો આ સ્વર સંભળાય છે તેથી જણાય છે કે, એ પેલા ચંડાળોનો સ-

છી જો મારૂં મરણ થાય તો હું તેને પુત્ર જન્મના ઉત્સવ જેવો આનંદદાયક માનું. વળી, મેં કાંઈ એની સાથે વેર કર્યું નથી છતાં-બાણ જેમ ઝેરવાળું થઇ બીજાને ઝેર બનાવે છે તેમ-આ (શકાર) પોતે અપરાધ કરી મને અપરાધી બનાવે છે."

શકાર તરફ લોકો પ્રથમથીજં માન દેખાડતા ન હતા. તેમાં પણ વળી આ ચારૂદત્ત ઉપર શકારે કલંક લગાવી તેને આ છેવટની શિક્ષા કરાવી તેથી તો લોકો તેના તરફ વધારે તિરસ્કાર બતાવતા હતા. એટલામાં ચેટે આવી આવી વાત કહી એટલે તેઓ વધારે ગડબડ કરવા લાગ્યા. ચંડાળોએ પણ આ સાંભળી સ્થાવરકને પૂછયું, "સ્થાવરક, આ તું ખરૂંજ કહે છે કે?"

સ્થાવરકે કહ્યું, "આ જુઓ તેની સાબેતી. હું એ વાત જાણતો હતો તેથી તે કોઇને કહી ન દઉં જાણી એણે મને બેડીઓ નાખી એક ઓરડામાં કેદ કર્યો હતો. જુઓ આ બેડીઓની નીશાની." આમ કહી પોતાના પગમાં ભાગેલી બેડી હતી તે બધાને બતાવવા માંડી.

જે વખતે આખું શહેર શોકમય થયું હતું ત્યારે આ શકારજ માત્ર આનંદી દેખાતો હતો. તે આ વખત ખાઇ પીને પેટ ઉપર હાથ ફેરવતો પોતાના મહેલની ઉંચી અટારી ઉપર જતો બોલ્યો, "આહાહા, આજ તો આનંદનો દિવસ છે. ખારૂં, તીખું, ખાટું અને એવાજ બીજા મસાલા નાખી તૈયાર કરેલું માંસ શાક ભાજી સાથે ખાધું અને ઉપરથી કમોદના ભાત અને ગોળના ભાતને બધું ખાઇ ગયો. હવે તો પેટ બહુજ ભરાયું છે. (એટલામાં દોંડી પીટવાનો સ્વર સાંભળી કાન દઈ સાંભળતાં તે બોલ્યો) ભાગી પડેલા કાંસાના વાસણ જેવો આ સ્વર સંભળાય છે તેથી જણાય છે કે, એ પેલા ચંડાળોનો સ્વ-

વાજ હશે. વળી આ દાંડી પણ પીટાય છે તેથી જણાય છે કે, પેલા ભીખારી ચારૂદત્તને ફાંસી આપવા લઇ જતા હશે. લોકો પણ ઘણા એકઠા થયા છે. મારે પણ જોવા તો જવુંજ જોઇએ. મારા શત્રુનો નાશ થતો જોઇ મને બહુ આનંદ થાય છે. વળી મારા પુરોહિત ભટજીએ કહ્યું છે કે, પોતાના શત્રુને મરતો જુએ તેની આંખો કદી પણ દુઃખે નહિ! કમળના દાંડામાં ભરાયલા કીડાની પેઠે મેં આ ચારૂદત્તની પછવાડે લાગી ભોગ તો લીધો. હવે આ મારૂં કરેલું પરાક્રમ મારા મહેલના સૌથી ઉંચા ઝરૂખા ઉપર બેસીને જોઉં. એ જોતાં મને વધારે આનંદ ઉપજશે.” આમ બોલતો તે છેક ઉંચી અટારીએ ચઢયો. આસપાસ લોકોની ભીડ થયલી જોઇ તે બોલ્યો, “અહોહો, આને માટે આટલી બધી ભીડ થઇ છે તો મારા જેવા નર–મનુષ્ય–વાસુદેવ, શ્રેષ્ઠ પુરુષને મારી નાખવા લઇ જાય તો કોણ જાણે કેટલી ભીડ થાય! યજ્ઞના પશુને શણગારીને અથવા નવા બળદને શણગારીને જેમ લઇ જાય તેમજ આ ચારૂદત્તને શણગારીને પણ દક્ષિણ દરવાજા બહાર સ્મશાનમાં લઇ જાય છે. (પણ એટલામાં ઢોલ વગેરે વાગતા બંધ પડયાથી તે બોલ્યો) અરે આ શું? મારા ઘર આગળ આવતાં ઢોલ દાંડી વગેરે બંધ કેમ પડી ગયાં?” (આટલીવાર સૂધી તો તે પોતાના વિચારમાંજ મગ્ન હતો તેથી સ્થાવરક ચેટની તેણે ખબર કાઢી ખબર કાઢી ન હતી પણ ઓચીંતા વાદ્ય વાગતા બંધ થયા તેથી શંકારે વિચાર કર્યો કે, ચેટ તો છૂટીને નહિ નાઠો હોય? તેને પોતાનું પાપ મનમાં સળ્યા કરતું હતું. તેણે નીચે ઉતરી જોયું તો ચેટ ન દેખાયો તેથી તે બોલ્યો, “અહીં ચેટ પણ દેખાતો નથી! રખેને તેણે મારી વાત કોઇને કહી દીધી હોય? માટે હવે તો નીચે ઉતરીને ભીડમાંજ

જાઉં." આમ બોલતો તે પોતાના મહેલમાંથી બહાર નીકળ્યો અને જ્યાં **ચારૂદત્ત**ને લઇને ચંડાળો ઉભા હતા ત્યાં આવ્યો. તેને આવતો જોઇ **સ્થાવરકે** કહ્યું, "એ આર્ય, તે જુઓ અહીંજ આવે છે."

તેને આવતો જોઇ ચંડાળોએ લોકોને કહ્યું, "ખસોરે લોકો ખસો, રસ્તો છોડો, દરવાજા બંધ કરો. અવિનયં જેનું આણીદાર શિંગડું છે એવો આ બળદ (શકાર) અહીંજ આવે છે!"

શકારે ઉતાવળથી આવી ચેટનો હાથ પકડી બોલ્યો, "દીકરા **સ્થાવરક**, ચેટ, આવ, ચાલ આપણે ઘેર જઇએ. આવ, આવ."

પણ **સ્થાવરક** તેના તેજમાં અંજાઇ જાય એવો ન હતો. તેણે તો તેની સોબત છોડવાનોજ વિચાર કર્યો હતો. તેથી તેના હાથમાંથી પોતાનો હાથ છટકાવી નાખતો બોલ્યો, "ચાલ, ચાલ; દુષ્ટ! નીચ! દૂર રહે! વસંતસેનાને મારી નાંખી એ શું પુરૂં ન થયું કે આવા કલ્પવૃક્ષ જેવાને, ગરીબોના માબાપને મારી નાંખવા તૈયાર થયો છે?"

શકારે ગંભીરાઇથી કહ્યું, "વાહરે વાહ, મૂર્ખ! આ તું શું સારૂં બોલે છે! રત્નના ઘડા જેવો હું શું કોઈ દિવસ સ્ત્રીને મારૂં!"

સ્થાવરકે કહેલી વાત બધાએ સાંભળી હતી, અને તેથી તેમની ખાત્રી થઈ હતી કે, એ શકારનુંજ કામ હતું. **ચારૂદત્ત**ના હાથે એવું કામ કદી ન થાય. તેથી જ્યારે શકારે પોતાનો બચાવ કરવા માંડ્યો ત્યારે લોકો બોલી ઉઠ્યા; "અરે તેંજ તેને મારી નાખી છે, આર્ય **ચારૂદત્તે** નથી મારી નાખી."

પણ શકારે હીમતથી પૂછ્યું, "પણ એમ કોણ કહે છે?"

લોકોએ સ્થાવરકને દેખાડી કહ્યું, "આ ભલો માણુસ કહે છે."

આ સાંભળી શકાર ગભરાયો. તે મનમાં બોલ્યો, "મારા પાપ કર્મનો આ એકજ સાક્ષી છે. એને મેં પુરા બંદોબસ્તથી ન રાખ્યો એ મારી મોટી ભુલ થઈ. હશે. હવે એને માટે કાંઈક યુક્તિ કરવી જોઇએ." આમ વિચારી લોકોની તરફ જોઈ શકાર બોલ્યો, "સાંભળો સાંભળો! આ ગુલામ ખોટું બોલે છે. એ મારો ગુલામ છે. એણે મારા ઘરમાંથી સોનું ચોર્યું હતું તેથી મેં એને માર્યો હતો, બાંધીને પણ માર્યો હતો, તેમજ વળી કેદ પણ કરી રાખ્યો હતો તેથીજ એ મારી ઉપર વેર રાખી જુઠું બોલે છે. માટે શું તમે એનું કહેવું ખરું માનોછો?" આમ કહી તેણે સ્થાવરકની પાસે જઇ પોતાના હાથમાંથી કડું ઉતારી તેના હાથમાં આપતાં બોલ્યો, "દીકરા સ્થાવરક, આ લે. મારી તરફેણમાં હવે બોલજે હો."

પણ સ્થાવરક ચેટ ભોળો હતો. પોતાના શેઠે આ વખત કેવી લુચ્ચાઇ વાપરી હતી તે તે જાણતો ન હતો. તેણે હાથમાં કડું લીધું ન હોત તો ઠીક થાત. પણ આ તો કડું લઇને ફસાયો. તે કડું હાથમાં લઇ ઉંચું કરી લોકોને બતાવતો બોલ્યો, "જુઓ, જુઓ, આ મને લાલચ આપીને પોતાની તરફ બોલવા કહે છે."

પણ આ વખતે શકારને બમણી હીમત આવી. તે તેના હાથમાંથી કડું આંચકી લેતાં બોલ્યો, "જુઓ, એજ તે સોનું છે. એને માટેજ મેં એને કેદ કર્યો હતો. એજ ચોરી માટે મેં એને માર્યો અને તેથી મારા ઉપર વેર રાખી એણે આ અપરાધ મારા ઉપર ઢોળી પાડવા યુક્તિ કીધી હતી."

સ્થાવરક શકારનો ખરીદેલો ગુલામ હતો તેથી તેના

લામના બોલવા ઉપર તે વખતે વજન પડતું ન હતું. મજ આ વખત પણ બન્યું. ચંડાળોના મનમાં પણ આ ાત ઉતરી તેથી તેઓ બોલ્યા, "અમને પણ એ વાત ારી લાગે છે. માર ખાધેલો ગુલામ શું ન કરે?"

આ સાંભળી ચેટ અતિશય દુઃખી થઇ બોલ્યો. અરે દૈવ, ગુલામના જીવતરનેજ ધિક્કાર છે! ગુલામ સાં ું બોલે છે તોપણ તેનું કોઇ માનતું નથી. ખેર, હવે ે વિષે ખેદ કર્યાથી શો લાભ મળવાનો છે! (આમ વિ- ારી ચારૂદત્ત સામે હાથ જોડીને તે બોલ્યો) "મહારાજ, ારી આટલીજ શક્તિ હતી. આથી વધારે મારાથી કાંઇ ઈ શકે તેમ નથી." આમ કહેતાંની સાથે ચારૂદત્તને ગે લાગ્યો.

ચારૂદત્તનું હૈયું આ જોઇ ભરાઈ આવ્યું. તેણે કહ્યું; ઉઠ, દુઃખી સાધુ તરફ દયા દેખાડનાર ઉઠ. આ સંકટ- ાંથી મારો છુટકારો થાય તે માટે તેં તારાથી બનતો યત્ન કર્યો, પણ દૈવ અનુકુળ ન હોવાથી તું ફાવ્યો ન- ે. માટે ઉઠ, રડતો ના."

ચંડાળોને પણ સ્થાવરકનું કહેવું ખોટું લાગ્યું હતું ાથી તેમણે શકારને કહ્યું, "શેઠજી, આ ગુલામને મારીને ાઢી મૂકો, એ ફોકટની ગડબડ કરે છે."

શકારને પણ એટલુંજ જોઇતું હતું. તેણે સ્થાવ- કને જોરથી લાત મારી કહ્યું, "નીકળ અહીંથી તારૂં કા- ું કર! (પછી તેણે ચંડાળોને કહ્યું) આને તમે મારી ેમ નાખતા નથી! વાર શા માટે લગાડો છો?"

શકાર રાજાનો સાળો હતો અને વળી અમલદાર ાણ હતો તેથી પોતાનો હુકમ બજાવવા માગતો હતો. ાણ આ ચંડાળો કાંઈ તેના હુકમથી ડરી જઇ તેના કહે- ા પ્રમાણે ઉતાવળ કરે એવા ન હતા. જ્યારે શકારે ઉ-

તાવળથી ચારૂદત્તને મારી નાખવાનું કહ્યું ત્યારે ગુસ્સે થઈ એક ચંડાળ બોલ્યો, "અલ્યા તારે ઉતાવળ હોય તો તુંજ એને મારી નાંખની !"

ચંડાળનું આવું વાક્ય સાંભળી શકાર ગુસ્સે તો થયો, પણ શું કરે તેનો ઉપાય ન હતો. તે ચૂપ રહ્યો.

ચારૂદત્તનો બાળ પુત્ર રોહસેન ત્યાં ઉભો હતો તે સાંભળી બોલી ઉઠયો, "અરે ચંડાળો, મને મારી નાખો, મારા બાપાને છોડી દો."

દુષ્ટ મનુષ્ય પોતાની દુષ્ટ બુદ્ધિ પ્રમાણે સારૂં નરસું જોતો નથી તેમજ શકારે પણ આ વખત કર્યું. તે બોલ્યો, "આ છોકરો પણ પોતાની મરવાની મરજી દેખાડે છે તેથી એને પણ ચારૂદત્તની સાથે મારી નાખો."

આ સાંભળી ચારૂદત્તને બીક લાગી. દુષ્ટને હાથે દુષ્ટ કામ થયા વગર નહિ રહે. તેથી તેણે રોહસેનને ત્યાંથી જતા રહેવા કહ્યું. રોહસેન બોલ્યો, "પણ હું અહીંથી જઈને શું કરૂં ?"

ચારૂદત્તે કહ્યું, "તારી મા પાસે રહી તેની સેવા કરજે. અહીં રહેવામાં સાર નથી. (મૈત્રેયને તેણે કહ્યું) ભાઈ મૈત્રેય, આ વખત વિચાર કરવાનો નથી. રોહસેનને લઈને તુરત ઘેર જા."

મૈત્રેય ગદગદ કંઠે બોલ્યો, "મિત્ર, શું તમે એમ સમજો છો કે, તમારા વગર હું જીવતો રહીશ ?"

ચારૂદત્ત આ સાંભળી બોલ્યો, "મિત્ર, એમ કરવું તારે યોગ્ય નથી. તું જીવતો રહીશ તો આ છોકરાનું રક્ષણ કરી શકીશ."

મૈત્રેયે આ સાંભળી મનમાં કહ્યું, "ત્યારે એની પાછળ જીવવું પણ યોગ્ય નથી. હાલ તો એનું કહેવું માની આ રોહસેનને વૂતા આગળ મૂકી આવું, પણ પાછળથી

હું મારો પ્રાણ ત્યાગ કરી એની પાછળ જઇશ. એમજ ઠીક થશે." આમ વિચારી તે બોલ્યો, "તમે કહો છો તે હું માન્ય કરૂંછું." આમ કહી ચારૂદત્તને ગળે વળગી તે મોટે સાદે રડવા લાગ્યો તે સાંભળી રોહસેન પણ વધારે જોરથી રડવા લાગ્યો. તે પિતાને પગે પડયો.

ચારૂદત્ત ક્યારે મરે તેને માટે શકાર અધીરો થયો હતો. આમ ફોકટનો વખત જતો હતો તેથી તેણે ચંડાળોને કહ્યું, "તમે વાર શા માટે કરોછો? આ છોકરા સુદ્ધાં ચારૂદત્તને મારી નાખોને!"

ચારૂદત્ત આ સાંભળી વધારે ગભરાયો.

પ્રથમ શકારે આ પ્રમાણે કહ્યું હતું પણ ચંડાળોએ તેની ઉપર ધ્યાન આપ્યું ન હતું પણ આ બીજીવારનું તેનું આવું બોલવું સાંભળી ચંડાળોએ કહ્યું, "અમે કાંઇ ઘણા જણાનો હુકમ માનતા નથી. અમને તો રાજાજીનો હુકમ એકલા ચારૂદત્તને મારી નાખવાનો છે. અમે તે હુકમથી ઉલટા ચાલતા નથી. (રોહસેનને ઉઠાડીને ત્યાંથી ખસાડતાં) અલ્યા, છોકરા, અહીંથી તું જતો રહે, ચલ જા."

મૈત્રેય રોહસેનને લઇને ત્યાંથી ગયો. પછી ત્રીજું ચકલું આવતાં ચંડાળોએ દાંડી પીટી. પણ લોકોના મનમાં તો ચારૂદત્તની નિર્દોષતા વિષે ખાત્રી થઇ ગઇ હતી તેથી તેઓમાં બડબડાટ શરૂ થયો હતો. સ્થાવરકનું કહેવું તેમને ખરૂં લાગ્યું હતું. હવે કાંઇક યુક્તિ કરવી જોઇએ. તે સિવાય લોકો માનવાના નથી એમ શકારને લાગ્યું. તેણે વિચાર્યું કે, ચારૂદત્ત પોતાને મોઢે જો આ અપરાધ કબૂલ કરે તો લોકો કાંઇક માને ખરા. આમ ધારી તેણે કહ્યું, "અલ્યા ચારૂદતીઆ, તારો વાંક કબૂલ કર. તારે મોઢે બોલ કે, મેં વસંતસેનાને મારી નાખી."

ચારૂદત્ત તો ચૂપજ ઉભો રહ્યો. તેના મોઢામાંથી એક શબ્દ ન નીકળ્યો. ધાસ્તી બતાવ્યા વગર અથવા માર માર્યા વિના તે નહિ બોલે જાણી શકારે ચંડાળોને કહ્યું, "એ એમ બોલવાનો નથી. તમારા ઢોલની આ જુના વાંસની લાકડીથી એને મારો તો એ બોલશે."

એટલે ચંડાળોએ તેની તરફ દાંડી ઉગામી. અપરાધીએ મરતાં પહેલાં પોતાને મોઢે પોતાનો અપરાધ કબૂલ કરવો જોઇએ અને અધિકારીઓએ તે કરાવવો જોઇએ એવો રીવાજ હોવાથી ચંડાળોએ તેમ કરવા માંડયું. આટલી વાર સૂધી ચારૂદત્ત ઉપર માર પડવાનો પ્રસંગ આવ્યો ન હતો, પણ હાલ તે આવ્યો તેથી તે દીન વાણીથી બોલ્યો, "આ સંકટરૂપી મોટો સમુદ્ર છે. એ સમુદ્રમાં પડયાથી મને કાંઈ ખેદ કે ત્રાસ થતો નથી. પણ મેં પ્રિયાને હણી એમ સહુ કહેછે એજ મને સંતાપ છે."

ચંડાળોએ હાથ ઉગામેલો રાખી કહ્યું, "બોલ, બોલ, ફરીથી બોલ."

ચારૂદત્ત નિઃશ્વાસ નાખી બોલ્યો, "પરલોકનો જરા પણ ડર કર્યા વગર, મેં પાપીએ સાક્ષાત રતિ જેવી તે નારીને–પછી આ માણસ કહેશે." (આમ કહી શકાર તરફ હાથ કર્યો.

શકાર બોલી ઉઠયો, "બોલ મારી નાખી, મારી નાખી."

ચારૂદત્ત બોલ્યો, "ભલે, તું કહે છે તો એમ."

આ પ્રમાણે બધાના દેખતાં ચારૂદત્ત આગળ શકારે જાણે કબૂલ કરાવ્યું હોય એવો તેણે દેખાવ કર્યો.

ચારૂદત્તનો અપરાધ આખા શહેરમાં તેને ફેરવીને જાહેર કરવાનો હતો તે તો તેઓ કરી ચૂકયા. હવે તો

શહેર બહાર લઇ જઈ, દક્ષિણ સ્મશાનમાં તેનો વધ કરવાનીજ માત્ર વાર હતી. તેથી તેને લઇને તેઓ દરવાજા બહાર નીકળ્યા.



## પ્રકરણ ૨૧ મું.

### દક્ષિણ સ્મશાનમાં ચારૂદત્ત.

જ્યારે તેઓ શહેર બહાર નીકળ્યા ત્યારે તેમની સાથે ઝાઝા લોકો ન હતા. અરધા ઉપરાંત લોકો દરવાજેથી પાછાં વળ્યા હતા. બાકી અરધાથી થોડા લોકો સાથે હતા. વધસ્થાને પહોંચ્યા પછી આહિંત ચંડાળ બોલ્યો, "અલ્યા ગોહા, આજ તો વધ કરવાની તારી વારી છે."

ગોહાએ જવાબ આપ્યો, "નહિ, નહિ, આજ તો તરી વારી છે મારી વારી તો ગઈ."

પહેલો ચંડાળ બોલ્યો, "જો એમજ હોય તો આપણે ગણતરી કરીએ." એમ કહી સંભારવા લાગ્યો. પણ કાંઈજ યાદ ન આવ્યાથી એક કહે તારો વારો છે અને બીજો કહે તારો છે. એમ એક બીજાને કહેતાં ઘણો વખત નીકળી ગયો. આખરે બેઉએ ઠરાવ કર્યો કે, ચીઠીનાખી જેનો વારો આવે તેણે ચારૂદત્તનો વધ કરવો એમ ઠરાવ્યું. ચીઠી નાખતાં આહિંતનું નામ આવ્યું. તે જોઇ તે બોલ્યો, "ઠીક ત્યારે મારી વારી આવી છે તેથી હું હમણા વધ કરવાનો નથી. થોડીવાર સબૂર કર."

બીજા ચંડાળે પૂછ્યું, "કેમ શા માટે?"

પહેલાએ જવાબ આપ્યો, "એમ કરવાનું કારણ છે. મારા બાપે મરતી વખતે મને કહ્યું છે કે જ્યારે તારે કોઈ માણસનો વધ કરવો હોય તો તારે એકદમ ઉતાવળથી તેને મારી ન નાખતાં થોડીવાર સબૂરી પકડવી."

બીજાએ પૂછ્યું, "પણ તેમ કરવાનું કાંઈ કારણ તો હશે. તે પણ તું જાણતો હશે."

પહેલા ચંડાળે જવાબ આપ્યો, "હા, તે કારણ પણ હું જાણું છું. આવા મોતની શિક્ષા પામેલાને છેવટની ઘડીએ કોઈ છોડાવી લે છે. અથવા કોઈ પૈસાદારને ત્યાં પુત્ર થયો કે, બીજો કાંઈ આનંદ થવા જોગ બનાવ બન્યો તો તે રાજાને મોઢે માગ્યા પૈસા આપી કેદીને છોડવી લે છે. કોઈવિ.ર તરવાર કે શૂળી ભાંગી જાય તો વહેમાઇને કેદીને છોડી દેવાય છે. કદાચ રાજાને પુત્ર થતાં તે કેદીને છોડી દેવા હુકમ કરે છે. અથવા શહેરમાં હાથી છૂટો થાય છે તેની ગડબડનો લાભ પણ કેદીને મળે છે. અથવા તો રાજ્યમાં ફેરફાર થાય છે અને તેથી કેદી આપોઆપ છૂટી જાય છે. આવું થાય તો સારૂંજ કેની? આપણે કાંઈ કોઇનો જીવ લેવાની હોંસ નથી. એ તો આપણા નસીબમાં લખ્યું છે તેથી ધંધો કરવો પડે છે. માટે થોડીવાર ખોટી રહ્યા અને બીચારા કેદીનું આયુષ્ય હોય તો તે છૂટી જાય છે."

બીજો ચંડાળ બોલી ઉઠયો, "શું રાજ્યમાં ફેરફાર થાય?"

શકાર પણ આ બધું સાંભળતો હતો. તે બોલ્યો, "શું રાજ્યનો ફેરફાર! એમ તું કહેછે?"

પહેલો ચંડાળ બોલ્યો, "એ તો અમારી વાતો થાય છે. જ્યારે જેની વારી હોય ત્યારે તે કાંઇને કાંઇ આવા બહાના વચ્ચે લાવે છે."

પણ આ વાતમાં કાંઇક અંદરની ઇશ્વરની પ્રેરણા પણ હતી. પાલક રાજાના જુલમથી કંટાળેલા લોકો આર્યક અને તેના રાજખટપટી મિત્ર શર્વિલક સાથે મળી જતા. સૈન્યના પણ કેટલાક માણસો તેમની સાથે મળેલ

હતા. આવી આવી તરેહવાર વાતો શહેરમાં ઉડી રહી હતી. શકારને કાને પણ તેમાંની કેટલીક વાતો આવી હતી છતાં તે મૂર્ખ હતો તેથી આવી બાબતો તરફ તેનું વધારે લક્ષ ન હતું. આર્યકની તરફવાળાઓને આજના બનાવની ખબર પડી ચૂકી હતી. અન્યાયથી રાજા પાલક ચારૂદત્ત જેવા સાધુ પુરુષને ફાંસી આપે છે એમ વાત તેઓ જાણી ગયા હતા અને તેથી જેમ બને તેમ જલદીથી હુમલો કરવાની તેઓએ તૈયારી કીધી હતી. શહેરમાં ચાલતી આ ખટપટથી આ ચંડાળો પણ જાણીતા હતા.

શકારને કાંઈક બીક લાગી તેથી તે બોલ્યો, "અરે આ ચારૂદત્તને જલદીથી ફાંસી ચઢાવી દો એટલે થયું." આમ બોલી સ્થાવરકનો હાથ પકડી તે એક બાજુએ ઉભો રહ્યો.

પણ ચંડાળો કાંઈ તેના કહેવાથી ઉતાવળે કામ કરે એવા ન હતા. તેઓએ થોડીવાર સૂધી પોતપોતામાં કેટલીક વાત કીધી પછી તેમણે ચારૂદત્તને કહ્યું, "આર્ય ચારૂદત્ત, હવે વખત થવા આવ્યો છે. પણ અમારો ઉપાય નથી. રાજાનો હુકમ અપરાધી છે. માટે હવે તમારે જેને સંભારવો હોય તેને સંભારી લ્યો."

ચારૂદત્ત બોલ્યો, "તમારે કરવું હોય તે કરો. કાળ ફર્યાથી અને મારા શત્રુના કહેવાથી મને અપરાધી ઠરાવવામાં આવ્યો છે. પણ જો ધર્મ સમર્થ હશે તો તે (વસંતસેના) જ્યાં હશે ત્યાં પણ હું મળી મારી ઉપર આવેલો આ કલંક કાઢી નાખીશ. હવે મારે ક્યાં જવું તે કહો."

આ સાંભળી ચંડાળોએ તેને સ્મશાન બતાવતાં કહ્યું, "આ જુઓ, દક્ષિણ તરફનું મસાણ દેખાય છે. એને જોતાંજ અપરાધીના તો પ્રાણ નીકળી જાય છે. અલ્યા

બીજાએ પૂછ્યું, "પણ તેમ કરવાનું કાંઈ કારણ તો હશે. તે પણ તું જાણતો હશે."

પહેલા ચંડાળે જવાબ આપ્યો, "હા, તે કારણ પણ હું જાણું છું. આવા મોતની શિક્ષા પામેલાને છેવટની ઘડીએ કોઈ છોડાવી લે છે. અથવા કોઈ પૈસાદારને ત્યાં પુત્ર થયો કે, બીજો કાંઈ આનંદ થવા જોગ બનાવ બન્યો તો તે રાજાને મોઢે માગ્યા પૈસા આપી કેદીને છોડવી લે છે. કોઈવાર તરવાર કે શૂળી ભાંગી જાય તો વહેમાઈને કેદીને છોડી દેવાય છે. કદાચ રાજાને પુત્ર થતાં તે કેદીને છોડી દેવા હુકમ કરે છે. અથવા શહેરમાં હાથી છૂટો થાય છે તેની ગડબડનો લાભ પણ કેદીને મળે છે. અથવા તો રાજ્યમાં ફેરફાર થાય છે અને તેથી કેદી આપોઆપ છૂટી જાય છે. આવું થાય તો સારૂંજ કેની? આપણે કાંઈ કોઈનો જીવ લેવાની હોંસ નથી. એ તો આપણા નસીબમાં લખ્યું છે તેથી ધંધો કરવો પડે છે. માટે થોડીવાર ખોટી રહ્યા અને બીચારા કેદીનું આયુષ્ય હોય તો તે છૂટી જાય છે."

બીજો ચંડાળ બોલી ઉઠયો, "શું રાજ્યમાં ફેરફાર થાય?"

શકાર પણ આ બધું સાંભળતો હતો. તે બોલ્યો, "શું રાજ્યનો ફેરફાર! એમ તું કહેછે?"

પહેલો ચંડાળ બોલ્યો, "એ તો અમારી વાતો થાય છે. જ્યારે જેની વારી હોય ત્યારે તે કાંઈને કાંઈ આવા બહાના વચ્ચે લાવે છે."

પણ આ વાતમાં કાંઈક અંદરની ઈશ્વરની પ્રેરણા પણ હતી. પાલક રાજાના જુલમથી કંટાળેલા લોકો આર્યક અને તેના રાજખટપટી મિત્ર શર્વિલક સાથે મળી જતા. સૈન્યના પણ કેટલાક માણસો તેમની સાથે મળેલ

હતા. આવી આવી તરેહવાર વાતો શહેરમાં ઉડી રહી હતી. શકારને કાને પણ તેમાંની કેટલીક વાતો આવી હતી છતાં તે મૂર્ખ હતો તેથી આવી બાબતો તરફ તેનું વધારે લક્ષ ન હતું. આર્યકની તરફવાળાઓને આજના બનાવની ખબર પડી ચૂકી હતી. અન્યાયથી રાજા પાલક ચારૂદત્ત જેવા સાધુ પુરુષને ફાંસી આપે છે એમ વાત તેઓ જાણી ગયા હતા અને તેથી જેમ બને તેમ જલદીથી હુમલો કરવાની તેઓએ તૈયારી કીધી હતી. શહેરમાં ચાલતી આ ખટપટથી આ ચંડાળો પણ જાણીતા હતા.

શકારને કાંઇક બીક લાગી તેથી તે બોલ્યો, "અરે આ ચારૂદત્તને જલદીથી ફાંસી ચઢાવી દો એટલે થયું." આમ બોલી સ્થાવરકનો હાથ પકડી તે એક બાજુએ ઉભો રહ્યો.

પણ ચંડાળો કાંઈ તેના કહેવાથી ઉતાવળે કામ કરે એવા ન હતા. તેઓએ થોડીવાર સૂધી પોતપોતામાં કેટલીક વાત કીધી પછી તેમણે ચારૂદત્તને કહ્યું, "આર્ય ચારૂદત્ત, હવે વખત થવા આવ્યો છે. પણ અમારો ઉપાય નથી. રાજાનો હુકમ અપરાધી છે. માટે હવે તમારે જેને સંભારવો હોય તેને સંભારી લ્યો."

ચારૂદત્ત બોલ્યો, "તમારે કરવું હોય તે કરો. કાળ ફર્યાથી અને મારા શત્રુના કહેવાથી મને અપરાધી ઠરાવવામાં આવ્યો છે. પણ જો ધર્મ સમર્થ હશે તો તે (વસંતસેના) જ્યાં હશે ત્યાં પણ હું મળી મારી ઉપર આવેલો આ કલંક કાઢી નાખીશ. હવે મારે ક્યાં જવું તે કહો."

આ સાંભળી ચંડાળોએ તેને સ્મશાન બતાવતાં કહ્યું "આ જુઓ, દક્ષિણ તરફનું મસાણ દેખાય છે. એને જોતાંજ અપરાધીના તો પ્રાણ નીકળી જાય છે. અલ્યા

જો તો ખરો ! કોઇનું અરધું ધડ પડયું છે અને કોઇનું માથું ક્યાં તો હાથ ક્યાં ? શિયાળ, કૂતરા અને ગીધ કેટલાક મુરદાઓને ફાડી ખાય છે. પેલું મુરદું તો શૂળી ઉપરજ લટકે છે તેને કુદી કુદીને શિયાળો ખાય છે. ત્યાં આપણે જવું છે.”

હા, તે ઉજ્જયનીનું સૌથી ભયંકર સ્મશાન હતું. ત્યાંનો દેખાવજ એવો ભયંકર હતો કે, કાચોપોચો માણસ ધોળે દિવસે ત્યાં જવાની હીમત કરી ન શકે તો રાતને વખતે તો જઇજ કેમ શકે ? આવા ભયંકર સ્મશાનનો દેખાવ જોતાંજ ચારૂદત્ત ગભરાઇ ગયો. તે બોલી ઉઠયો, “હાય દૈવ, અંત આવ્યો !” આમ બોલતાની સાથે તે નીચે બેસી ગયો. તેને બેઠેલો જોઇ જરાવાર તો ચંડાળો કાંઇ બોલ્યા નહિ. પણ શકારથી તે ખમાયું નહિ. રાજ્યના ફેરફારનું નામ સાંભળી તે ગભરાયો તો હતો પણ ચારૂદત્તનું મોત પોતાની નજરે જોવાની તેને વધારે હોંસ હતી. તેથી તે ત્યાંજ ઉભો રહ્યો હતો.

થોડીવાર સુધી ગભરાયલો ચારૂદત્ત બેસી રહ્યો તે જોઇ ચંડાળોએ કહ્યું, “કેમ, બીક લાગી કે શું ?”

એકદમ ઉભો થઇ ચારૂદત્ત બોલ્યો, “શું હું મરણથી બીહું છું ? બીક તો મારી કીર્તિને લાગેલા કલંકની છે. બાકી બીજી રીતે મારૂં મરણ થાય તો તેને હું પુનના જન્મ જેવું આનંદી માનું.”

ચંડાળોએ કહ્યું, “આર્ય ચારૂદત્ત, તમે સુજ્ઞ છો. તમારા જેવાને અમારા જેવા ચંડાળોએ શું કહેવું જોઇએ ! પણ જુઓ આ આકાશમાં રહેનાર તેજસ્વી સૂર્ય ચંદ્રને પણ દુઃખ પડે છે અર્થાત્ તેમનું મરણ થાય છે તો પછી આ મૃત્યુ લોકના માનવીને દુઃખ થાય તેમાં શી નવાઇ ? એ

તો ચઢતી પડતી થયાજ કરે છે. ઉદય અસ્ત આવ્યાજ કરે છે. માટે આ બધી વાતોનો વિચાર કરી મન દૃઢ કરજો."

આમ કહી ચંડાળોએ ચોથી વખત થાળી પીટી.

ચારૂદત્ત ખેદયુક્ત ધીમે બોલ્યો, "હાય વસંતસેના, તારૂં ચંદ્રમુખ જોઇ, હું અમૃતપાન કરતો હતો તેને આજ આ અપકીર્તિરૂપ ઝેર પીવાનો વારો આવ્યો છે."

## પેટા પ્રકરણ ૧.

હવે આપણે વસંતસેના તરફ નજર ફેરવીએ. બે દિવસ થયા તે બૌધ મઠમાં પડી હતી. સંવાહક જતી સાથે ગઈ તે પછી તેના શરીરને થયલી પીડાથી તે કેટલોક વખત સૂધી બેશુદ્ધ થઇ પડી હતી. વૃદ્ધ તાપસી (જૈન આરજા)એ તેની આસના વાસના કરી તેને પાછી શુદ્ધિમાં આણી તેને ખોરાક ખાવા આપ્યો. આથી તેને થોડી શક્તિ તો આવી, પણ તેના મગજની યાદદાસ્ત શક્તિ પાછી જોઇએ તેટલી નહોતી આવી. તે પોતાની જગાએથી મહા મુશ્કેલીએ ઉઠી શકતી હતી. પોતાનામાં શક્તિ ન હતી તથા મગજ પણ ઠેકાણે ન હતું તેથી વસંતસેના પોતાને ઘેર અથવા ચારૂદત્તને ત્યાં સંદેશો મોકલી શકી ન હતી. એવો સંદેશો મોકલવા જેવી તેની આ વખત હાલતજ ન હતી. પણ બીજે દિને સાંજના તે હુશિયાર થઈ. તેણે ત્યાંથી જવાની પોતાની મરજી બતાવી. એટલે સંવાહક જતી શહેરમાં આવવા નીકળ્યો. રસ્તામાં ચાલતાં જતીએ પૂછયું, "આર્યા, તમારે ક્યાં જવું છે?"

વસંતસેનાએ તો પોતાનો વિચાર કરીજ રાખ્યો હતો. તે બોલી, "આર્ય ચારૂદત્તને ઘેર. અને ચંદ્ર દર્શન-

થી કુમુદિની જેમ આનંદ પામે તેમ મને આનંદ પમાડો એટલે મારા મનની બધી પીડા દૂર થઇ જાય.”

જતીએ ચાલતાં ચાલતાં વિચાર કર્યો કે, શહેરમાં ચારૂદત્તને ઘેર કયે રસ્તે જવું ઠીક પડશે. રાજમાર્ગે જવું ઠીક પડશે જાણી તેણે કહ્યું, “આર્યા, આ રાજમાર્ગે ચાલો. (પણ થોડે આગળ જતાં લોકોની અતિશય ભીડ તથા ગડબડ થતી સાંભળીને તે બોલ્યો) અરે! આટલા બધા લોકો રસ્તામાં એકઠા શા માટે થયા હશે? આટલો બધો શોર બકોર શાનો થતો હશે?”

વસંતસેના પણ લોકોની ભીડ અને ગડબડ જોઇ બોલી, “આ આટલા બધા લોકો અહીં શા માટે એકઠા થયા છે? જુઓ, જુઓ, એનું કારણ તો પૂછો.”

જતીએ આટલી બધી ભીડ જોઇ તેનું કારણ પૂછ્યુ તો “ચારૂદત્તનો વધ કરવા લઇ જાય છે” એમ સમજાયુ એટલે તે વસંતસેના આગળ આવીને બોલ્યો, “વસંતસેના, ચારૂદત્તે તને મારી નાખી તેથી તેને મારી નાખવા લઇ જાય છે તેની થાળી પીટાય છે. અને લોકો પણ તે તરફજ જાય છે.”

વસંતસેના કપાળ કુટીને બોલી, “હાય હાયરે! મારા જેવી મંદભાગીને માટે પ્રિય ચારૂદત્તનો વધ થાય છે! આ શું ન્યાય છે? પેલા દુષ્ટના આ કામ માટે શું આર્ય ચારૂદત્ત જેવા રત્નનો નાશ થાય! ચાલો, ચાલો, જલદી જલદી મને રસ્તો બતાવો. મને તેની પાસે લઈ ચાલો.”

આ વખતે ચંડાળો ચારૂદત્તને સ્મશાનમાં લઈ જવા માટે છેલ્લી દાંડી પીટતા હતા. દાંડી પીટી રહ્યા પછી ચંડાળે કહ્યું, “ચારૂદત્ત, ડરશો નહિ. તમને અમે બહુ દુઃખી કરનાર નથી. એકજ ઝટકે તમારો પ્રાણ જાય

થ એમ કરીશું. માટે હવે જેને સંભારવો હોય તેને સંભારી લ્યો."

આ બધો બનાવ શહેર બહાર બનતો હતો. વસંતસેના પણ શહેર બહારજ હતી. તે ઉતાવળથી દોડતી દોડતી ચારૂદત્ત તરફ જતી હતી. 'માર્ગ મૂકો, રસ્તો આપો, અમને જવા દો.' આમ બુમો પાડતા તે જતી અને વસંતસેના તે તરફ દોડતા હતા.

આ તરફ ચારૂદત્ત બોલ્યો, "હું વધારે તે શું કહું ? વેરીના વચનથી હું નિર્દોષ અપરાધી ઠર્યો છું. તોપણ જો મારો કાંઈ ધર્મ હશે તો જેને મારી નાખવાનો મારી ઉપર અપરાધ લાગુ પડયો છે તેને હું સ્વર્ગમાં પણ જઈ મળીશ, અને ત્યાં મારે માથેથી કલંક દૂર કરીશ."

ચારૂદત્તને શૂળી ઉપર ચઢાવી તેનો જીવ લેવો એવો રાજા તરફથી હુકમ આવ્યો હતો પણ ચંડાળો પોતાને ગમે તે રીતે જીવ લે એવી તેમને છૂટી હતી. આર્ય ચારૂદત્ત ભલો હતો, કીર્તિવાન હતો અને તેથી તેવા માણસને ફાંસીએ ચઢાવી રીબાવી રીબાવીને જીવ લેવો તે કરતાં તરવારનો એકજ ફટકો મારી તેનો તુરત અંત લાવવાની ચંડાળોએ ધારણા રાખી હતી. તેથી પહેલા ચંડાળે તરવાર કાઢી ચારૂદત્તને કહ્યું, "ચારૂદત્ત, બરાબર સીધા ઉભા રહો. એકજ ફટકે તમને સ્વર્ગમાં મોકલી આપીશ."

ચારૂદત્ત સીધો ઉભો રહ્યો, એટલે પહેલા ચંડાળે તરવાર ઉગામી પણ તરવાર ચારૂદત્તના માથાને લાગવાને બદલે આહિંતના હાથમાંથી છટકી ગઈ. તે જોઇ આહિંત બોલ્યો, "અરે, આ શો ચમત્કાર ! તરવારની મુઠ મેં બહુજ જોરથી પકડી હતી અને આવેશમાં તેની ઉપર ઘા કરવા જતો હતો, એટલામાં તો તે વજ્ર સરખી તરવાર હાથમાંથી છટકીને નીચે પડી ગઇ. આ ઉપરથી મને તે

હતી. પણ તેના શબ્દો સાંભળી ચંડાળોએ તે કોણ હતી તેનું અનુમાન કાઢયું. પણ એટલામાં તો તે પાસે આવી ચારૂદત્તને ભેટી પડી.

સંવાહક જતી પણ "આર્ય ચારૂદત્ત, આ શું ?" આમ બોલતો તેને પગે પડયો.

વસંતસેના જીવતી થઇને ત્યાં આવી તેથી લોકોને આશ્ચર્ય ઉત્પન્ન થતાં ચારૂદત્ત જીવતો રહેશે જાણી તેમને આનંદ થયો. અને તે ઉપરથી તો ચારૂદત્તને ભેટી પડેલી વસંતસેનાજ છે એમ ચંડાળોની પણ ખાત્રી થઈ.

આહિંતે પાસે આવી ભયથી કહ્યું, "શું આ વસંતસેના છે! સારૂં થયું કે આર્ય ચારૂદત્તને હજી અમે મારી નાખ્યો નથી."

આહિંતના બાપે મરતી વખતે કહેલા વચનો જે તેણે ગોહાને થોડીવાર પહેલાં કહી સંભળાવ્યા હતા તે યાદ આવતાં ગોહા બોલ્યો, "અલ્યા આહિંત, તારા બાપના શબ્દો સાચા પડયા હો. જો આપણે આ સત્પુરુષને ઉતાવળ કરી મારી નાખ્યો હોત તો મોટો અનર્થ થાત હો."

એટલામાં સંવાહક જે પગે પડયો હતો તેણે ઉઠીને પૂછ્યું, "આર્ય ચારૂદત્ત હવે જીવશે તો ખરા કે?"

ચંડાળોએ જવાબ આપ્યો, "બીજા સો વરસ જીવશે."

વસંતસેના જે આટલી વાર સૂધી ગાંડી ઘેલી જેવી થઈ ગઇ હતી તે આ સાંભળી સાવધ થઈ બોલી, "અને પણ આ વચનથી જીવતી રાખી.

ચારૂદત્તને મારી નાખવાનો હુકમ ચંડાળોને રાજાએ આપ્યો હતો પણ તેને છોડી મૂકવાનો અધિકાર તેમને ન હતો, પણ જેને માટે તેને મારી નાખતા હતા તે તો જીવતી હતી તેથી હવે ચારૂદત્ત કાંઈ અપરાધી ન હતો, અને જયારે ચારૂદત્ત નિરપરાધી હતો ત્યારે તો શૂ-

જાના હુકમની પણ રાહ જોયા વગર ચારૂદત્તને બાંધેલા બંધ તેમણે કાપી નાખ્યા અને ફૂલોની માલા વગેરે ફાંસી લાયકનો તેને શણગાર કર્યો હતો તે પણ ઉતારી નાખી તેના પગ ઉપર બેઉએ માથું મૂકયું.

ચારૂદત્ત ફાંસીએ કેવી રીતે ચઢે છે અને તે કેવી રીતે રીબીને મરી જાય છે તે જોવા માટે શકાર ત્યાં ઉભો હતો. પણ વસંતસેનાને જોતાંજ તેના હોસકોસ ઉડી ગયા. તે બોલી ઉઠયો, "અરે, આ કેમ જીવતી થઇ?. એને જીવતી કોણે કીધી હશે? મારા તો એને જોતાંજ પ્રાણ ઉડી ચાલ્યા! હવે અહીં રહેવામાં લાભ નથી." આમ કહી તે ત્યાંથી નાશવા લાગ્યો.

તેને જતો જોઇ ચંડાળો બોલ્યા, "હવે આપણું અહીં કામ નથી. આપણે તો રાજા સાહેબનો આટલોજ હુકમ છે કે, જેણે વસંતસેનાને મારી નાખી છે તેનો વધ કરવો. તો હવે ચાલો આપણે રાજાના સાળા પાછળ જઇએ." આમ કહી તેઓ પણ તેની પાછળ ગયા.

પણ આ વખત ચારૂદત્તને પોતાના શરીરની શુદ્ધિ સુદલ ન હતી. વસંતસેના ત્યાં આવી અને તેને વળગેલી હતી તેનું પણ તેને થોડીવાર સુધી તો ભાનજ ન હતું. પણ જ્યારે મનની વ્યાધીમાંથી સાવધ થયો ત્યારે બોલ્યો, "મારા માથા ઉપર તરવાર ઉગામવવામાં આવી હતી અને હું મોતના મોઢામાં પડયો હતો તે વખતે જેમ સૂકાઇ ગયલા બાગને પાછું લીલું કરવા જેમ વરસાદ પડે અને લીલા લહેર થાય તેમ મારી તરફદારી કરતી આ કોણ આવી? (વસંતસેનાને પૂર્ણ રીતે જોઇને તે બોલ્યો) અરે આ તો વસંતસેના! પણ તે તો સ્વર્ગમાં ગઈ હતી તે અહીં કયાંથી? મારા મનમાં ભ્રાંતી થાય છે તેથી એમ દેખાય છે! કદાચ બીજી વસંતસેના આવી હશે! અથવા

શું તે હજી જીવે છે? અથવા મને જીવતો રાખવા માટે તે સ્વર્ગથી પાછી આવી! અથવા બીજી કોઇ તેનું રૂપ ધારણ કરીને આવી છે? મને તો કાંઈ સમજણ પડતી નથી!"

આંસુ વહેતી આંખોએ વસંતસેના બોલી, "આર્ય ચારૂદત્ત, હુંજ તે પાપીણી છું કે, જેને માટે તમારે દુ:ખમાં પડવું પડયું."

આ વખતે ચારે તરફ લોકોમાં એકસરખો કોલાહોલ થઈ રહ્યો. તેઓ આશ્ચર્ય પામીને બોલવા લાગ્યા, "કેવી આનંદ જેવી વાત છે? વસંતસેના જીવે છે! પેલા શકારે વિના કારણ આ સત્પુરુષ ઉપર ખોટો આરોપ મૂકયો હતો."

આટલીવાર સુધી ચારૂદત્ત નીચે બેસી ગયો હતે તે આ વખતે એકદમ ઉભો થઈ વસંતસેનાને ભેટી પડ સ્પર્શ સુખનો અનુભવ લેતો બોલ્યો, "વસંતસેના, વસંતીસેના, એ તુંજ છે કે?"

વસંતસેનાએ જવાબ આપ્યો, "હા, હુંજ તે મંદભાગિની વસંતસેના છું."

ચારૂદત્ત વસંતસેનાને નીહાળીને જોતો જોતો બોલ્યો, "હા, ખરેખર વસંતસેના છે. મૃત્યુવશ થયલા માણસને જેમ તેણે મેળવેલી વિદ્યા પ્રાપ્ત થાય છે તેમ આ પણ મને જીવતો કરવા માટે આવી છે. પ્રિય વસંતસેના! આ દેહ તારા માટેજ નાશ પામનાર હતો અને તેને તેંજ છોડવ્યો છે. પ્રિય સમાગમનો પ્રભાવ વિચિત્રજ છે, મુવેલું માણુસ હાલ જેમ જીવતું થયું છે તેમ પ્રથમ કદી થયું હતું કે? વળી પ્રિય, આ જો. આ પણ એક ચમત્કારજ છે. આ મને પહેરાવેલાં રાતાં કપડાં અને રાતાં ફૂલની માળા મને મારી નાખવા માટે—મોતને ઘેર મોક-

ક્ષચા માટે-પહેરાવવામાં આવી હતી, તેજ આ વખતે તારા સમાગમથી વરરાજા જેવા દેખાય છે. અને આ ઢોલ વગેરે વાજાંઓ મારા વધ માટે વાગતા હતા તેજ હવે લગ્નના શુભ વાદ્ય તરીકે વાગે છે.”

વસંતસેના આ સાંભળીને બોલી, “પણ આટલા બધા ચતુર થઇ આ પીડા-દુ:ખ-ભોગવવા અવસર કેમ આવ્યો?”

ચારૂદત્ત બોલ્યો, “પ્રિયા, મેં તને મારી નાખી હતી. પ્રથમથીજ મારી સાથે વેર રાખનાર અને દરબારમાં વગવાળા મારા બળવાન શત્રુએ પોતે નરકમાં પડતાં મને પણ થોડો પાડયો હતો.”

આ સાંભળતાં પોતાને કાને હાથ દઈ વસંતસેના બોલી ઉઠી, “તદન ખોટી વાત છે. અરે ઈશ્વર! મને તો પેલા રાજાના સાળાએ મારી નાખી હતી.”

સંવાહક જે પાસેજ ઉભો હતો તેને જોતો ચારૂદત્ત બોલ્યો, “આ કોણ છે?”

વસંતસેનાએ જવાબ આપ્યો, “પેલા દુષ્ટે મારી નાખી અને આ આર્યે જીવતી કીધી.”

ચારૂદત્તે પૂછ્યું, ‘પરોપકારથી બંધુ ભાવ ધરાવનાર તમે કોણ છો?”

સંવાહક જતીએ હાથ જોડી કહ્યું, “મહારાજ, શું આપ મને ઓળખતા નથી? હું આપને ત્યાં પગચંપી કરનાર નોકર હતો. મારૂં નામ સંવાહક છે. જુગારમાં હારી જતાં મને જુગારીઓએ પકડયો હતો પણ આપનું માણસ જાણી આ ઉપાસિકા (વસંતસેના)એ પોતાનું ઘરેણું આપી મને વેચાતો લીધો. તે દિવસથી મેં જુગારનું વ્યસન છોડી દીધું અને મારૂં મન સંસાર ઉપરથી ફરી જતાં હું જૈન સાધુ થયો. રથની અદલાબદલી થઈ

જવાથી આ આર્યા (વસંતસેના) પુષ્પકરંડક બાગમાં ગઇ ત્યાં પેલા રાજાના દુષ્ટ સાળા શકારે 'મને કેમ ગણકારતી નથી' એમ કહી તેનું ગળું દબાવી મારી નાખેલી મેં દીઠી."

હજી તો તે વધારે કહેવા જતો હતો એટલામાં દૂરથી મોટા મોટા પોકારો થવા માંડયા અને તે સાથે લોકોની ગડબડ વધી ગઇ એટલે સંવાહક જતી આગળ બોલતો અટકી પડયો. હવે આ ગડબડ શાની હતી તે આપણે જોઇએ.

---

## પેટા પ્રકરણ ૨.

પાલક રાજાના હાથમાંથી આર્યક ગોવાળ છટકી ગયા પછી પાલકને જરા વિચાર થઇ પડયો હતો. તેણે પોતાની ગ્રહ દશા કેવી છે તે વિષે જોશીઓને પૂછ્યું. જોશીઓએ તેની ગ્રહદશા નબળી હતી એમ ગણિત કરી કહ્યું. નબળી ગ્રહદશાની શાંતિ માટે હોમ હવન કરવું જોઇએ એમ જાણી રાજાએ હોમ કરવાની શરૂઆત કીધી હતી. આર્યક તરફની તેને બહુ બીક ન હતી. તે ગોવાળીઆથી શું થશે એમ તે ધારતો હતો. કદી જો તે સામે થશે તો માત્ર રૈયત બળવો કરશે એવી તેની ખાત્રી હતી પણ તે એકદમ પોતાની ઉપર હલ્લો લાવવા જેવી હીમત કરશે એવો તો તેને સ્વપ્ને પણ વિચાર ન હતો; અને તેથી તેણે પોતાને ત્યાં બરાબર બંદોબસ્ત પણ રાખ્યો ન હતો. પણ આ વખતની તેની ગફલતીનો શર્વિલક લાભ ન લે એવું તો બનેજ નહિ. તેણે પણ બરાબર ખબર મેળવી ચંદનક વગેરે પોતાના વિશ્વાસુઓ સાથે હલ્લો કરવાની તેયારી કીધી. વળી તેજ દિવસે ચારૂદત્તને ફાંસીની શિક્ષા રાજાએ ફરમાવી હતી તેથી તેને પણ

છોડવવાનો તેમનો વિચાર હતો. આ બધી બાબતો એક-ઠી થતાં શર્વિલક આર્યકને આગળ કરી પોતાના મળ-તીઆઓને લઇને જ્યાં પાલક રાજા હોમ કરતો હતો ત્યાં આવ્યો. અહીં પણ રાજાએ કાંઈ બંદોબસ્ત રાખ્યો ન હતો તેથી શર્વિલકને કાંઇ અડચણ ન નડી. માત્ર હોમ કરાવતાર બ્રાહ્મણો તેને આડા પડ્યા. પણ તેમને હથિયા-રનો ભય બતાવતાં તેઓ ત્યાંથી ખસી ગયા. એટલે તે-ઓ પાલકની પાસે જઇ ઉભા. પાલક આ વખતે હાથમાં હોમ કરવાની કડછી લઈ હોમવાની તૈયારીમાં હતો પણ આર્યક, શર્વિલક વગેરેને જોઇને તે પાત્ર તેના હાથમાંથી પડી ગયું. તેજ વખતે શર્વિલકે આવીને તેને પકડયો. જેમ દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ભંગ શંકરે મોકલેલા વીર-ભદ્રે કર્યો હતો તેવોજ આ વખત શર્વિલક વીરભદ્ર હતો. શર્વિલકે એક હાથે પાલકને પકડી બીજે હાથે તેની ગર-દન ઉપર તરવાર મૂકી કહ્યું, "હે દુષ્ટ પાલક, હવે તારા ઇષ્ટ દેવને યાદ કર. મારા મિત્ર આ આર્યકને વિનાઅપ-રાધે તેં કેદમાં રાખી દુઃખ દીધું. તેં અને તારા દુષ્ટ સા-ળા શકારે વિના કારણે રૈયતને પીડી. આર્ય ચારૂદત્તને કારણ વગર દુઃખમાં નાખ્યો, અને તેં વગર વિચારે તેને છેવટની શિક્ષા કીધી. એ બધાનું ફળ તો તને નરકમાં મળશે માટે તને ત્યાં મોકલવા માટે હું અત્રે આવ્યોછું." આમ બોલતાંની સાથે શર્વિલકે એકજ ફટકે તેનું માથું ધડથી છૂટું કર્યું. આ વખતે રાજાના ઘણા માણસો ત્યાં એકઠા થઇ ગયા હતા પણ કોઇની હીમત વચ્ચે પડવાની ચાલી નહિ. શર્વિલક અને આર્યકના પક્ષમાં ઘણા માણ-સો અને તે પણ વળી હથિયારબંધ ત્યાં હાજર હતા.

લોકોમાં પણ ગડબડ થવા લાગી પણ શર્વિલક કા-ચે પાયે કામ કરે એવો ન હતો. તેણે તુરતજ આર્યકને

રાજસિંહાસને બેસાડી તેના નામની આણ બધે ફેરવી દીધી. આથી રૈયત થોડી શાંત થઇ.

હજી શર્વિલકને એક મોટું કામ કરવાનું હતું. તે કામ ચારૂદત્ત જો જીવતો હોય તો તેને છોડવવાનું હતું. અને તેથી તે મહેલમાં બંદોબસ્ત કરીને ચારૂદત્ત જે ઠેકાણે હતો તે ઠેકાણે આવવા નીકળ્યો. વસંતસેનાને શકારે મારી નાખી એવા સમાચાર તેને વિટે આપ્યા હતા તેથી ચારૂદત્ત ઉપરનો ખુનનો અપરાધ તો ઉડી ગયોજ હતો. રસ્તે આવતાં આવતાં તે બોલવા લાગ્યો, "દક્ષના યજ્ઞનો નાશ કરનાર ભગવાન્ વૃષભકેતુનો જયજયકાર થાઓ! ક્રૌંચ પર્વતનો ભેદ કરનાર સ્વામિ કાર્તિકનો જયજયકાર થાઓ! પોતાના વેરીને જેણે હમણાજ માર્યો છે એવા અમારા મહારાજા આર્યકનો જયજયકાર થાઓ." આમ બોલતો બોલતો તે જે ઠેકાણે આર્ય ચારૂદત્ત હતો તે ઠેકાણે આવી પહોંચી મોટેથી બોલ્યો, "દુષ્ટ પાલક રાજાને હણી તેના રાજ્ય ઉપર આર્યકને બેસાડી તેના હુકમ પ્રમાણે આર્ય ચારૂદત્તને છોડવવાને હું આવ્યો છું. જેને સૈન્યની સાહ્ય નથી જેને સારો પ્રધાન નથી એવા પાલક રાજાને મેં માર્યો છે. ઇંદ્ર સમાન મહારાજા આર્યક આજ અહીં શોભે છે. (થોડે આગળ ચાલી લોકોને એકઠા થયલા જોઇ તે બોલ્યો) આ બધા લોકો એકઠા થયા છે ત્યાંજ આર્ય ચારૂદત્ત હશે. આર્ય ચારૂદત્ત જીવતા રહે એવી મહારાજા આર્યકની ઇચ્છા છે તે સર્વેશ્વર પૂર્ણ કરો. (લોકોને ખસેડતાં તે બોલ્યો) દૂર રહો, મૂર્ખાઓ દૂર રહો! આર્ય ચારૂદત્ત હજી જીવે છે. તે વસંતસેનાની સાથેજ બીરાજે છે. મારા માલીકના બધા મનોરથ પૂર્ણ થયા. આનંદ થયો. વસંતસેનારૂપ મછવાએ આ દુઃખરૂપી સમુદ્રમાંથી તાર્યો. ગ્રહણમાંથી છૂટેલા આ ચંદ્રને ચંદ્રિકા સ-

હિત જોવાનો યોગ મને આવ્યો તે દૈવનીજ કૃપાથી. પણ મેં એમનો અપરાધ કરી મહાપાતક કર્યું છે તે એમની પાસે શી રીતે જઇ શકું? પણ નહિ, હું ભૂલ્યો. નમ્રતા હમેશા શોભે છે. (ચારૂદત્ત પાસે જઇ હાથ જોડીને તે બોલ્યો) "આર્ય ચારૂદત્ત."

પોતાની પાસે હાથ જોડી આવતો જોઇ ચારૂદત્તે પૂછ્યું, "તમે કોણ છો?"

શર્વિલકે હાથ જોડી ઉત્તર દીધો, "આપના ઘરમાં ખાતર પાડી મૂકેલી અનામત ચોરી જઇ મહા પાપ કરનાર પાપી નીચ મનુષ્ય હુંજ છું. તે આ વખતે આપને શરણે આવ્યો છું."

ચારૂદત્તે તેનો હાથ ઝાલીને કહ્યું, "મિત્ર એમ ન બોલશો. એ તો તમે વિવેક બતાવો. મારા ઘરમાંથી તમે તે લઇ ગયા એ અનુગ્રહ કર્યો. જો તમે ખાલી હાથે ગયા હોત તો મને બહુ ખરાબ લાગત." આમ કહી તેને કંઠે લગાડયો.

શર્વિલક બોલ્યો, "હજી થોડું રહ્યું છે તે સાંભળો. ઋણી ઉદાર વર્તન કરનાર મહારાજા આર્યકે પોતાના કુળના રક્ષણાર્થે યજ્ઞ મંડપમાં બકરાની પેઠે દુષ્ટ પાલક રાજાને હણી નાખ્યો છે."

ચારૂદત્ત આ બધી વાતથી અજાણ્યો હતો અને આર્યક વિષે પણ તે બધું જાણતો ન હતો તેથી બોલ્યો, "એમ કેમ?"

શર્વિલકે તેને આર્યકની ઓળખાણ આપતાં કહ્યું, "આપના રથમાં બેસીને જેણે આપનું શરણ લીધું હતું અને આપે જેને અભય વચન આપ્યું હતું તેજ આર્યકે પાલક રાજાને યજ્ઞના બકરાની પેઠે કાપી નાખ્યો છે."

ચારૂદત્તને હવે યાદ આવતાં તે બોલ્યો, "હા, હવે યાદ આવ્યું. જેને રબાડીવાડામાંથી પકડીને પાલક રાજાએ વિના અપરાધ કેદ કર્યા હતા અને તમે જેને છોડવ્યા હતા તેજ આર્યક કે ?"

શર્વિલકે જવાબ આપ્યો, "હા, તેજ. આપનું કહેવું બરોબર છે."

ચારૂદત્ત બોલ્યો, "ત્યારે તો મને બહુજ આનંદ થયો."

શર્વિલકે કહ્યું, "પાલક રાજાની ગાદી ઉપર બેઠેલા અને તમારા તે મિત્ર આર્યકે વેણા નદીકાંઠે આવેલ કુશાવતીનું રાજ્ય તમને આપ્યું છે. આ તમારા તે મિત્રની પહેલીજ વિનંતિ છે તે કૃપા કરી માન્ય કરશો."

આર્ય ચારૂદત્તે પોતાની ઉપર કરેલા ઉપકારનો બદલો વાળવો એવી આર્યકની ઇચ્છા હતી અને તેથી તે પ્રમાણે એક મોટી જાગીર તેને ઇનામમાં આપી દીધી. ખરૂં જોતાં તો આ શર્વિલકના કહેવાથીજ તેણે આપી હતી, કારણ કે તે તો માત્ર નામનોજ રાજા હતો, બાકી કર્તા કાવરતા તો શર્વિલકજ હતો. જ્યારે ચારૂદત્ત આગળ તેણે તે જાગીરની વાત કાઢી ત્યારે તેણે કાંઈ પણ જવાબ ન વાળ્યો. પછી તેણે અમલદારો તરફ ફરીને કહ્યું, "પાલકના પેલા દુષ્ટ સાળાને અહીં પકડી લાવો."

"જેવો હુકમ" એમ કહેતાંની સાથે કેટલાક માણસો તેમ કરવાને ચાલ્યા.

પછી શર્વિલક બોલ્યો, "આર્ય ચારૂદત્ત, રાજા આર્યકે વિનંતિ કરી છે કે, આ બધું રાજ્ય તમારા ગુણથી મેં જીત્યું છે. હું તો એનો નામનોજ માલીક છું. માટે તમારા ગુણથી જીતાયલા આ રાજ્યનું તમેજ પાલન કરો."

આ સાંભળી ચારૂદત્ત બોલ્યો, "મારા ગુણથી મેળવેલું કેમ થશે ? તમે મિત્રભાવથી આમ કહેતા હશો !"

એટલામાં હાથ બાંધીને શકારને ત્યાં પકડી આવ્યા, દૈવની ગતિ પ્રબલ છે. થોડીવાર પહેલાં જે માણસ બધા-ની ઉપર હુકમ ચલાવતો હતો અને ચારૂદત્તનો જીવ લેવા માટે ચંડાળોને હુકમ કરતો હતો તેજ માણસને તેજ ચંડા-ળો મજબૂત બાંધીને પકડી લાવ્યા હતા. જ્યારે તેને બાં-ધીને પકડી લાવ્યા ત્યારે તે ભયથી બોલ્યો, “અરેરે! આ તો ઠીક ન થયું! જેમ દૂર નાશી ગયેલા ગધેડા અથવા કૂતરાને બાંધી લઇ આવે તેમ મને લાવ્યા છે. હવે તો આપણે બરાબરના સપડાયા છીએ. હવે કોને શરણે જાઉં કે, જેથી મારૂં રક્ષણ થાય! આ બધા અમલદારો તો ચારૂદત્ત પાસે હાથ જોડી ઉભા છે માટે તેને શરણે જવું ઠીક પડશે. બાકી બીજા બધા તો મને મારી નાખવા માટે તૈયાર થઇ ઉભા છે. એના સિવાય બીજાને હાથે મારૂં રક્ષણ થનાર નથી,” આમ કહી તે ચારૂદત્ત આ-ગળ ગયો અને તેને પગે પડીને બોલ્યો, “હું તમારે શ-રણે આવ્યો છું. મારૂં રક્ષણ કરો, મને બચાવો.”

જે શૂળીની ઉપર થોડા વખત ઉપર ચારૂદત્તને ચ-ઢાવીને તે મારનાર હતો તેજ શૂળી ઉપર તેને ચઢાવી દેવાની લોકોની ઇચ્છા હતી. તેથી તે જ્યારે ચારૂદત્તને પગે લાગ્યો ત્યારે લોકો બોલી ઉઠયા, “આર્ય ચારૂદત્ત, એને અમને સોંપો. એ ચંડાળનો અમે જીવ લઇશું. (શ-કારને લાત મારીને કેટલાક બોલ્યા) ચાલ દુષ્ટ ઉભો થા. આ સત્પુરુષના પગને અડકીને અપવિત્ર ન કર.”

પોતાને જ્યારે બધી તરફથી ખેંચતા હતા ત્યારે વ-ધારે ભયભીત થઇને શકાર બોલ્યો, “હે અનાથના નાથ ચારૂદત્ત! હે અશરણ શરણ, મારૂં રક્ષણ કરો, મ-ને બચાવો.”

ચારૂદત્ત તેના કાલાવાલા જોઇ બોલ્યો, "શરણાગત અભય છે. તને કાંઈ ભય નથી."

ધન્ય છે આ સત્પુરુષને! જે માણસ થોડીવાર પહેલાંજ તેનો જીવ લેવા માગતો હતો તેજ જ્યારે આવીને શરણ થયો ત્યારે તેને ક્ષમા કરી. આવા વીરલા થોડાજ હોય છે! ચંદનના ઝાડને કુવાડીથી કાપતાં તે કુવાડી પણ સુગંધી થાય છે. શર્વિલક પહેલાથીજ જાણતો હતો કે, આ પાજી માણસ (શકાર) શરણે ગયા વગર રહેનારજ નથી અને ચારૂદત્ત તેને શરણ આપશેજ. તેથી તેણે સીપાઇઓને ક્રોધથી કહ્યું, "આ ચંડાળને ત્યાંથી ખેંચી લ્યો. આર્ય ચારૂદત્ત, આ ચંડાળ પાપીને શી શિક્ષા કરવી તે કહો. કહો તો એને બાંધીને ખેંચી જાઉં, કહો તો એને કૂતરા પાસે ખવરાવી દઉં, કહો તો એને શૂળીએ ચઢાવું, કહો તો એને કરવતથી કપાવી નાખું, અથવા બીજી કાંઈ શિક્ષા કરૂં. પણ એને તરવારથી એકદમ મારી નાખવાની શિક્ષા કરવી ઠીક નથી. તેથી તો તે કાંઈ વેદના જાણે નહિ. બીજાને દુઃખી કરતો હતો તે પોતાની ઉપર જ્યારે દુઃખ પડે ત્યારેજ જાણશે."

ચારૂદત્તે કહ્યું, "શર્વિલક, મને પૂછોછો ત્યારે હું કહું તેમજ કરશો કે?"

શર્વિલકે જવાબ આપ્યો, "તેમાં શું શક? તમારી આજ્ઞા પ્રમાણેજ કરવાને અમે તૈયાર છીએ."

પોતાને કોણ જાણે તે શી શિક્ષા કરાવશે જાણી શકાર ગભરાયો. તેણે ફરીથી ચારૂદત્તની પ્રાર્થના કીધી, "ઉદાર ચારૂદત્ત, મહારાજ ચારૂદત્ત! હું શરણ આવ્યો છું. મારૂં રક્ષણ કરો. મને બચાવો. જેમ તમને ઘટે તેમ કરો. હું ફરીને આવું કદી પણ નહિ કરૂં."

ચારૂદત્ત દયાળુ હતો એમ બધા જાણતા હતા તેથી

તે વારંવાર પ્રાર્થના કરવા લાગ્યો એટલે લોકોએ બૂમ પાડી, "મારી નાખો, આ દુષ્ટ પાપીષ્ઠને મારી નાખો! એ હજી સુધી કેમ જીવે છે?"

વસંતસેના શકાર ઉપર બળતી તો હતી. તે જીવતો રહે એમ તે ઇચ્છતી ન હતી. પણ સ્ત્રીઓ કોમલ સ્વભાવની હોય છે તે પ્રમાણે વસંતસેના પણ તેવીજ હતી, તેથી 'શકારને મારી નાખો' એમ મોઢેથી ન બોલતાં ચારૂદત્તને કણેરના ફૂલની જે માલા પહેરાવી હતી તે વસંતસેનાએ શકારને તરફ ફેંકી.

પોતાની ઉપર વસંતસેનાએ તે અપવિત્ર માળા નાખી તેથી તેની તરફ જોઇ શકાર બોલ્યો, "દાસીપુત્રી, મને ક્ષમા કર. મારી ઉપર મહેરબાની રાખ. મને જીવતો રહેવા દે. હું તને ફરીથી મારી નહિ નાખું."

શર્વિલક ક્રોધ કરીને બોલ્યો, "ચાલો, ખસો, બાજુ રહો. આર્ય ચારૂદત્ત, કહો જોઇએ, આ પાપીને શી શિક્ષા કરવી છે?"

આ સાંભળી ચારૂદત્તે કહ્યું, "હું કહું તેમ કરશોજ ના?"

શર્વિલકે જવાબ આપ્યો, "હા, હા, એમાં શો શક!"

ચારૂદત્તે પૂછ્યું, "ખરેખરજ કહોછો?"

શર્વિલકે ઉત્તર આપ્યો. "ખરેખરજ."

ચારૂદત્ત બોલ્યો, "ત્યારે તો એને જલદીથી–"

શર્વિલક વચ્ચે બોલી ઉઠયો, "શું મારી નાખું કે?"

ચારૂદત્ત બોલ્યો, "નહિ, નહિ, એને છોડી મૂકો."

શર્વિલક પણ એવુંજ ધારતો હતો. પણ શકારને છોડી દેવાની તેની મરજી ન હતી. તેણે પૂછ્યું, "એમ શા માટે?"

ચારૂદત્તે ઉત્તર આપ્યો, "અપરાધ કરી શરણે આવી પગે પડેલા શત્રુને હથિયારથી મારવો ન જોઇએ."

શર્વિલકે કહ્યું, "ત્યારે શું એને કૂતરા આગળ ખ-વરાવીએ."

ચારૂદત્ત બોલ્યો, "આવા શત્રુને તો ઉપકારથી મા-રવો જોઇએ."

આ સાંભળી લોકો આશ્ચર્ય પામ્યા તેમની આંખો-માંથી ચારૂદત્તની ઉદારતા જોઈ આનંદનાં આંસુ વહેવા લાગ્યા. પછી શર્વિલક બોલ્યો, "આર્ય ચારૂદત્ત, તમને ધન્ય છે. પણ હવે આનું શું કરવું તે કહો."

ચારૂદત્ત બોલ્યો, "આને બીજું કાંઈ કરવું નથી. એને તુરત છોડી મૂકો."

તુરતજ શર્વિલકે તેને છોડી દીધો. પોતે છૂટો થયો એટલે તે બોલ્યો, "હું જીવતો રહ્યો! મારો જીવ બચ્યો! હું મૂવેલો પાછો જીવતો થયો! ચાલો, હવે અહીંથી જતા રહીએ." આમ કહી તે ત્યાંથી નાશી ગયો. પોતાને ચા-રૂદત્તે તો છોડાવ્યો હતો પણ લોકો છોડશે કે નહિ તે વિષે તેની હજી ખાત્રી ન હતી. તેથી ત્યાં ઉભા રહેવામાં સાર નથી જાણીને તે નાશી ગયો.

પણ એટલામાં દૂર ગડબડ થવા લાગી. લોકો દોડા-દોડ કરવા લાગ્યા. ચંદનક દોડતો દોડતો ત્યાં આવતો હતો. તેને દોડતો આવતો જોઇ શર્વિલક વિચારમાં પડ-યો. મહારાજા આર્યકના રક્ષણ માટે શર્વિલક તેને ત્યાં રાખી આવ્યો હતો. બીજા લોકોનો શર્વિલકને હજી વિ-શ્વાસ પડયો ન હતો. મહેલના કોઇ ખટપટી લોકો આર્ય-કને આવીને મારી નાખે એવી તેને હજી ધાસ્તી હતી. પણ તેજ ચંદનક જ્યારે દોડતો દોડતો ત્યાં આવ્યો ત્યારે

શર્વિલકે ગભરાઇને પૂછયું, "કેમ ચંદનક, શું છે, શું છે? આટલો બધો દોડે છે શા માટે?"

ચંદનકે કહ્યું, "રાજમહેલની દક્ષિણ તરફ લોકોની ભીડ થઇ છે તે શું તમને જણાતી નથી? આ આર્ય ચારૂદત્તની પત્ની સાધ્વી ધૂતા પગમાં વસ્ત્ર અટવાય એવી રીતે ચાલતી તથા પોતાના પુત્રને દૂર કરતી, લોકો અટકાવે છે છતાં ન અટકતી બળતી ચિતામાં પડવાં જાય છે. મેં સતી ધૂતાને કહ્યું કે, બાઇ સહાસ ન કરો. આર્ય ચારૂદત્ત હજી જીવે છે. પણ તેઓ મારૂં માનતા નથી. હું કહુંછું તે સાંભળતા નથી."

આ સાંભળી ચારૂદત્ત ખેદયુક્ત વદને બોલ્યો, "હાય પ્યારી, આ શું! હું જીવતો છતાં તેં આ શું માંડયું છે? (આકાશ તરફ જોઇ નિ:શ્વાસ નાખીને તે બોલ્યો) ખરેખર તારૂં ચરિત્ર તો આ પૃથ્વી ઉપર ન રહેતાં આકાશમાં રહેવા જેવું છે. પણ તારા જેવી પતિવ્રતાએ તો પતિ જીવતા છતાં પરલોકના સુખનો અનુભવ લેવા જવું એ યોગ્ય નથી." આમ બોલતાંની સાથે તે મૂર્છિત થઇ પડયો.

ચારૂદત્ત મૂર્છિત થઇ પડયો તે જોઇ શર્વિલક દલગીર થઇ બોલ્યો, "અરે, આ વળી વિઘ્ન આવ્યું! ત્યાં સતી સાધ્વીને જીવતી રાખવા માટે આને લઇને જલદીથી જવું જોઇએ, અને આ તો અહીં મૂર્છા પામ્યો છે. ચારે તરફથી વિપરીત પ્રસંગ આવીને કરેલો બધો પ્રયત્ન અફળ જાય એમ જણાય છે."

વસંતસેના ગભરાઇ તો ગઇજ હતી પણ ચારૂદત્તને સાવધ કરતી બોલી, "ધીરજ ધરો, પ્રાણ, જરા ધીરજ ધરો. પ્રથમ ત્યાં જઇને આર્યા (ધૂતા) ને બચાવો, નહિ તો અધીરતાથી તે એકનું બીજુંજ કરી મૂકશે."

આ સાંભળી ચારૂદત્ત એકદમ સાવધ થયો. તે બો-

લ્યો, "હાય પ્યારી, તું કયાં હશે! (ચંદનકને) ભાઇ, મને રસ્તો બતાવ."

ચંદનક આગળ ચાલતાં બોલ્યો, "આર્ય, આ ર૦ સ્તે ચાલો."

ચંદનક સોની આગળ હતો. તેની પાછળ ચારૂદત્ત, વસંતસેના, શર્વિલક અને બીજા જે કોઇ ત્યાં હતા તે બધા જ્યાં ધૂતા બળી મરવાની તૈયારી કરતી હતી ત્યાં જવા નીકળ્યા.

---

## પ્રકરણ ૨૨ મું.

### સુખી છેવટ.

ચારૂદત્તની પત્ની સતી ધૂતા પોતાના પતિનું અ૦ મંગળ થવાનું છે જાણી તે પોતાને કાને સાંભળવું ન પડે માટે તેની પહેલાંજ મરવાને તૈયાર થઇ. રાજ મહેલની દક્ષિણ તરફની ખુલ્લી જગામાં તેણે પોતાને માટે ચિતા તૈયાર કરાવી. પોતાના વાળ છૂટા મૂકી, આ લોકની, અને પોતાના પુત્રની માયા મૂકી દઇ બળી મરવા તૈયાર થઇ. મૈત્રેય તથા બીજા લોકોએ બહુ બહુ સમજાવી, પણ તેણે કોઇનું પણ કહ્યું માન્યું નહિ. ચિતામાં પડી પોતાના પ૦ તિનું અમગળ (મરણ) થાય તે પહેલાંજ પોતાનો પ્રાણ ત્યાગ કરવો એવો તેણે નિશ્ચય કર્યો હતો બાળક રોહ- સેન તો પોતાની માતા રડતી રડતી જતી હતી તેનો છેડો પકડીને ખેંચતો હતો અને ધૂતા તેને પોતાની પા- છળ ખેંચી જતી હતી. જ્યારે તે પોતાને માટે તૈયાર ક૦ રેલી ચિતા આગળ આવી પહોંચી ત્યારે રડતી રડ- રડતી બોલી, "પુત્ર, દીકરા, મને મૂકી દે. શા માટે તું મારી પાછળ ખેંચાયો આવે છે? મારા મનોરથમાં વિઘ્ન

ન પાડ. આર્યપુત્રનું અમંગળ મારે કાને પડશે એ મોટો ભય છે. માટે દીકરા મારો પાલવ છોડી દે.”

આમ કહેતાંની સાથે તેના હાથમાંથી છેડો છોડાવી દઈ તે સળગતી ચિતા પાસે ગઈ. પણ રોહસેન તેનો પીછો છોડે એવો ન હતો. તે તેની પાછળ દોડી જતાં બોલ્યો, “માડી, માતા, તું મારું પાલન કરજે, મને ઉછેરજે. મારી સામું તો જરા જો. તારા વગર હું કેમ જીવીશ ?”

મૈત્રેયે કહ્યું, “આર્યા, પોતાના પતિ વગર બ્રાહ્મણીથી ચિતામાં પ્રવેશજ ન થાય. જો તે તેમ કરે તો મહા પાપ પડે, એમ ઋષિઓનું વચન છે.”

ધૂતાએ ઉત્તર દીધો, “મને તો આ વિષયમાં પાપ બહુ સારું લાગે છે. પતિનું અમંગળ સાંભળવું મારે ખોટું છે. રદનિકા, આ મારા વહાલા પુત્રને તું લઇ જા. એની સંભાળ રાખજે. હવે હું મારું ઇચ્છિત કાર્ય કરું છું.”

રદનિકાએ રડતાં રડતાં જવાબ આપ્યો, “બાઇ, હું તો તમારોજ હુકમ હમેશ પાળતી આવી છું, માટે હું તમારા વગર રહી શકવાની નથી. હું તમારી સાથેજ આવીશ.”

ધૂતાએ મૈત્રેયને કહ્યું, “ભાઇ, તમે હવે પાછા ફરો.”

મૈત્રેય કાંઈ ધૂતાનું સાંભળે તેમ તેનાથી હારી ખાય એવો ન હતો. તેણે જવાબ આપ્યો, “જેણે કાંઈ પણ શુભ કાર્ય કરવું હોય તેણે બ્રાહ્મણને આગળ કરી તે કામ કરવું જોઇએ. આ વખત તમે જે કાંઈ કાર્ય કરોછો તેમાં હું આગળ થઇશ. તમારાથી પહેલાં હું અગ્નિમાં કુદી પડીશ.”

રદનિકા તથા મૈત્રેય એ બેઉમાંથી એકે જણે તેનું કહેવું ન સાંભળ્યું તેથી ધૂતા બોલી, “આ બેઉ જણા

મારૂં કહેવું માનતા નથી, તેથી તારૂં પાલન તું પોતેજ કરજે. અમને તિલોદકની અંજલી કોણ આપશે? પુત્ર, તારા પિતા શું તારૂં પાલન નહિ કરે?"

આ વખતની થોડીવાર પહેલાંજ શર્વિલક ચારૂદત્તને લઇને ત્યાં આવવા નીકળ્યો હતો. શર્વિલકે દૂરથી ધૂતાને ચિતામાં પડવાની તૈયારી કરતી દીઠી. તે જોઈ શર્વિલકે કહ્યું, "આર્ય, જલદી ચાલો, આર્યા અગ્નિમાં પડવાની તૈયારી કરે છે. માટે ઉતાવળ કરો."

ચારૂદત્ત આ જોઇ ઉતાવળથી ચાલવા લાગ્યો અને વખતસરજ આવી પહોંચ્યો. ધૂતાના આ છેલ્લા શબ્દો બોલી તે સાંભળતાંજ એકદમ પાસે આવી પોતાના પુત્રને તેડી લઇ ગળે લગાડતાં તે બોલ્યો, "મારા વહાલા પુત્રનું હુંજ પાલન કરીશ."

ધૂતાએ પોતાના પતિના શબ્દો સાંભળી તેનો સ્વર ઓળખ્યો. તે બોલી ઉઠી, "અહો આ તો આર્ય પુત્રનો સ્વર છે. (પાછળ ફરી જોઇ, હર્ષ પામીને તે બોલી) અરે આ તો આર્ય પુત્ર પોતેજ છે."

રોહસેન પોતાને પિતાએ ગળે લગાડયો તેથી આનંદ પામીને બોલ્યો, "મા, મા, મારા પિતાએજ મને ગળે લગાડયો છે. મા, તારા બોલ ખરા પડયા હો! હવે તેઓજ મારૂં પાલન કરશે. તું જરા પણ ચિંતા ન કર."

પોતાની તરફ પોતાની પત્નીનો આટલો બધો પ્રેમ જોઇ તેનાથી થોડીવાર તો કાંઈ બોલાયું નહિ. તેનું હૈયુ ભરાઇ આવ્યું. થોડીવાર પછી તે બોલ્યો, "પ્રિયા, હું જીવતો હતો છતાં તેં આ શું કરવા માંડયું છે! સૂર્ય અસ્ત પામ્યા વગર કદી કમલિની પોતાની આંખો (કમલ) બંધ કરે છે કે?"

ધૂતાએ ઉત્તર વાળ્યો, "નાથ, તે તેમ કરે છે તે-થીજ તેને નિર્જીવ કહે છે."

મૈત્રેય પણ પોતાના પ્રિય મિત્રને જોઇ આનંદ પામ્યો હતો. તે બોલ્યો, "જે આંખોએ પ્રિય મિત્રની દુર્દશા દેખી તે (આંખો) મુદલ ન હોય એમ ઇચ્છતો હતો, તેજ આંખો આજ પ્રિય મિત્રનું દર્શન કરે છે. જુઓ, સતીનો પ્રભાવ કેવો છે! તે સાધ્વી (ધૂતા)ને બળી મરવાનો વખત આવતાં તેને પતિનો સમાગમ થયો. (ચારૂદત્ત પાસે જઇ ગદગદ કંઠે તે બોલ્યો) પ્રિય મિત્રનો જયજયકાર થાઓ! ઈશ્વર તમને સો વર્ષ જીવતા રાખો"

પોતાના બાળપણના મિત્ર મૈત્રેયને ક્યારે ભેટવાનો વારો આવશે એમ ચારૂદત્ત હજી તો વિચાર કરતો હતો એટલામાં મૈત્રેય પાસે આવ્યો. તેને તે તુરત ભેટી પડયો. બેઉને અત્યાનંદ થયો. રદનિકા પણ આશ્ચર્યથી ઉભી રહીને જોતી હતી. દુઃખના દિવસ જઇને સુખના આવ્યા તેથી તેની આંખોમાંથી આનંદાશ્રુ નીકળી પડયા. "આર્યનો જયજયકાર થાઓ." એમ બોલતાંની સાથે તે ચારૂદત્તના પગમાં પડી. તેની પીઠ ઉપર હાથ મૂકી ચારૂદત્તે તેને ઉઠાડતાં કહ્યું, "રદનિકા, ઉઠ."

વસંતસેના પોતાના પતિને વહાલી છે એમ ધૂતા જાણતી હતી તેથી તેની ઉપર પણ પ્રેમ ઉપજ્યો હતો. તેણે તેને કહ્યું, "વહાલી બહેન તમને કુશળ જોઇ મને અતિ આનંદ થાય છે."

વસંતસેના તેની પાસે જતાં બોલી, "હમણાજ કુશળ થઈ છું. તમારા દર્શનનો લાભ થતાં હું વધારે સુખી થઇ છું."

વસંતસેના અને ધૂતા એક બીજીને ભેટી પડી. બેઉની આંખોમાંથી આંસુઓ નીકળી પડયા.

આ બધો આનંદ જોઈ શર્વિલકને બહુજ સંતોષ થયો. તે બોલ્યો, "આર્ય ચારૂદત્ત, આ બધા મિત્ર મંડળને જીવતું જોઇ હું આનંદ પામ્યો છું."

ચારૂદત્ત બોલ્યો, "એ બધું તમારીજ કૃપાથી થયું છે."

શર્વિલકે કહ્યું, "આર્યા વસંતસેના, મહારાજાએ તમારી ઉપર કૃપાવંત થઇ તમારા નામને 'વધૂ' શબ્દ લગાડવા મને હુકમ કર્યો છે." આમ કહેતાંની સાથે વસંતસેનાનું માથું તેણે ઢાંકયું.

વસંતસેનાએ જવાબ આપ્યો, "હું કૃતાર્થ થઇ છું."

રાજા પ્રજાનો નાતો પિતા પુત્ર પ્રમાણે હોય છે. રાજા આર્યક ચારૂદત્તને પોતાના બંધુ સમાન ગણતો હતો અને તેથી વસંતસેના જેવી સાધ્વી ગુણકાને તેણે ચારૂદત્તની પત્ની બનાવી.

થોડા વખત ઉપરજ પાલકને મારીને રાજા બનેલા આર્યકને આ બધી વાતો કહેવા અવકાશ ન હતો, પણ તેણે રાજા થવાની પહેલાંજ શર્વિલક સાથે આ બધી વાતની ગોઠવણ કરી હશે એમ સંભવે છે. તેમ વળી શર્વિલક પણ વસંતસેનાના ઉપકારમાં હતો. વસંતસેનાએ પોતાની મદનિકા નામની દાસી શર્વિલકને આપી હતી તેના ઉપકારનો બદલે તેણે હમણાજ વાળી આપ્યો. વસંતસેના પણ પોતે ગૃહસ્થ સ્ત્રી થઇ તેથી આનંદ પામી. તેને વેશ્યાનો અવતાર સુદલ પસંદ ન હતો. પોતાની માતાનું ઘર છોડી કોઇની પત્ની થવાનું તેના મનમાં ઘણો વખત થયા હતું. પોતાને લાયક કોઈ પુરુષની શોધમાં તે હતી. આખરે ચારૂદત્તની ઉપર તેની નજર પડતાં તેની ઉપર તેનું મન ચોંટયું. અને ઈશ્વરની કૃપાથી તેના મનની ઉમેદ આજ પાર પડી.

બધા જ્યારે આનંદના ઉદ્‌ગાર કાઢતા હતા તે વખતે શર્વિલક બોલ્યો, "આર્ય, હવે આ જતીનું શું કરવું છે?"

ચારૂદત્તે તેને પૂછ્યું, "સાધુજી, તમને વધારે શું પ્રિય છે?"

સંવાહક જતીનું મન વૈરાગ્ય ઉપર દૃઢ હતું. તે બોલ્યો, "મને કાંઈ જોઇતું નથી. આ અસાર સંસાર ઉપરથી મારૂં મન ઉતરી ગયું છે. બધું અનિત્ય છે; ક્ષણભંગુર છે, મિથ્યા છે"

ચારૂદત્ત આ સાંભળીને બોલ્યો, "મિત્ર શર્વિલક, આનો વૈરાગ્ય દૃઢ છે. એનું મન ચલાયમાન થાય તેમ નથી. માટે એવાનું મન ચલાયમાન કરી એને પાછો સંસારની જાળમાં નાખવાની જરૂર નથી. પણ એની ઉપર ઉપકાર તો કરવો જોઇએ. તેથી એને આ રાજ્યના બધા અપાસરાના ઉપરી કરવા જોઇએ."

શર્વિલકે જવાબ આપ્યો, "ભલે, તેમ થશે." આમ કહી પોતાના અમલદારોને તેમ કરવા આજ્ઞા આપી.

ચારૂદત્તની પગચંપી કરનાર નોકર તેને આ કેવી મોટી પદવી મળી! સત્સંગ અને સત્પુરુષની સેવાનું આવુંજ ફળ મળે છે.

સંવાહક જતી પણ તેથી સંતોષ પામ્યો. પોતાની ચાલુ સ્થિતિમાં પણ તે સંતોષીજ હતો.

વસંતસેના પણ ધીમે સાદે બોલી, "મને જીવતી રાખનારને ઠીક બદલો મળ્યો.

હવે માત્ર એક સ્થાવરક ચેટ રહ્યો હતો. તેણે પોતાની બનતી મહેનત કરી ચારૂદત્તને જીવતો રાખવા પ્રયત્ન કર્યો હતો. તેની તરફ જોઇ શર્વિલકે પૂછ્યું, "આ સ્થાવરકનું શું કરવું છે?"

ચારૂદત્તે કહ્યું, "એ ભલા દીલના પરોપકારી પુરૂષને ગુલામી હાલતમાંથી મુક્ત કરી એને ગુજરાન માટે કાંઈ આજીવિકા બાંધી આપો. તેમજ આ ચંડાળોને બધા ચંડાળોના ઉપરી કરો, અને આ ચંદનકને સેનાપતિ બનાવો."

ચંડાળોએ પોતાની ઉપર માયા દેખાડી હતી તે ચારૂદત્ત ભૂલ્યો ન હતો અને તેથી તેનો બદલો આ વખત તેમને આપી દીધો.

આ પ્રમાણે બધા માટે ગોઠવણ કર્યા પછી ચારૂદત્ત બોલ્યો, "હવે માત્ર પેલો શકાર રહ્યો. એને પ્રથમ એ હતો તેજ જગાએ અર્થાત્ છૂપી બાતમી મેળવવાની જગાએજ રાખો."

ચારૂદત્તના કહેવાથી શકારને છોડી મૂકયો હતો છતાં તેને જીવતો રાખવાની શર્વિલકની ઇચ્છા ન હતી. તેથી જ્યારે ચારૂદત્ત તેને તેજ જગાએ કાયમ રાખવાનું કહ્યું ત્યારે શર્વિલક બોલ્યો, "આર્ય ચારૂદત્ત, આને છોડી મૂકવાથી ઠીક નહિ થાય. મારા મનમાં તો એને મારી નાખવાની ઇચ્છા છે."

ચારૂદત્ત બોલ્યો, "નહિ, નહિ, શરણાગતને અભય છે! અપરાધ કરી શત્રુ શરણે આવે તો તેને મારી નાખવાને બદલે તેની ઉપર ઉપકાર કરવો એજ શિક્ષા સારી છે."

શર્વિલકે ચારૂદત્તનું વચન માન્ય કર્યું. પછી તે બોલ્યો, "આર્ય ચારૂદત્ત, હવે બીજું તમારૂં વધારે પ્રિય શું કરૂં ?"

ચારૂદત્તે જવાબ વાળ્યો, "આથી વધારે મારૂં શુ પ્રિય થવાનું રહ્યું છે? મારી કીર્તિને લાગનાર કલંકમાંથી હું મુક્ત થયો, આ (શકાર) શત્રુ હતો છતાં શરણે આવ્યો તેને છૂટો કર્યો, મારો મિત્ર આર્યક આ પૃથ્વી ઉપરના પોતાના બધા શત્રુઓનો નાશ કરી, બધી પૃથ્વી ઉપર હુ-

ક્રમ ચલાવનાર રાજા થયો. આ (વસંતસેના) પ્રિયા મને ફરીથી મળી, અને તમે મારા પ્રિય મિત્ર થયા. કહો, આથી તે બીજું મારૂં પ્રિય શું કરવું રહ્યું છે? પણ ભાઇ શર્વિલક, આ દૈવનો ચમત્કાર તો જુઓ! આ દૈવ ઘડીમાં કોઇ તુચ્છને તવંગર બનાવી સુખસાગરમાં રેલે છે, કોઇકને ઉંચથી નીચ બનાવી દુ:ખ દરિયામાં ઠેલે છે. કોઇને વ્યાકુલ કરે છે, કોઇને સ્વસ્થ કરે છે. કુવાપર ચાલતી ઘટમાલ (રહેંટ) પ્રમાણે આ બધો ખેલ છે, તે હમેશ ફર્યાજ કરે છે. એક બીજાની આ જગત્‌માં વિરૂદ્ધ સ્થિતિ બતાવી તેના ચંચળપણા વિષે બોધ કરે છે. વળી સદા આવું થજો કે;—ગાયો બધી દૂધે ભરેલી થજો, પૃથ્વી અન્ન રસે ભરેલી થજો, યોગ્ય સમયે વરસાદ વરસજો, લોકોના મનને આનંદ કરનાર પવન સદા વાહ્યા કરજો, બધા પ્રાણીઓના મન સદા આનંદમાં રહેજો, બ્રાહ્મણો સદ્‌માર્ગે ચાલનારા રહેજો, ધનવાનો ઉદાર, દીન ઉપર દયા કરનાર અને સદાચરણી થજો, અને રાજાઓ શત્રુ વગરના થઇ, ધર્મ અને નીતિથી ઉત્તમ પ્રકારે પ્રજાનું પાલન કરનાર થાઓ! એજ ઈશ્વર પ્રત્યે મારૂં માગવું છે તે સર્વેશ્વર સફળ કરો.”

ઉપર સુધી વસંતસેનાની કથા છે. શુદ્રક નામે પરાક્રમી રાજાએ મૃચ્છકટિક નામનું પ્રકરણ (નાટક) રચેલું છે તેના સારરૂપ આ વાર્તા છે. એની અંદર ઉપર સુધીની હકીકત છે. તે પછીની થોડી હકીકત બીજા પુસ્તકો ઉપરથી ઉપજાવી કાઢી છે તે માત્ર સારરૂપ છે છતાં આપવા જેવી હોવાથી તે ટુંકમાં તે આપી છે.

ચારૂદત્ત અને વસંતસેનાના બધા મનોરથ પૂર્ણ થયા ત્યાં સુધી આપણે જોયું. પ્રથમ ચારૂદત્ત દેશનો એક મોટો સાહુકાર હતો અને પાછળથી એક મોટા દેશનો મા-

લીક, ખરૂં જોતાં તો રાજા થયો હતો. વચ્ચે થોડો વખત તેને દુઃખ ભોગવવું પડ્યું હતું. પણ તે તો તેના સત્યની કસોટી જેવુંજ હતું. ખરૂં જોતાં પૈસો જતાં માણસ દરિદ્રી થતું નથી પણ સત્ જતાં થાય છે. ચારૂદત્તનું દ્રવ્ય જતું રહ્યું હતું છતાં સત્નો તેણે ત્યાગ કર્યો ન હતો. લક્ષ્મી બહારથી તેને છોડી ગઈ હતી પણ તેમ ન હતું. તે તેના સત્નું પારખું જોતી હતી. લક્ષ્મીને પકડી રાખવાની દોરી ચારૂદત્ત પાસે હતી. તે દોરીથી બંધાયલી લક્ષ્મી તેને છોડી જઇ શકી ન હતી. આખરે તેજ સત્યને આધારે લક્ષ્મી તેને ત્યાં પાછી આવી. ખરૂં જોતાં વસંતસેનાનેજ લક્ષ્મી કહીએ તો તે કાંઈ ખોટું નથી. વસંતસેનાને લીધે તેને બધી રીતનો લાભ થયો. શર્વિલક જેવા કારસ્થાની પુરુષની મિત્રતા પણ વસંતસેનાને લીધેજ થઈ. આર્યક સાથે ઓળખાણ પણ તેજ વસંતસેનાને લીધે થઇ. સંવાહક, સ્થાવરક પણ ખરૂં જોતાં વસંતસેનાને લીધેજ તેને સાહ્ય થવા આવ્યા. બધી રીતે જોતાં વસંતસેનાજ લક્ષ્મીરૂપે આવી. વસંતસેના ચારૂદત્ત સાથે પરણી તે પછી તેની માતાએ પોતાના પુત્રો માટે થોડી પુંજી રાખી બાકીની બધી પુંજી પોતાની આ એકલી લાડકી પુત્રી વસંતસેનાને સોંપી દીધી, અને તે ચારૂદત્તનીજ થઈ. હવે આપણે થોડું વૃતાંત આગળ જાણીએ.

ધૂતાને સમજાવી, બધાને સંતોષી ચારૂદત્ત, ધૂતા, વસંતસેના, રોહસેન વગેરેને લઇ પોતાને ઘેર જવા નીકળ્યો. શર્વિલકે મોટા ભપકાથી તેને ઘેર પહોંચાડયો.

પોતાની બે પત્નીઓની વચ્ચે ચારૂદત્ત ચંદ્ર પેઠે શોભતો હતો. એક રાજા પોતાના શત્રુને જીતીને જેમ રાજધાનીમાં પાછો ફરે તેની ઉપર જેમ પ્રજા ફૂલ અને ધાણીની વૃષ્ટિ કરે તેમ ચારૂદત્ત ઉપર પણ નગરના સ્ત્રી

પુરુષોએ વૃષ્ટિ કરવા માંડી. તે જીવતો રહ્યો તેથી બધે ઠેકાણે આનંદ પસરી રહ્યો. પછી ચારૂદત્તે ઘેર પહોંચી સ્નાન કર્યું અને ગરીબ ગુરબાઓને દાનધર્મ કર્યું.

ચારૂદત્તને ઘેર પહોંચાડી શર્વિલક રાજમહેલમાં ગયો અને રાજા આર્યકને થયલી બધી હકીકતથી વાકેફ કર્યો. તેજ દિવસે સાંજના રાજા આર્યકે મોટી દરબાર ભરવાનો હુકમ કર્યો અને તેની અંદર શહેરના મોટા મોટા શેઠ સાહુકારોને પણ બોલાવ્યા. ચારૂદત્ત ઉત્તમ પોશાક પહેરી આવ્યો. તેને આવતો જોઈ આર્યક રાજા પોતાના સિંહાસન ઉપરથી ઉઠી તેને સામે લેવા ગયો અને બેઉ જણા એક બીજાને સારી રીતે ભેટયા. રાજા તેને અતિશય માનથી પોતાના સિંહાસનની બાજુએ તૈયાર કરેલા આસન ઉપર બેસાડવા લઈ ગયો. શર્વિલક રાજાના જમણા હાથ ઉપર મંત્રીની જગાએ બેઠો હતો. બધા જ્યારે પોત પોતાની જગાએ બેસી ગયા ત્યારે શર્વિલકે દરબાર આગળ આગળી પાછળી બધી હકીકત કહી. પાલકના વખતમાં ચાલતી અંધાધુની અને અન્યાયની બધી વાત જણાવી અને હવે પછી કેવી વ્યવસ્થાએ રાજ્ય ચાલશે તે પણ કહી સંભળાવ્યું. અને તે સાથે સારી રીતે રાજ્ય ચલાવવામાં રાજા આર્યકને બધા શેઠ સાહુકારોએ મદદ કરવી એમ પણ તેણે વિનંતિ કરી લીધી.

આ બધું થયા પછી રાજા આર્યકે ચારૂદત્તને વેણાનદીના કિનારા ઉપરનો બધો દેશ આપવાની વાત જાહેર કરી અને કુશાવતી નગરીમાં પોતાની રાજધાની તે સ્થાપશે એમ જાહેર કર્યું અને તે સાથે તેને રાજસી પોશાક નજર કર્યો. પછી શર્વિલકને પોતાનો પ્રધાન જાહેર કરી તેને તેની પદવીનો પોશાક આપ્યો. આ પ્રમાણે ચંદનક વગેરે જે કોઇ નવા અમલદારો નીમાયા હતા

તેમને તેમને લાયક પોશાક આપ્યો. શકાર પણ ત્યાં હાજર હતો. તેનું અભિમાન ઉતરી ગયું હતું. જુના અમલદારોમાંથી જે કોઇ સારા હતા તેમને કાયમ રાખી, જેઓ દુષ્ટ હતા તેમને દૂર કરી નવા રાખ્યા. શકાર જુનો પાપી હતો છતાં ચારૂદત્તના આગ્રહથી તેને રહેવા દેવામાં આવ્યો હતો. આવી રીતે આ મોટી દરબાર ભરી રાજા આર્યકે બધાને આનંદ પમાડી, પાન બીડા આપી દરબાર બરખાસ્ત કીધી. ચારૂદત્ત પણ પોતાને ઘેર પાછો ફર્યો.

પછી તેણે પોતાના રાજ્ય તરફ નજર દોડાવી. કુશાવતી જઇ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવાની તેની ઇચ્છા હતી. મૈત્રેયને સાથે લઇ તે કુશાવતી ગયો અને ત્યાં બરોબર બંદોબસ્ત કરી તે પાછો ઉજ્જયનીમાં આવ્યો. તેણે પોતાનો મુકામ ઉજ્જયનીમાંજ રાખ્યો હતો. રાજા આર્યકને તેના વગર ચાલે તેમ ન હતું.

શર્વિલક પણ ચતુર મંત્રી હતો. તેણે પ્રથમ તો પોતાના રાજ્યનો બંદોબસ્ત કર્યો. આર્યક અને શર્વિલકના નામનો દુષ્ટ લોકોમાં ત્રાસ બેસી ગયો હતો તેથી તેવા લોકો સામે ન થયા. પોતાની ચાલતી સત્તાનો બંદોબસ્ત કર્યા પછી આસપાસના ખંડણીઆ રાજાઓ તરફ શર્વિલકે નજર ફેરવી. એકેક પછી એકેકને તેણે પોતાને વશ કરી પાછી ખંડણી લેવી ચાલુ કીધી. આર્યકના ન્યાય અને દયાના રાજથી રૈયત સુખી થઇ.

ચારૂદત્ત પણ લાંબું આયુષ્ય ભોગવી, પોતાની પ્રથમની કીર્તિમાં વધારો કરી, આખરે સંસારની માયા છોડી, પોતાની બધી માલ મીલકત રોહસેનને સોંપી, સતી સાધ્વી ધૂતા અને ગુણવાન વસંતસેના સાથે બાકી રહેલા આયુષ્યના દિવસો પરમાર્થમાં કાઢ

સમાપ્ત.

# સુવિચાર દર્શક મંડળીનાં પુસ્તકો.

બાદશાહ બીરબલ પુ. ૧ લું ૬૬ વાર્તાઓનો સંગ્રહ.
કીમત ૧ રૂપીઓ.

બાદશાહ બીરબલ પુ. ૨ જું ૫૪ વાર્તાઓનો સંગ્રહ.
કીમત રૂ ાા.

બાદશાહ બીરબલ પુ. ૩ જું ૪૯ વાર્તાઓનો સંગ્રહ.
કીમત ૧ રૂપીઓ.

મહાકાળીની મૂર્તિ અને તેના ભોગ (એક નવીન
વાર્તા). કીમત રૂ ૨.

સેતાનનો સાથી સાદા પુઠાની કીમત રૂ ૧.

નાટ્ય કથારસ સંપૂર્ણ કીમત રૂ ૧ાા.

ધી ઈંગ્લીશ ટીચર અથવા અંગ્રેજી શિક્ષક માસ્તરની
મદદ વગર અંગ્રેજી શીખી શકાય એવું પુસ્તક.
કી. કાગળના પુઠાંની રૂ ૦ાાા કપડાની પુઠાંની રૂ ૧.

સુબોધિની શ્રીમદ્ ભગવદ્ગીતા (પંડિત શ્રીગટ્ટુલાલજી,
શ્રીનાથજી તથા ધ્યાનના ચિત્રો સહિત. કી. ૦ાા.

શ્રીમદ્ ભગવદ્ ગીતાનું એકલું ગૂજરાતી ભાષાંતર
કીમત ૨ાા આના.

વૈરાગ્ય શતક કીમત રૂ ૦.

કલિવિડમ્બન શતક (કલિયુગના કૌતુકો) કી. રૂ ૦)=.

ગૂજરાતી વહેમ (પેટ પકડીને હસાવનાર વહેમોનો સંગ્રહ).
કીમત ૧ આનો.

હરિશ્ચંદ્ર આખ્યાન કીમત ૩ આના.

વૈષ્ણવ-ગુરૂ-ધર્મ-કર્મ (પંડિત શ્રી ગટ્ટુલાલજી તથા શ્રી
દેવકીનંદનાચાર્યજીના ચિત્રસહિત). કી. ૬ આના.

ઉપલા બધા પુસ્તકોનું પોસ્ટેજ જુદું પડશે. પણ
જો કોઇ એક સામટાં પાંચ રૂપીઆની કીમતના પુસ્તકો
મંગાવશે તો તેની પાસેથી પોસ્ટેજ લેવામાં આવશે નહિ.

જી. એમ. મર્ચન્ટ.
ઘર નં. ૧૦૫, વિઠ્ઠલવાડી, મુંબઈ.